# પ્રસ્તાવના

સિ ધડગાવનારા પ્રસંગો કિ ઉશ્કેરનારા બનાવો, વાસ્તવિક કે અવાસ્તવિક પણ ક્ષણિક આનંદ ઉપજાવનારા આકર્ષક બનાવોવાળી વાતોઓ સામાન્ય રીતે વાચકને વધારે ગમે છે પરંતુ આત્માના વિકાસ માટે શીખવા જેવું તેવી વાર્તાઓમા ભાગ્યે જ કાંઈક હોય છે તેથી મુમુક્ષુઓ માટે એવી વાર્તા નકામી થઈ પડે છે

પ્રસ્તુત વાર્તા જૈન સિદ્ધાંતોને અનુસરી શ્રાવક તરીકે માણસે જીવન કેમ વીતાવવુ, સંસારમા પ્રેમભાવ, ભક્તિભાવ કેમ કેળવવાં અને ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિ કેમ પ્રાપ્ત કરતા જવી તે સમજાવે છે

આજના જમાનામા જ બનેલા, અનુભવેલા અને નજરે જોયેલા પ્રસંગોને ગુંથી લઈને આ વાર્તા લખાયેલી હોઈ તે સત્ય ઘટનાત્મક છે તેથી જ અમારા જૈન સિદ્ધાંત માસિકમા એ વાર્તા જ્યારે હફતે હફતે છપાતી હતી ત્યારે સકડો વાચકોને આ વાર્તા ગમી હતી એમ તેમણે અમને લખી જણાવ્યુ હતું અને એવા ઘણા વાચકોની માગણીથી જ આ વાર્તા પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે

કેટલાક વાચકોને ચળકતા સફેદ કાગળનો બહુ મોહ હોય છે પરંતુ ચળકાટવાળા સફેદ કાગળમાં સોંસરૂં દેખાય છે તેથી તેમ જ ચળકાટને લીધે તેવા કાગળ ઉપર છાપેલુ વાચવામા આંખને તકલીફ પડે છે, વાચતા મહેનત પડે છે, આંખ ખેંચાય છે અને બગડે છે વાચકોની આંખને આવું નુકસાન ન થાય માટે અમે અમારા પુસ્તકો ચળકાટ વિનાના ઝાંખા પરંતુ મોંઘા ભાવના જાડા કાગળો ઉપર છપાવવાનું પસંદ કરીએ છીએ

છતાં આ પુસ્તકમાં અમારે પાતળા કાગળ વાપરવા પડ્યા છે. કારણ અમે વાપરીએ છીએ તેવા કાગળો મળી શકયા નહિ. અત્યારે કાગળ મળતા નથી એટલું જ નહિ પણ કાગળના ભાવ પણ ઘણા વધી ગયા છે, બમણાથી પણ વધારે થઈ ગયા છે.

એટલે આ પુસ્તકમાંના કાગળ પાતળા હોવા છતાં તેની કિંમત તો અમારે ઘણી વધારે જ આપવી પડી છે. તેથી એકંદર આ પુસ્તકની અમારી પડતર કિંમત લગભગ રૂા. ૩–૮–૦ થવા જાય છે. છતાં ફક્ત જ્ઞાનપ્રચાર માટે પુસ્તકની કિંમત અમે રૂા. ૨–૦–૦ રાખી છે અને અમારા જૈન સિદ્ધાંત માસિકના ગ્રાહકોને તો રૂા. ૧–૦–૦ જેવી નામની કિંમતે જ આપવામાં

# સમર્પણ

—મારી બંને પ્રેમસ્વરૂપ સહચરીઓને—

શ્રીમતી વ્રજકુંવર—

મારી પહેલી ધર્મપત્ની—

જે ફક્ત ત્રણ વર્ષના સહવાસમાં

અદ્‌ભૂત પ્રેમ દાખવી ગઈ—

શ્રીમતી નવલકુંવર—

મારી બીજી ધર્મપત્ની—

જેણે ૩૮ વર્ષ સુધી અદ્‌ભૂત

પ્રેમથી મારો સહચાર સાધ્યો—

એ બંને પત્નીઓના અદ્‌ભૂત પ્રેમે જ આ પ્રેમ–સેવા–ધર્મ–કથાને જન્મ આપ્યો છે તથી તે બને દેવીઓને જ આ કથા અર્પણ કરૂં છું.

લેખક

શુદ્ધ જૈન સંસ્કૃતિનો પ્રચાર કરતું
અને સર્વ જૈન સંપ્રદાયોની એકતા માટેનું
એક માત્ર માસિક

# જૈન સિદ્ધાંત

દર મહિનાની પહેલી તારીખે બહાર પડે છે.

દર મહિને ૧૧૨ પાનાનું વાચન ઉપરાંત ત્રણ વિશેષાંકો આપવામાં આવે છે.

જીવનમાં ઉપયોગી થઈ પડે તેવા વ્યવહારિક, સામાજિક, ધાર્મિક લેખો, કાવ્યો, વાર્તાઓ, સંવાદો, દૃષ્ટાંતો વગેરે દર મહિને આપવામાં આવે છે. ઉપરાંત ખાસ વાર્તા અંકો આપવામાં આવે છે.

દરેક આત્માર્થી જૈન બંધુએ જૈન સિદ્ધાંત માસિક દર મહિને વાંચવું જ જોઈએ.

## ભેટ

જૈન સિદ્ધાંત માસિકના ચાલુ ગ્રાહકોને ઉંચા કાગળમાં બે રંગમાં છાપેલા, પાકા પુઠાના, જેકેટ સાથેના રૂા. ૭-૦-૦ની કિંમતના બે પુસ્તકો ભેટ મળે છે.

વાર્ષિક લવાજમ ફક્ત રૂા ૫-૦-૦નો મનીઑર્ડર મોકલી આજે જ ગ્રાહક થઈ જાઓ

**જૈન સિદ્ધાંત સભા**

શાંતિસદન, ૨૫૯, લેમિંગ્ટન રોડ, મુંબઈ ૭

# પ્રાસ્તાવિક

સમર્પણમાં જ આ વાર્તાનો જન્મ થઈ ગયો છે છતા વિશેષ સમજણ માટે કહી લઉં કે—

વાર્તામાનું એક પણ પાત્ર અખડ રીતે જીવંત નથી પણ વાર્તામાંના પોણા ભાગ ઉપરાતના પ્રસગો સાચા બનેલા, મેં નજરે જોયેલા કે અનુભવેલા બનાવોજ છે

એટલે વાર્તાની ગુથણી કાલ્પનિક હોવા છતાં વાર્તા સત્ય ઘટનાત્મક છે.

આ વાર્તાથી વાચકને આનંદ થશે તો મને પણ આનંદ થશે

આ વાર્તાના આનંદને વાચક પોતાના વર્તનમા અનુભવશે તો હું મને ધન્ય માનીશ

હું છુ
એવો ધન્યભાગી થવા
ઇચ્છતો લેખક

# અનુક્રમણિકા



## ભાગ ૧ લો
## વત્સલાનું પરિવર્તન

## આભાર દર્શન

રાજકોટના રહીશ સ્વ શ્રીયુત ગોપાલજી ભીમજી પારેખના પુણ્ય સ્મરણાર્થે તેમના ધર્માનુરાગી સુપુત્ર શ્રી જાદવજીભાઈ ગોપાલજી પારેખે વિના મૂલ્યે જ્ઞાન પ્રચાર કરવા માટે આ પુસ્તકની ૧૫૦ દોઢસો પ્રતો અગાઉથી નોંધાવી ખરીદ કરી છે તેને માટે આ સભા તેમની આભારી છે

જૈન સિદ્ધાંત સભા

સિદ્ધશીલા

આદર્શ ગૃહસ્થ જીવન

# સમાન હક

લેખકઃ-શ્રી નગીનદાસ ગિરધરલાલ શેઠ

ભાગ ૧ લો

## વત્સલાનું પરિવર્તન

૧

# માધવબાગમાં નારી સભા

સમાન હક!

સ-મ-મા-ન હ-અ-ક!!

સ—અ—મા—આ—ન હ—અ—અ—ક!!!

માધવબાગમા સમાન હક!

સમાન હક એ તો જન્મસિદ્ધ હક છે!

આ શુ?

સવારના પહોરમા દાતણ પાણી કરી, હાથ મોઢુ લુછી ખુરસીમાં બેસવા જાઉં છું ત્યા તો ઉપર પ્રમાણે પ્રચડ ગર્જનાઓ સાભળી છાપાના ફેરીવાળાઓ બે ત્રણ છાપાં વેચતા હોય છે ત્યારે છાપાના અરધા અરધા નામો કરી તેને જોડીને, નવાં જોડર્ગ નામો ઉપજાવીને બોલતાં સાભળેલ છે જેમકે "ભૂમિ-સાજ" "વંદે-ભૂમિ" વગેરે પણ આવી જાતના પ્રચડ અવાજ, બે ત્રણ ફેરીઆઓના પ્રચડ અવાજે અમારા મગજમા આજેજ મેં પહેલવહેલા સાંભળ્યા લાગ્યું કે હવે તો ફેરીવાળાઓ પણ જાહેરખબર આપતા શીખી ગયા!

છાપાં વાચવામાં હું કંજુસનો કાકો છતાં આ ગર્જનાઓએ મને પણ આકર્ષ્યો ફેરીવાળાને બોલાવી ચાર આના આપી જન્મભૂમિ પ્રવાસી લઈ લીધુ છાપાં માટે પૈસા ખર્ચવાનો સવાલ નહોતો પણ

ઝાઝાં છાપાં વાંચી શકાય તેમ નહિ હોવાથી હું દરરોજ ફક્ત એક અંગ્રેજી છાપું જ લેતો.

છાપાંનું મથાળું વાંચતાં જ મારાથી મોટેથી બોલાઈ જવાયું: વત્સલા, મોટો ગુન્હો થઈ ગયો!

વત્સલા એકદમ રસોડામાંથી આવી પૂછવા લાગી:

શેનો ગુન્હો? કોનો ગુન્હો? શું વાત કરો છો?

મારો ગુન્હો, બીજા કોનો!

કાંઈ સમજ પડતી નથી. તમારો તે વળી શેનો ગુન્હો! સવારના વહેલો જ આખા દિવસની રજા લઈ દત્તુ આજે બહાર ગયો છે. હું સ્ટવ સળગાવતી સળગાવતી આવી છું. કાકડો ઠરી જશે. રસોડામાં આવો તો આપણે વાત પણ કરીએ ને હું ચા યે કરૂં.

ભલે ચાલો.

કહો હવે, શેનો ગુન્હો છે?

તું આ ખબર વાંચ.

તમે જ કહોને શેના ખબર છે.

ગઈ કાલે સાંજે પાંચ વાગે માધવબાગમાં સ્ત્રીઓની પ્રચંડ સભા મળી હતી. મુંબઈના બધાય સ્ત્રી–મંડળોએ ભેગા થઈ મુંબઈના આખા નારીસંઘની બોલાવેલી પ્રચંડ સભા!

તેમાં નવાઈ જેવું શું છે?

એ કહેવાને તો હું રસોડામાં આવ્યો છું.

કહો ત્યારે.

હિંદુ સ્ત્રીમંડળ, ગુજરાતી મહિલામંડળ, સેવાસદન અને આપણું શ્રાવિકાશ્રમ. એ બધાયની તું સભ્ય ખરીને?

હા. સભ્ય છું એ તો મેં તમને કહેલું જ છે.

એટલે તારે ગઈ કાલે માધવબાગની સભામાં જવાનું હતું.

છતાં હું તો તને તે જ વખતે મારી સાથે રસીકભાઈની વહુ માંદા થઈ ગયેલા તેને જોવાને તેડી ગયેલો એ રીતે મેં તારી સાથે કબુલેલી શરતનો ભંગ કર્યો અને તારો ગુન્હેગાર થયો છું

શું વાત કરો છો! તમારો ગુન્હો જ ક્યાં છે? તમને તો સભાની ખબર જ નહોતી પછી ગુન્હો શેનો? વળી મારે એ સભામા જવું'તું જ ક્યાં!

કેમ વત્સલા, આમ બોલે છે? તું મુંબઈની અગ્રણી નારી આવી પ્રચંડ સભામાં ન જવાની હોય એ બને જ કેમ! તારે મને કહેવુ જોઈતું હતું તેં સભાની વાત કરી હોત તો હું તને સભામા મૂકી જાત ને પછી રસીકભાઈને ત્યાં જઈ આવત વળતા તને તેડતો આવત અને આપણે બંને ફરતા ફરતા ઘેર આવત ગમે તેમ પણ મારી ભૂલ તો થઈ જ છે ગુન્હો થયો છે તો મને માફ કર

એમ કહી પ્રવીણ વત્સલા સામે હાથ જોડી ને નમવા જતો હતો ત્યાં તો વત્સલા જ પ્રવીણના પગ પાસે ફસકાઈ પડી લબી થઈ સુઈ જઈ પ્રવીણના પગ પકડી લીધા અને બોલી

નાથ! ભૂલો તો બધી મારી જ થઈ છે ગુન્હા મારા જ થયા છે મારે તમારી પાસે તેની ક્ષમા માગવાની છે. નાથ! મને માફ કરો.

વ્હાલી વત્સલા, તેં ગુન્હો કર્યો જ નથી ખોટી માફી માગવાની ન હોય. ચાલ, બેઠી થા

નહિ વ્હાલા, હું ખરેખર તમારી ગુન્હેગાર છું મને માફ નહિ કરો ત્યાંસુધી મારાથી ઉઠાશે નહિ

જો વત્સલા, તેં કાંઈ ગુન્હો કર્યો હોય એમ હું માનતો જ નથી છતાં તને ગુન્હો લાગતો હોય તો ખરા હૃદયથી માફી આપું છું. મેં તારી ભૂલ કદી જોઈ નથી કે ભૂલ ગણી નથી છતા તને માફી આપું છું માટે મને શરમાવ નહિ, વ્હાલી, જલદી બેઠી થા

બસ વ્હાલા, હવે મને સંતોષ થયો.

તારૂં દિલ દુભાએલું જોઇ મને બહુ દુઃખ થયું. હવે તારો સંતોષ જોઈ હું બહુ રાજી થયો.

કાં મનીષભાઈ, શું કરો છો?

આવો, આવો, છોટુભાઈ.

છોટુભાઇ અંદર આવ્યા ને ઝોળામાં વત્સલાને બેઠી થતાં જોઇ સમજ્યાં કે કાંઇક પડી ગયું હશે તે વત્સલા શોધતી હશે. તેથી તમસ્યું શું શોધો છો એમ પૂછ્યું. પણ વત્સલાએ, કાંઇ નહિ, કહી વાત ટાળી દીધી.

દરમ્યાન ચા ઉકળી ગઇ હતી એટલે વત્સલાએ સ્ટવ ઠારી નાખ્યો. એટલે છોટુભાઇએ વાતની શરૂઆત કરી.

કાલે સમાન હક માટેની સ્ત્રીઓની લડત માટે માધવબાગમાં આખા મુંબઇની નારીઓની પ્રચંડ સભા હતી. તેમાં વત્સલા ભાભી તો વક્તા હોવા જ જોઇએ સૌ ઉત્સુક હતા પણ નિરાશ થયા. કેં વત્સલા ભાભી, તમે કેમ ન આવ્યા?

મનીષભાઇ જ બોલી ઉઠ્યાઃ એમાં ગુન્હેગાર હું છું. હું વત્સલાને તેજ વખતે અમારા રસીકભાઈને ત્યાં લઈ ગયેલો. તેમના પત્ની અચાનક બિમાર થઇ ગયેલા તેથી અમે જોવા ગયેલા. એમ વત્સલા સભામાં આવી ન શકી તેથી હું વત્સલાની માફી માગતો હતો ત્યાં વત્સલા સામી મારી માફી માગવા લાગી તેથી મને તો કાંઇ સમજ જ ન પડી.

છોટુભાઇએ ખુલાસો પુછ્યો. વત્સલાએ કહ્યુંઃ પહેલાં ચા પી લીઓ પછી ખુલાસા કરીએ. છોટુભાઇએ ના પાડવા છતાં વત્સલાએ બેમાંથી ત્રણ કપ કરી એક કપ છોટુભાઇને આગ્રહ કરીને આપ્યો. ચા પી લઇ બધા દિવાનખાનામાં આવ્યા.

---

છતાં હું તો તને તે જ વખતે મારી સાથે રસીકભાઈની વહુ માંદા થઈ ગયેલા તેને જોવાને તેડી ગયેલો. એ રીતે મેં તારી સાથે કબુલેલી શરતનો ભંગ કર્યો અને તારો ગુન્હેગાર થયો છું.

શું વાત કરો છો! તમારો ગુન્હો જ ક્યાં છે? તમને તો સભાની ખબર જ નહોતી. પછી ગુન્હો શેનો? વળી મારે એ સભામાં જાવું'તુ જ ક્યાં!

કેમ વત્સલા, આમ બોલે છે? તું મુંબઈની અગ્રણી નારી આવી પ્રચંડ સભામાં ન જવાની હોય એ બને જ કેમ! તારે મને કહેવું જોઈતું હતું. તેં સભાની વાત કરી હોત તો હું તને સભામાં મૂકી જાત ને પછી રસીકભાઈને ત્યાં જઈ આવત. વળતાં તને તેડવા આવત. અને આપણે બંને ફરતા ફરતા ઘેર આવત. ગમે તેમ પણ મારી ભૂલ તો થઈ જ છે. ગુન્હો થયો છે તો મને માફ કર.

એમ કહી પ્રવીણ વત્સલા સામે હાથ જોડી ને નમવા જતો હતો ત્યાં તો વત્સલા જ પ્રવીણના પગ પાસે ફસડાઈ પડી લાંબી થઈ સૂઈ જઈ પ્રવીણના પગ પકડી લીધા અને બોલી

નાથ! ભૂલો તો બધી મારી જ થઈ છે ગુન્હા મારા જ થયા છે. મારે તમારી પાસે તેની ક્ષમા માગવાની છે. નાથ! મને માફ કરો.

વ્હાલી વત્સલા, તેં ગુન્હો કર્યો જ નથી ખોટી માફી માગવાની ન હોય. ચાલ, બેઠી થા.

નહિ વ્હાલા, હું ખરેખર તમારી ગુન્હેગાર છું. મને માફ નહિ કરો ત્યાંસુધી મારાથી ઉઠાશે નહિ.

જો વત્સલા, તેં કોઈ ગુન્હો કર્યો હોય એમ હું માનતો જ નથી. છતાં તને ગુન્હો લાગતો હોય તો ખરા હૃદયથી માફી આપું છું. મેં તારી ભૂલ કદી જોઈ નથી. કદી ભૂલ ગણી નથી. છતાં તને માફી આપું છું. માટે મને શરમાવ નહિ, વ્હાલી, જલદી બેઠી થા.

બસ વ્હાલા, હવે મને સંતોષ થયો.

તારૂં દિલ દુખાણું જોઇ મને બહુ દુઃખ થયું. હવે તારો સંતોષ જોઈ હું બહુ રાજી થયો.

કાં પ્રવીણભાઈ, શું કરો છો ?

આવો, આવો, છોટુભાઈ.

છોટુભાઇ અંદર આવ્યા ને રસોડામાં વત્સલાને બેઠી થતાં જોઇ સમજ્યાં કે કાંઇક પડી ગયું હશે તે વત્સલા શોધતી હશે. તેથી તેમણે શું શોધો છો એમ પૂછ્યું. પણ વત્સલાએ, કાંઇ નહિ, કહી વાત ટાળી દીધી.

દરમ્યાન ચા ઉકળી ગઇ હતી એટલે વત્સલાએ સ્ટવ હોલવી નાખ્યો. એટલે છોટુભાઇએ વાતની શરૂઆત કરી.

કાલે સમાન હક માટેની સ્ત્રીઓની લડત માટે માધવબાગમાં આખા મુંબઇની નારીઓની પ્રચંડ સભા હતી. તેમાં વત્સલા ભાભી તો વક્તા હોવા જ જોઇએ સૌ ઉત્સુક હતા પણ નિરાશ થયા. હેં વત્સલા ભાભી, તમે કેમ ન આવ્યા ?

પ્રવીણભાઇ જ બોલી ઉઠ્યાઃ એમાં ગુન્હેગાર હું છું. હું વત્સલાને તેજ વખતે અમારા રસીકભાઈને ત્યાં લઈ ગયેલો. તેમના પત્ની અચાનક બિમાર થઇ ગયેલા તેથી અમે જોવા ગયેલા. એમ વત્સલા સભામાં આવી ન શકી તેથી હું વત્સલાની માફી માગતો હતો ત્યાં વત્સલા સામી મારી માફી માગવા લાગી તેથી મને તો કાંઇ સમજ જ ન પડી.

છોટુભાઈએ ખુલાસો પુછ્યો. વત્સલાએ કહ્યુંઃ પહેલા ચા પી લીઓ પછી ખુલાસા કરીએ. છોટુભાઈએ ના પાડવા છતાં વત્સલાએ બેમાંથી ત્રણ કપ કરી એક કપ છોટુભાઈને આગ્રહ કરીને આપ્યો. ચા પી લઈ બધા દિવાનખાનામાં આવ્યા.

## ૨

# સભાનો હેતુ ખોટો હતો

હવે છોટુભાઈએ ફરી પૂછયું: કહો વત્સલા ભાભી, કાલે કેમ સભામાં ન આવ્યા. પ્રવીણભાઈની તમે શું માફી માગતા હતા તે કાંઈ સમજાતું નથી તો ખુલાસાથી સમજાવો.

છોટુભાઈ, એ સભાનો ઉદ્દેશ ખોટો હતો એટલે હું જાણી કરીને જ નહોતી ગઈ.

આ સાંભળી છોટુભાઈ તો ડઘાઈજ ગયા. વત્સલા મુંબઈ યુનીવર્સીટીની ગ્રેજ્યુએટ. બી. એ. ( B. A. ) માં પહેલા વર્ગના પહેલે નંબરે ( First class first ) આવેલી. મુંબઈના દરેક સ્ત્રી મંડળની સભાસદ. એટલું જ નહિ પણ દરેક સભામાં મુખ્ય ભાગ લેનાર. સ્ત્રીઓના સમાન હક માટે મક્કમપણે લડનાર. પુરૂષો માટે તીવ્ર શબ્દો વાપરી ભાષણ કરનાર અને ઉત્તમ વક્તા તરીકે પંકાયેલ એ આ વત્સલા આજે સ્ત્રીઓના સમાન હકના ઉદ્દેશને ખોટો કહે ત્યારે કોને નવાઇ ન લાગે?

છોટુભાઈને પણ ખૂબ આશ્ચર્ય થયું. તેથી તે બોલી ઉઠ્યા: વત્સલા ભાભી, આ શું કહો છો? સમાન હકનો ઉદ્દેશ જ ખોટો?

વત્સલા કહે—હા, હા, હા, ખોટો. એટલું જ નહિ પણ એ વાતો કરનારા કાં તો ગાંડા છે. કાં બિનઅનુભવી છે અને કાં સ્વાર્થી છે.

છોટુભાઈ કહે: વત્સલા ભાભી, આ તો જુલમ કરો છો. કાંઈ જ સમજાતું નથી. કાંઈક સરખો ખુલાસો કરોને.

ભલે—સાંભળો.

વત્સલા શરૂ કરે તે પહેલાં પ્રવીણભાઈ બોલી ઉઠયાઃ

છોટુભાઈ, તમારે મજા, વગર પૈસા ખર્ચે બધી સભા જોવા મળે, બધા ભાષણો સાંભળવા મળે. સ્ત્રીઓની સભામાં મારા જેવાનો પત્તોય ન ખાય ત્યાં તમને ઘેર બેઠાં આમંત્રણ મળે!

દૂરથી બધુંય રળીઆમણું દિસે, પ્રવીણભાઈ, સભામાં જઈ રીપોર્ટ લેવા એ કાંઈ મહેલું નથી. એ પણ મગજની માથાફોડી છે. વળી એ રીપોર્ટ આકર્ષક રીતે લખવા. અમારા તંત્રી સાહેબને પસંદ પડે તેવા આકર્ષક બનાવતાં તો અમારા ભેજાનું ય દહીં થઈ જાય છે.

પણ છોટુભાઈ, એમાં તમારો શો મત છે તે તો કહો. તમે ઉર્મિલા ભાભીને હક આપી દીધો છે કે કેમ એ તો કહો.

છોટુભાઈ એકદમ પોતાનો અભિપ્રાય આપી દેવા તૈયાર નહોતા એટલે વાત ટાળતાં બોલી ઉઠયા. અરે, અમે નાના માણસ એવી વાતોમાં શું સમજીએ. હા, વત્સલા ભાભી, હવે તમે જ કહેવાનું શરૂ કરો.

જુઓ છોટુભાઈ, અમને અહીં મુંબઈમાં આવ્યાને આજે ત્રીજો દિવસ છે. શુક્રવારે બપોરે આવ્યા. આજે રવિવાર છે. બે દિવસ નીકળી ગયા પણ કામમાં એવી રોકાઈ ગયેલી કે તમે પાડોશમાં છતાં ઉર્મિલા ભાભીને હજી સુધી મળવાય આવી શકી નથી. માફ કરજો. હોં!

# ૪

# મારે લાયક પુરુષ ક્યાં છે?

બે મહિના પહેલાં અચાનક મારા મોટા બહેન–મારા પતિના પહેલીવારના ધર્મપત્ની સુરેખા બહેન ગુજરી ગયા. મારા પિતાશ્રીને આ ખબરની તુરત જ જાણ થઈ ગઈ. મારા પિતાશ્રીએ મારી માતુશ્રીને બોલાવી કાંઈક ઘુસપુસ વાત કરી ને પછી મને બોલાવી મારી બાએ જ મને કહેવા માંડયુ:

વત્સલા, બહેન, તું ભણીગણીને હોશિયાર થઈ, ગ્રેજ્યુએટ થઈ એથી તારા પિતાને કેટલો આનંદ થયો છે તે તો તને ખબર છે ને?

બા, બાપુજી, એ બધો આપ બંનેની મારા માટેની મમતાનો જ પ્રતાપ છે. એ માટે હું તમારાં બંનેની જ ઓશીંગણ છું.

ના, દીકરી, એવું કંઇ નહિ, દીકરીને કેળવણી આપવી એ તો અમારી ફરજ જ, એમાં વધારે શું કર્યું? એ કંઈ નહિ, પણ જો બેટા, હવે તારા બાપુની એક રહી સહી ચિંતા પણ તું મટાડી દે.

બા, એવી કઈ ચિંતા છે કે જે માગ ઉપર અવલંબે છે?

તારા લગ્નની.

પણ મા, મેં ક્યારે ના પાડી છે?

ના તો નથી પાડી, પણ લગ્ન તો નથી કર્યાં ને?

તેમાં હું શું કરું? લાયક પુરુષ તો મળવો જોઇએ ને?



## ૫

# પ્રવીણ શેઠ ઊથડ્યા છે

જો બેટા, તને ભણાવી, હોશિયાર કરી, તને બધી જાતની છૂટ આપી તારા બાપુજીની એવી ઇચ્છા છે કે અમારો શોધેલો મૂરતિયો તને પસંદ ન પડે તો અમારે કદી આગ્રહ ન કરવો કારણ કે અમારી તો એક જ ઇચ્છા – તારૂં જીવન સુખમય બને એ જોવાનું તને પસંદ ન હોય એવો સંબંધ બાંધી અમે તને દુખી કરવા ઇચ્છીએ જ નહિ માટે તો તારા બાપુજીએ, તારી મરજી હોય તો તારી મેળે તારો જીવનસાથી શોધી લેવાની પણ તને છૂટ આપી હતી, પણ તેં હજુ સુધી કાંઈ વિચાર પણ કર્યો હોય એમ દેખાતું નથી

બા, વિચાર તો શું, પ્રયત્નોય ઘણા કર્યા, પણ હું જ હજુ સુધી સફળ થઈ શકી નથી

કંઈ નહિ, બેટા, તું હા પાડે તો એક વધુ પ્રયત્ન આપણે કરી જોઈએ વડોદરાના નગરશેઠ ચીમનલાલ ઝવેરીનું નામ તો તેં સાંભળ્યું જ હશે એ આપણા નાતીલા જૈન છે. એમના દીકરા

પ્રવીણની વહુ અચાનક ગુજરી ગયાના ખબર તારા પિતાશ્રીને હમણાં જ મળેલા છે. પ્રવીણ શેઠની ઉમર ફક્ત ૨૫ વર્ષની છે. પહેલીવાર ૨૧ મે વર્ષે પરણેલા. ચાર વરસ ગૃહવાસ ભોગવી તેમનાં વહુ હમણાં જ સુવાવડમાં અચાનક ગુજરી ગયાં. છોકરૂં આવેલું તે પણ ત્રીજે દિવસે ગુજરી ગયેલું; એટલે પ્રવીણ શેઠ તારા માટે પંચ વર જેવાજ ગણાય. તારી ઉમર ૨૨ વર્ષની થઈ એટલે પ્રવીણ શેઠ તારા કરતાં ત્રણ વર્ષે મોટા. માટે જો તું હા પાડે તો તમારૂં જોડું જુકને જુકતું થઈ જાય.

પ્રવીણ શેઠ કેટલું ભણ્યા છે? મેં પૂછ્યું.

એમ તો મેટ્રિકમાંય નાપાસ થયેલા. પણ હોશિયાર બહુ છે. એમનો ધંધો એ એકલા જ ચલાવે છે. ચીમનલાલ શેઠ હવે કાંઈ ધંધામાં ધ્યાન આપતા જ નથી.

મેટ્રિક નાપાસ! એ સાંભળતાં મને કેવું થયેલું તે કહું? એવા ભણુચક સાથે હું શું સુખ પામી શકું? એક ક્ષણવારમાં તો મારા મગજમાંથી ઘણા વિચારો પસાર થઈ ગયા, ત્યાં તો મારી શરતો યાદ આવી ગઈ. મારે ડરવા જેવું શું હતું? એવા ભણુચક થોડા જ મારી શરતો કબૂલ કરી શકે તેમ હતા.

કેમ બેટા, શું વિચાર કરે છે!

બીજું તો ઠીક, પણ હું એમને પસંદ પડું છું કે કેમ તે તો જોવુ જોઈશે ને?

તે ક્યાં ના છે? તું હા પાડે તો કહેણ મોકલીએ, ને પ્રવીણ શેઠને અહીં બોલાવીએ. તમે બંને મળો ને એકબીજાની સંમતિ મેળવો તો જ નક્કી કરીએ.

મેં કબુલ કર્યું.

## ૬

# પ્રવીણ શેઠ વત્સલાને જોવા આવે છે

ચાર દિવસ પછી મારી બાએ કહ્યું, જો વત્સલા, પેલા પ્રવીણ શેઠ આજે ચાર વાગે અહીં આવવાના છે થોડી વાર વાતચીત કરી અમે તેમને ઉપર તારા ઓરડામા મોકલશુ, તે તને પસંદ પડી જાય તો નક્કી કરી નાખશુ

સમય પ્રમાણે હું રાહ જોઈને જ બેઠી હતી મનમાં અનેક જાતના વિચારો ઘેળાતા હતા, અને એ વિચારમા બારણામાં કોઈ ઊભુ છે તેનું પણ મને ધ્યાન રહ્યુ નહિ "હું આવી શકુ ?" શબ્દો સાભળતા જ જોયુ તો સામે જ એક આકર્ષક યુવાનને દીઠા પ્રવીણ શેઠ સિવાય બીજુ કોણ હોય ! મારાથી તુરત જ ઉભા થઈ જવાયુ અને બોલાઈ જવાયુ, પધારો, પધારો, પ્રવીણ શેઠ

અદર આવી મારી સામેની ખુરશીમા બેસતા જ તેમણે કહ્યુ, હું અહીં શુ કામ આવ્યો છુ તે તો આપ જાણો છો, તો હવે આપનો એ બાબતમા શો વિચાર છે તે કહો અને જે પૂછવાનુ હોય તે પૂછો.

આજના જમાનામાં યુવકો કન્યાની પસંદગી કરવા જાય છે ત્યારે કન્યાની કેવી જાતની પરીક્ષા લીએ છે તે તો મારા ધ્યાનમાં હતું અને પ્રવીણ શેઠ પણ, એવી જ ચેષ્ટા કરે ત્યારે મારે તમને કેવી રીતે ચાટ પાડવા તેના માટેના મેં અનેક મનસૂબા કરી રાખેલા, યુક્તિઓ ગોઠવી રાખેલી, તે બધી નકામી થઈ પડી; પણ એમ કર્યા હું એકલી હારી જાઉં તેવી હતી? મેં તેમને પૂછ્યું—

પણ તમે મને શું પૂછવાના છો તે કાંઈ કહ્યું જ નહિ

તમને જો હું પસંદ પડુ તો તમે મને શા માટે પસંદ ન પડો તે જ મને સમજાતું નથી, તો પછી મારે પૂછવાનું જ શું રહે?

પણ મારા સંબંધી તમારે કાંઈક જાણવું તો જોઇશે ને?

ઘણુંય જાણું છું, તમે રૂપવાન, કળાવાન છો એ તો તમારા દેખાવ ઉપરથી જ દેખાય છે. તમે ભણેલાં છો, હોશિયાર છો, બુદ્ધિમાન છો, કુલીન છો, એ તો હું જાણું જ છું, પણ હું કોઈ પદવીધારી ભણેલો માણસ નથી, તો તમને હું પસંદ પડી શકું કે કેમ તે તમારે નક્કી કરવું જોઇએ ને તેને માટે તમારે મને જે કહેવુ હોય તે કહો અગર પૂછવું હોય તે પૂછો.

જુઓને પ્રવીણ શેઠ, લગ્નસંબંધમાં ઘણો વિચાર કરીને છેવટે મેં અમુક શરતો ઘડી કાઢી છે. મારી એ શરતોને કબૂલ કરે તેની સાથે મારે લગ્ન કરવાં એમ મેં નિશ્ચય કરેલો છે.

એ શરતો શી શી છે?



## ૭

# સપ્તપદીની સાત શરતો

સપ્તપદીની મારી સાત શરતો આ પ્રમાણે છે:

**પહેલી શરત**—એ છે કે, M A. એમ.એ નો અભ્યાસ કરવાની મને છૂટ રહેવી જોઇએ અભ્યાસ તો ચાલુ છે. હજુ ચાર મહિના જ થયા છે. પરીક્ષાને હજુ લગભગ દોઢ વર્ષ બાકી છે, પણ દરમ્યાન લગ્ન થાય તો તેથી મારો અભ્યાસ બગડવો ન જોઇએ.

બરાબર છે, બરાબર છે, મને કબૂલ છે. હવે બીજી શરત શી છે તે કહો.

**બીજી શરત**—હું તમારો હુકમ નહિ ઉઠાવું. હું પુરુષની ગુલામ થઈને રહેવા ઇચ્છતી નથી.

વિવેચન કરવાની જરૂર નથી. હું તમારી બીજી શરત કબૂલ કરૂં છું. આગળ ચલાવો.

**ત્રીજી શરત**—હું રસોઇ વગેરે ઘરનાં કામ નહિ કરૂં.

એ પણ કબૂલ.

ચોથી શરત—મારી રજા લીધા વગર મારા ખાનગી ઓરડામાં તમારાથી આવી શકાશે નહિ.

કબૂલ. પછી?

પાંચમી શરત—મારા પુરુષ મિત્રોની સાથે હરવાફરવા જવાની મને છૂટ આપવી જોઈશે.

એ પણ કબૂલ, છઠ્ઠી શરત?

છઠ્ઠી શરત—સ્ત્રી મંડળોમાં ભાગ લેવાની, સભાઓમાં ભાષણ કરવાની તથા બીજાં જાહેર કાર્યોમાં ભાગ લેવાની મને છૂટ આપવી જોઇશે.

કબૂલ, હવે છેલ્લી શરત?

સાતમી શરત—મારાં લૂગડાંલત્તાં, ઘરેણાંગાંઠાં તથા રોજની ટૉઇલેટ વગેરે દરેક મારી જરૂરની ચીજોનું ખર્ચ તમારે આપવું જોઈશે.

કબૂલ.

તમે મારી બધી શરતો કબૂલ કબૂલ તો કર્યે ગયા, પણ એ દરેક શરત પાછળ શી શી મુશ્કેલીઓ જીવનમાં ઊભી થાય તેનો તો વિચાર કરો! એકદમ શરતો કબૂલ કરી લેવી એ ઠીક નહિ.

એમાં વિચાર કરવા જેવું શું છે, એ જ મને સમજાતું નથી. મુખ્ય વિચાર તો મારે એ કરવાનો હોય કે, હું કોની શરત સ્વીકારી રહ્યો છું. અને મુશ્કેલીઓ કોણ ઊભી કરી શકે, એ બંને બાબતોનો મેં વિચાર કરી લીધો છે. એક ભણેલી, સમજુ, હોશિઆર સ્ત્રીની શરતો સ્વીકારવામાં હું કાંઈ જોખમ લેતો જ નથી. કારણ કે સમજુ સ્ત્રી ગેરવ્યાજબી મુશ્કેલી ઊભી કરી શકે જ નહિ.



# ૮

# પતિ તરીકેની લાયકાત

અને બીજી વાત કહું. ધારો કે કોઈ મુશ્કેલી ઊભી થાય તો તે ક્યારે થાય? લગ્ન પછી. ખરું, તો એનો અર્થ એ કે એ મુશ્કેલી તો મારી પત્નીની જ હોય અને પત્નીની મુશ્કેલીઓ ટાળવાને હું અસમર્થ હોઉં, તો એવા પતિને તમે પસંદ જ કેમ કરી શકો? તો હું નાલાયક જ ગણાઉં. એટલું કહી છેવટે તેમણે ઉમેર્યું—

મારે કોઈ વિચાર કરવાનું બાકી છે જ નહિ. તમારે જ વિચાર કરીને નક્કી કરવાનું છે.

હું શું વિચાર કરું? હું તો વચનથી બંધાઈ ગઈ છું. મારી તો પ્રતિજ્ઞા હતી કે મારી શરતો કબૂલ કરે તેને મારે મારા પતિ તરીકે સ્વીકારવો, ને તમે મારી શરતો કબૂલ કરી એટલે હું પણ કબૂલ થઈ જ ગઈ

તોપણ ઉતાવળ કરવાની જરૂર નથી. હજુ રાતના વિચાર કરી જોજો ને કાલે ચોક્કસ નિર્ણય કરજો.

મણીશું શેઠ, હવે મને હસવી ન પાડો. હમણાં તો તમે જ તમારી પત્ની માટે કેવી ઉદાત્ત ભાવના વ્યક્ત કરી! તો હવે મને મારા નિશ્ચયમાંથી ડગાવી મને હલકી પાડવા કોશિષ ન કરો! હવે ચાલો આપણે બંને સાથે જ જઈને મારા માતાપિતાને આપણી કબૂલાતના ખુશખબર આપીએ.

# ૯

# કબૂલાત અને લગ્ન

અમે નીચે ગયા. પણ કોણ જાણે કેમ, મારા માતાપિતા સમક્ષ
ારાથી એક અક્ષર પણ ઉચારી શકાયો નહિ. પ્રવીણ શેઠ તો
ંમજુ હતા. તેમણે જ મારા માતાપિતાને નમસ્કાર કર્યા ને પછી
યું કે, અમે બંને લગ્નગ્રંથિથી જોડાવાને કબૂલ થયા છીએ. મારા
ા, બાપુની ખુશાલીનો તે વખતે પાર રહ્યો નહોતો.

પંદર દિવસમાં તો અમે પરણી ગયાં.



હું જાણતી જ હતી કે તમે ભૂલી જવાના.

એમ તો નહિ, પણ મેં એ કામ તારા ઉપર રાખેલું. આમંત્રણ તો તારે આપવું જોઈએ.

ઠીક, ભલે.

વત્સલા ભાભી, પ્રવીણભાઈ, આજે તમારે અમારે ત્યાં જમવાનું છે.

ના, ના, એ શું કામ?

ના, ના, ઊર્મિલા ભાભી, રસોઈ તો હું કરવાની જ છું આ તો આજે રવિવાર છે એટલે મોડા જમીએ, તેથી હું અહીં વાતો ’રતી બેઠી હતી.

એમાં ના કહેવા જેવું છે જ નહિ. તમારે બંનેને જમવાનું ાજે અમારે ત્યાં છે એ તો અમે પહેલેથી નક્કી કરી રાખ્યું , ને આ જુઓને! આપણા બધાય માટેનું ચાકપાન પણ લેતી ાવી છું. ઊર્મિલાએ કહ્યું.

છોટુભાઈએ ઉમેર્યું: પાડોશીધર્મે ને મિત્રધર્મે આજે તો તમારે મમારે ત્યાં જમવું જ જોઈએ, તેમાં વળી હવે તો આજે મારો વાર્થ છે, મારે તમારી અધૂરી રહેલી વાત તમારી પાસે અત્યારે જ રેપૂરી સાંભળવી છે. પછી તો મને વખત ન મળે, એટલે મસારે રસોઈની બદલીમાં તમે તમારી વાત સંભળાવો ને ઊર્મિલા રસોઈ કરશે.

ને એ પ્રમાણે અમારે કબૂલ કરવું પડ્યું.



# ૧૧

## શ્વસૂર ગૃહે

ઊર્મિલા ભાભી રસોઈ કરવા ગયા, પછી છોટુભાઈએ પૂછ્યું:

વત્સલા ભાભી, તમને ખોટું ન લાગે તો એક સવાલ પૂછું.

મને ખોટું લાગવાનું જ નથી હું તો મારી ભૂલનો એકરાર કરવાને જ બેઠી છું.

પ્રવીણ શેઠે તમારી શરતો કબૂલ કરી તેથી તેની સામે તમે માનભર્યો દેખાવ તો કર્યો, પણ તમને ખરેખરૂં માન ઊપજ્યું નહિ હોય એમ મને તમારા શબ્દો ઉપરથી લાગે છે.

તમારૂં અનુમાન ખરૂં છે.

તમારા મનમાં પસ્તાવો પણ થયો હશે કે તમે ફસી ગયા.

ના, એમાં તમારી ભૂલ છે. મને તો ઊલટો આનંદ થયો હતો, કારણ કે મને એમ લાગ્યું હતું કે હવે તો હું જગતને દેખાડી શકીશ કે પુરુષ પાસેથી સમાન હક આમ મેળવાય અને પુરુષ ઉપર આધિપત્ય પણ આમ ભોગવાય, હું તો તે વખતે મારા વિજયના મદમાં હતી.

રસોઈ કરવાની હા, આ જીવતી છે તે પરચૂરણ કામ કરી દ મને મદદ કરે તેમાં વાંધો નહિ

કાકી ગંઇ આટલું બધું એક સાથે જ નહોતા બોલી ગયા એ તો વચમાં અમને પીરસતા જતા હતા લાડીલા બે લથી હસાવત જતા હતા અને સાથે વાત પણ કરતા જતા હતા, પણ મેં એ બધું વચમાનું છોડી દઈને કાકીની મુખ્ય વાત જ એકધારી કહી દીધી

કાકી આટલું કહી રહ્યા ત્યાં અમે જમી રહ્યા હતા, એટલે હાથ ધોઈને ઊઠ્યા પાનસોપારી અમે ખાતા નહોતા પણ કાકીના માનની ખાતર જરાક લીધું કાકીએ તો જમવાનો આગ્રહ કર્યો, પણ પતિદેવે ના પાડી કહ્યું કે કાકી, અમારે બીજે ઠેકાણે જરૂરનું કામ છે તેથી હમણાં તો જઈએ છીએ, પછી આવીશું

## ૧૮

## રસ્તામાં

ડેલીમાંથી બહાર પગ મૂકતાં જ મેં પૂછ્યું

તમે કેમ ઉતાવળ કરીને કાકી પાસેથી ચાલી આવ્યા ?
મને બીક લાગી કે તને કંટાળો આવ્યો હશે

ના ના, મને તો ઊલટો આનંદ આવ્યો હતો સાથે સાથે વિચારતી હતી કે આ આપુજી કહા કાકી કેવાં એક એકથી ચડિયાતા છે!

પણ હું કંઈ નહિ હો !

આજુબાજુ આગળ પાછળ ઝડપી નજર કરી ખાતરી કરી લીધી કે એ નાની ગલીમાં કોઈ દેખે તેમ નથી. પછી હળવેકથી તેના વાંસામાં ધબ્બો લગાવતાં કહ્યું, તમેય મારી ઠીક મશ્કરી કરો છો !

તું યે ઠીક મને શિક્ષા કરે છે !

તમે તો માગ નાથ, સૌથી ચડિયાતા ! હું તો એમ વિચાર કરતી હતી કે મારાં કેવાં બળવાન નસીબ કે આવા ઉત્તમ સંસ્કારી કુટુંબમાં આવવાનું ભાગ્ય સાંપડયું !

એજ તારી કુલિનતા છે.

મને તો કાકીના ભાષણથી જરાયે કંટાળો નહોતો આવ્યો.

વધારે બેઠા હોત તો હવે કંટાળો આવત, કારણ કાકી પણ જ્ઞાન અને અનુભવનો ભંડાર છે. ઇન્ટર સુધી ભણેલાં છે. દેશ પરદેશ ફરી આવેલા છે. દરેક વાતનું બારીક નિરીક્ષણ કરવામાં એક્કા છે. અને એ જ્ઞાન-અનુભવને લીધે એક સાદા નાના વિષય ઉપર પણ કલાકના કલાક ભાષણ કરી શકે છે. આપણે બેસી હોત તો કાકીનું ખાવાનું ખાવાને ઠેકાણે રહેત ને કલાક બે કલાક આપણી સાથે ભાષણ કરતા બેસી રહ્યા હોત. એમનું ખાવાનું ઠરી જાત અને તને કંટાળો આવત. જોયું નહિ, ખાલી રસોઈયાની બાબતમાં કેટલું લાંબું ભાષણ કરી નાખ્યું. એટલે હું જલદી ભાગી આવ્યો.



# ૨૦

# મહારાજશ્રીના વ્યાખ્યાનમાં

પુણ તું આજે સવારે ક્યાં ગઈ હતી તે તો કહે

સવારે ચા પીધા પછી તમે બહાર ગયા પછી બા ઉપાશ્રયે જવા તૈયાર થયા બા કહે, તારે આવવું છે? વિચાર કર્યો કે વ્યાખ્યાન સારૂં થતું હશે માટે જ બા જાતાં હશે તેથી મેં કહ્યું, ભલે, ચાલો હુંય આવું છું હું પણ કપડા પહેરી તૈયાર થઈ ગઇ ને અમે બંને ઉપાશ્રયે ગયા

હું તો હમણાં ઘણાં વર્ષથી ક્યાંય ઉપાશ્રયે ગઈ જ નહોતી. હાલના વાતાવરણથી મારા મગજમાં એવી ભ્રમણા પેસી ગઇ હતી કે આપણા મહારાજશ્રીઓ કાંઈ બહુ જ્ઞાની, હોશિયાર હોતા નથી અને આપણી અત્યારની ચાલુ સરળ ભાષામાં વ્યાખ્યાન પણ કરી શકતા નથી, જૂની રીતથી વ્યાખ્યાન કરે એટલે આપણને કંટાળો આવે, તેથી હું કદી વ્યાખ્યાન સાંભળવા જતી જ નહોતી

જ્યારથી મારા વહાલા નાથ પ્રવીણ સાથે મારો સંબંધ થયો ત્યારથી જ જાણું કે મારા પુણ્યનો ઉદય થઇ ગયો છે, સગપણ

થયો પછી ને લગ્ન પહેલાં મને એવા વિચાર આવતા કે સાસરામાં ગમશે ખરું કે નહિ? એકલવાયું તો નહિ લાગે? કજિયા ટંટા તો નહિ થાય? મનદુઃખ તો નહિ થાય? વગેરે વગેરે કંઈ કંઈ વિચારો આવતા. અરે! પરણીને આવતી વખતે ગાડીમાં પણ એ જ વિચારો આવ્યા હતા. તમારા માટે તો મને ખાસ બીક નહોતી. કારણ પહેલા મેળાપમાં જ તમે ઠીક ઠીક છાપ મારા મન ઉપર પાડી ગયેલા, છતાં થોડીક શંકા તો રહેલી અને બીજા કોઈને માટે તો હજુ હું કશું જાણતી જ નહોતી.

ને અહીંયાં તો અજાણ્યા ઘરમાં આવી છું કે અજાણ્યા માણસોની વચમાં આવી છું એવું એક પળવાર પણ મને થયું નથી. મારાં બા બાપુજીની સાથે રહેતી તેના કરતાં ય જાણે વધારે આનંદથી રહેતી હોઉં એમ લાગે છે. એ તમારા પ્રેમનો પ્રભાવ અને મારા પુણ્યનો ઉદય હોય એમ મને લાગે છે.

એ જ પુણ્યોદયથી જાણે કે આજે મારે વ્યાખ્યાનમાં જવાનું થયું. મહારાજશ્રી ધર્માનંદજીનું વ્યાખ્યાન હતું. એવા જ્ઞાની મહારાજ મેં અત્યારસુધી જોયા જ નથી. શુદ્ધ સંસ્કારી છતાં સરળ ભાષામાં બોલ્યા હતા. વ્યાખ્યાનનો વિષય હતો કર્મપ્રકૃતિ. આપણે સંસારવ્યવહારમાં વાત કરતાં કરતાં કર્મને અને ભાગ્યને જોડી દઈએ છીએ, એટલું જ મારું કર્મ સંબંધી જ્ઞાન હતું. મહારાજશ્રીના વ્યાખ્યાનથી મારામાં એક નવી જ દૃષ્ટિ ઉઘડી. આપણને વ્યવહારમાં કેવા જ્ઞાનની જરૂર છે તે ધ્યાનમાં લઈને મહારાજશ્રીએ વ્યાખ્યાન કરેલું. કર્મ, પુણ્ય, પાપ અને તેનાં ફળ સંબંધી ઘણી ઘણી બાબતો વ્યાખ્યાનમાં આવેલી. શ્રોતાઓને એવો રસ પડેલો કે અડધો કલાક વધારે વ્યાખ્યાન ચલાવવા મહારાજશ્રીને વિનતિ કરેલી.

મને તો એવું થયું કે, બા દરરોજ વ્યાખ્યાનમાં જતાં હોય ને તમારી રજા હોય તો હું પણ તેમની સાથે રોજ જાઉં.

આ તો બની શકે ત્યાંસુધી રોજ જાય છે, ને તારી ઇચ્છા હોય તો તું પણ જઈ શકે છે. એમા મારી રજાની જરૂર હોય જ નહિ. મેં તો તને સદર પરવાનગી આપી દીધેલી જ છે.

આજે સવારે જ તમને કહ્યા વિના હું ઉપાશ્રયે ગયેલી, તેથી તમને ઘેર આવતાં કેવી ઈંતેજારી થયેલી, એ ઈંતેજારી તમારા પ્રેમને આભારી હતી તે હું સમજી શકું છું ને તેથી જ હું તમારામાં એવી ઈંતેજારી ઉત્પન્ન કરૂં એટલે કે તમારા મનમાં સહેજ પણ દુઃખ ઉત્પન્ન કરૂં એથી પાપ લાગે, મારા પ્રેમમાં, મારી ફરજમાં ખામી ગણાય. એથી હવેથી મારે તમને કહ્યા વિના કે તમારી રજા વિના ક્યાંય બહાર ન જવું એવો હું નિર્ધાર કરૂં છું.

## ૨૧

# પાત્રની ઉત્તમતા

તું ખરેખર સુપાત્ર છે, સુપાત્ર જ નહિ, ઉત્તમ પાત્ર છે.

મહારાજશ્રીનાં વ્યાખ્યાનો તો ઘણાંયે સાંભળ્યાં હશે, પણ એક જ દિવસના વ્યાખ્યાનમાંથી તારા જેવું રહસ્ય ભાગ્યે જ કોઈએ ગ્રહણ કર્યું હશે અને જેણે ગ્રહણ કર્યું હશે ને સમજ્યું હશે તેમાંથી પણ ભાગ્યે જ કોઈકે તે પ્રમાણે વર્તવાની ઇચ્છા કરી હશે.

ત્યારે તું તો પ્રચ્છા નહિ પણ નિર્ધાર કરે છે. એ બલિહારી મહારાજશ્રીના વ્યાખ્યાનની છે, તેમ જ તારા જેવા ઉત્તમ પાત્રની છે.

પણ આમાંથી એક બીજો મુદ્દો ઊભો થાય છે, તે પણ સાથે સાથે સમજાવી દઉં. આપણામાં કહેવત છે કે, ગુરુ વિના જ્ઞાન નહિ. એ ખોટું નથી, તેમ તદ્દન સાચું પણ નથી. સામાન્ય જ્ઞાન આપણને પુસ્તકોમાંથી જરૂર મળી રહે છે, પણ ખરેખરું જ્ઞાનનું રહસ્ય તેમાંથી પ્રાપ્ત નથી થઈ શકતું ખરું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જ્ઞાનનું રહસ્ય સમજાવનારની આવશ્યકતા રહે છે. જોકે તેમાંય તીવ્ર બુદ્ધિવાળા અપવાદરૂપ છે. કારણ તેઓ પોતાની બુદ્ધિથી પણ રહસ્ય પામી શકે છે.

તમે મારાં વધુ પડતાં વખાણ કરો છો. ખરેખર ઉત્તમ પાત્ર તો તમે છો, ખરેખર અહોભાગ્ય બાનાં કે તમારા જેવા સુપુત્ર તેમની કૂખે ઉત્પન્ન થયા છે. દરેક માતા એવી ભાગ્યશાળી નથી હોતી.

તને પણ માતા બનવાના કોડ જાગ્યા હોય એમ દેખાય છે.

ના, હું તો સમાજને ઉદ્દેશીને કહી રહી હતી, મારા પોતાના વિચારો એ બાબતમાં જુદા છે.

જણાવતો ખરી !

મારા વિચાર તો થોડાક અનુભવોથી બંધાયા છે તે સાચા ન પણ હોય, વાસ્તવિક પણ ન હોય. એટલે મારી મશ્કરી ન કરો તો જ જણાવું.

હું એવી મશ્કરી કરું જ નહિ.

તો હું તમને મારા થોડાક અનુભવ જ કહી સંભળાવું, એટલે મારા વિચારની યોગ્યતા અયોગ્યતાની તમને સમજણ પડે, કૉલેજમાં તેમ જ સગાંસંબંધીનાં કુટુંબોમાંથી મેં જુદા જુદા અનુભવો લીધેલા.

## ૨૨

# કૉલેજનો અનુભવ

નિશાળના વાતાવરણમા ને કૉલેજના વાતાવરણમાં બહુ ફરક હતો નિશાળમા કેટલેક અંશે લાજ શરમ રખાતી તેનુ કૉલેજમા તો નામ નિશાન મેં ન જોયુ કૉલેજમા મારા કરતા પણ રૂપાળી વિદ્યાર્થિનીઓ હતી મારી ચામડી ગુલાબ જેવી છે, તો બીજીઓ દૂધ જેવી સફેદ ચામડીવાળી એટલે મારા કરતાય વધારે રૂપાળી હતી વળી તેઓ છેલ્લામાં છેલ્લી ઢબના પોષાક પહેરતી, તેમ જ અત્યારે બજારમાં મળતી શરીરને આકર્ષક બનાવવાની વસ્તુઓનો ઉપયોગ કરતી બેલવા ચાલવામા લટકમટકા પણ ઠીક પ્રમાણમાં કરી જાણતી

પતિદેવ બોલી ઊઠયા—

અગ્રેજોએ આપણામાં એ એક મોટામા મોટુ દૂષણ ઘુસાડી દીધુ છે કામવાસનાથી સંસાર વધે છે, અનેક દુર્ગુણો ઉત્પન્ન થાય છે, તેથી જ્ઞાનીઓએ સંસ્કારનું પહેલું લક્ષણ એ કહ્યુ છે કે, કામવાસના કાબૂમા રહે એવુ વર્તન રાખવુ

સ્ત્રીનું દરેક અંગ પુરુષને માટે કામોત્તેજક ગણી શકાય, તેથી જ્ઞાનીઓએ એવું ઠરાવ્યું કે સ્ત્રીઓએ લજ્જાશીલ વર્તન રાખવું. સ્ત્રીઓ માટે પોષાક એવી જાતનો બનાવ્યો કે તેનું એકેય અંગ ખુલ્લી રીતે કોઈ પુરુષ જોઈ શકે નહિ, તેથી આચાર વર્તન મર્યાદાશીલ રહે.

તેને બદલે અત્યારે જુઓ તો સ્ત્રીઓ પોતાનું અંગ વધારેમાં વધારે ખુલ્લું કેમ દેખાય તેની હરીફાઈ કરી રહી છે. પોલકાની બાંય બોયએ જ નહિ, ખભેથી આખો હાથ ઉઘાડો જ હોય પોલકાનું ગળું એટલું બધુ કાપેલું કે છાતીનો મોટો ભાગ તદ્દન ખુલ્લો દેખાય, કેડની ઉપરનો ભાગ ફક્ત બારીક પોલકાથી જ ઢંકાયેલો હોય સાડીનો છેડો તો નામનો ખેસની માફક ખભે લટકતો હોય, એવો અમર્યાદિત પોષાક અને આજની સપૂર્ણ છૂટવાળુ વર્તન, પછી એનું પરિણામ ખરાબ આવે તો એમા નવાઈ જેવુ કાંઈ છે જ નહિ નવાઈની વાત એ છે કે, આપણા જૈનો–જૈન માબાપો આ રીતે પોતાની દીકરીઓને ઊંધા વર્તનમા દોરે છે, એનું એ લોકોને કાંઈ જ લાગતુ હોય એમ દેખાતું નથી. જૈન બાળાઓ અને જૈન સ્ત્રીઓ આટલી બધી અમર્યાદિત બને છે તેથી ઘણી વખત આપણા સમાજની અધોગતિ માટે મને બહુ લાગી આવે છે.

પણ હુંય વચમા બીજી વાત ઉપર ઊતરી પડયો, આ બાબત આપણે ગંભીર રીતે વિચાર કરવા જેવી છે, પણ તે આગળ ઉપર યથા અવસરે આપણે ચર્ચીશુ, હાલ તો તું તારી વાત આગળ ચલાવ, તું તારી સહાધ્યાયિનીઓ માટે વાત કરતી હતી

તેઓ તેમના વર્તનથી પુરુષ વિદ્યાર્થીઓને સારા પ્રમાણમાં આકર્ષતી, તેમની સાથે છૂટથી ભળતી મૈત્રીઓ બાંધતી, પણ હું તેમની સાથે કદી ભળતી નહિ, મને કુદરતી જ રીતે આ તેમના અકુદરતી વર્તન માટે ઘૃણા હતી.

થોડા દિવસમાં વિદ્યાર્થીઓના ધ્યાનમાં આવી ગયું કે ક્લાસમાં પહેલા નંબરની વિદ્યાર્થિની હું જ છું પ્રોફેસરો બધાય માન તરફ માનથી જોતા, પુરુષ વિદ્યાર્થીઓને આથી તેમનું અભિમાન ઘવાતું લાગ્યું, પુરુષ કરતા સ્ત્રી ચડે કેમ એવું તેમનું અભિમાન હતું તેમાં વળી બીજું એક કારણ ભળ્યું. ભલે હું સૌથી રૂપાળી ન હતી, પણ સૌથી સુંદર લાગતી, કારણ કે મારું શરીર કસરતી હોવાથી સપ્રમાણ ઘાટદાર હતું ત્યારે બીજી બધી વિદ્યાર્થિનીઓ રૂપાળી છતાં બેડોળ લાગતી, એટલે રફતે રફતે વિદ્યાર્થીઓનું લક્ષ્ય મારા તરફ વધારે વધારે ખેંચાતું ગયું

હવે વિદ્યાર્થીઓ મારી સાથે મૈત્રી બાંધવાનો પ્રયાસ કરવા લાગ્યા પણ હું કોઇને મચક આપતી નહિ તેમાં એક વિદ્યાર્થી વધારે હિંમતવાન નીકળ્યો એક દિવસ કોલેજમાંથી છૂટી હું વરડામાંથી બહાર નીકળતી હતી તેવો જ મને ખૂબ મારી તેણે બોલાવી ને તેની સાથે ફરવા જવાની માગણી કરી. મને એવી ચીડ ચડી કે તેના ગાલ ઉપર જોરથી લપડાક લગાવી દીધી અને મેં તેના સામું પણ જોયા વિના ચાલતી પકડી પણ અવાજે ઉપરથી સમજી કે બધાઓએ ભેગા થઇ તેની ઠીક ફેવડી કરી હતી પણ પછી કોઈ દિવસ કોઇએ મારા સામું જોવાની હિંમત કરી નહિ

હું ધારૂં છું આ બનાવથી જ પુરુષો સામેનો તારો ગુસ્સો શરૂ થયો હશે, ને તેમાં બીજાં કારણો ભળતાં એ ગુસ્સો ઉગ્ર થયો હશે.

બરાબર, એમ જ થયેલું.



# ૨૩

# કસરતથી શરીર સુધર્યું

**તું** શું કસરત પણ કરતી?

હા, એનું પણ કારણ છે. નાનપણમાં મારૂં શરીર બહુ જ નબળું હતું. દશ વર્ષની હતી પણ છ વર્ષની હોઉં એવી દેખાતી. મારા બાપુજીએ શક્તિવર્ધક દવાઓ તો ઘણી ખવરાવી, પણ કાંઇ જ ફાયદો થયો નહોતો. એક દિવસ નેચરોપથીના ડાકટરનો મારા બાપુજીને ભેટો થઇ ગયો. તે તેમને ઘેર બોલાવી લાવ્યા ને મને બતાવી. ડાકટરે કહ્યું કે, કાંઇજ નથી. એના અવયવ બરાબર ખીલ્યા નથી. કસરત કરે તો અવયવ બરાબર ખીલી જાય ને પ્રમાણસર થઇ જાય. બસ, તરત નક્કી થયુ બીજે દિવસથી ડાકટર મને કસરત શીખવવા આવવા લાગ્યા. રોજ અરધો કલાક શીખવતા. શરૂઆતમા તો કાંઇ ફાયદો દેખાયો નહિ. કારણ હું બરાબર કસરત જ કરી શકતી નહોતી. છ મહિને કાંઇક રસ્તેસર આવ્યા છીએ એમ લાગ્યું. હવે મારૂં શરીર કસરત માટે જોઇએ તે પ્રમાણે વળી શકવા માંડ્યું. એક વર્ષે બરાબર કસરત કરતી થઇ ગઈ ને પછી તો શરીર ખીલવા માડ્યુ એવુ સરસ ખીલ્યું કે જે તમે જુઓ છો.

સંસારમાં સુખશાંતિથી રહેવા માટે સારા શરીરની પહેલી જરૂર છે. ને કસરતથી તેં શરીરને સપ્રમાણ, ઘાટીલું, સશક્ત ને સુંદર બનાવ્યું છે તે જોઇ હું ઘણો આનંદ પામું છું. ઠીક હવે તને સગાંસંબંધીનાં કુટુંબોમાંથી કેવો અનુભવ મળેલો તે કહે.

# ૨૪

# સગાંસંબંધીઓમાંથી મળેલા અનુભવો

**મા**રા બાપુજીના ઘરની બાજુમાં જ મધુ કાકી રહે છે. તે ખરેખરી કાકી નહિ પણ પાડોશીના હિસાબે હું તેમને કાકી કહું છુ. તેમના વર મગન કાકા સરકારી નોકરીમાં હતા હાલ પેન્શન પર નિવૃત્ત થયા છે. અને માણસ આપણે "ભગવાનનું માણસ" કહીએ છીએ તેવાં તદ્દન સીધા સાદા ને સરળ. એટલે મગન કાકાએ ઊંચી અમલદારી છતાં કાંઈ જ ભેગું કર્યું નહિ ને ફક્ત પેન્શન પર તેમનો ગુજારો ચાલે છે

એમના દીકરા છે સેવતીલાલ ભણેલા, હોંશિયાર એમને સેવાનો ધખારો લાગ્યો છે એ સેવા કઈ? જાહેર સેવા ઉપાશ્રયમાં, કોંગ્રેસમાં અને બીજી અનેક ધાર્મિક સંસ્થાઓમાં મફત કામ કરવામાં આ સેવતીભાઈ મોખરે હોય કુમળાશથી એવા કે એમના સહેજ વખાણ કરી એમને કુલાવી ગમે તેવું કામ તેમની પાસેથી લઈ શકાય સવારના સાતથી સાંજના નવ દસ વાગ્યા સુધી અને ઘણી વાર બાર વાગ્યા સુધી સેવતીભાઈ સેવાના કામમાં ચકચૂર હોય.

સેવાનું કામ કાંઈ ખરાબ નથી જૈન તરીકે આપણે ધર્મની સેવા કરીએ, નાગરિક તરીકે કોંગ્રેસમાં કામ કરીએ એ બધું સારું, પણ મને ખોટું લાગે તે એ છે કે સેવતીભાઈ માબાપની સેવાને તદ્દન વિસારીને, કોરી કઈને જાહેર સેવાને જ મહત્ત્વ આપે છે.

વૃદ્ધ મગન કાકા આસ્તે આસ્તે બજારમાં જઈને ઘરમાં જોઈતું શાક પાન, મસાલો, અનાજ વગેરે લઈ આવે, અમલદારીમાં કદી કરેલું નહિ તે આ વૃદ્ધ ઉમરે કરવું પડે છે. વૃદ્ધ ઉમરે મંદવાડ પણ હાલતાં ચાલતાં આવે ને કાકા કાકી ગમે તેમ હેરાન થાય પણ સેવંતીબાઈને જરાય દરકાર નહિ. બાજુમાં રહ્યા એટલે જરૂર પડ્યે હું મદદ કરું, પણ સેવંતીબાઈએ જરાય, પણ ઘરનું કામ કર્યું હોય એમ મને સાંભરતું નથી.

એક વખત સેવંતીબાઈ મને મળી ગયા, મેં તેમને સહેજ ઈસારો કર્યો ત્યાં તો છણુકી ઊઠ્યા, તમે શું સમજો ! ધર્મનું, દેશનું મોટું કામ છોડીને હું ઘરમાં ભરાઈ રહું ? અત્યારે તો કાકાનું પેન્શન આવે છે, પણ કાકા નહિ હોય ત્યારે ખાવાને પૈસા ક્યાંથી લાવશે તેની પણ એને ચિંતા નથી.

વળી સેવંતીબાઈ હોશિયાર છે, એ પોતાની શક્તિ હલકાં કામોમાં આ રીતે વેડફી નાખે છે એ મને જરાય પસંદ નથી, હું એમ માનું છું, દરેક માણસે પોતાની બુદ્ધિશક્તિનો સારામાં સારો ઉપયોગ કરવો જોઈએ, એટલે કે જે કામમાં વધારેમાં વધારે બુદ્ધિશક્તિનો ઉપયોગ થઈ શકે ને જે કામ સારામાં સારું હોય તેવાં કામ માણસે કરવાં જોઈએ. સેવંતીબાઈના ધ્યાનમાં એ વાત ઊતરતી નથી.

હું આને પોતાની શક્તિનો દુરુપયોગ માનું છું.

બરાબર છે, તારું માનવું ખરું છે.

બી એ. નાં છેલ્લાં બે વર્ષ હું મુંબઈમાં ભણી હતી. મારા મામાને ત્યાં રહેતી હતી. તેમનાં એક પાડોશી હતા, જમના કાકી. તેમને બે દીકરા ને એક દીકરી, ત્રણેય જુદા જુદા રાગનાં. રોજ જમના કાકીને ત્રાહ્ય પોકરાવે, તેમાં વળી મોટા દીકરાને તપ કરવાનો ધખારો લાગ્યો. વિચિત્ર જાતનાં વ્રત નિયમો લીએ, ને ઘડી ઘડી

નિયમો ફેરવ્યા કરે. એક વખત તેણે ગળપણ ખાવાની બધી કરી. દાળ શાકમાં ય ગળપણુ ન ચાલે, માટે તેના માટે ગળપણ વિનાનું બધું જુદુ બનાવવું પડે.

જમના કાકી હમેશનાં બિમાર, માંડમાંડ રાધીને ખવરાવી શકે. તેમા વળી આ છોકરાઓ માટે જુદું જુદુ કરવું પડે ને એથી એમને એટલો થાક લાગે કે એ થાકથી જ ઝાઝાં માંદા પડે છે એ મેં નજરે જોયું છતાં માની તબિયત માટે એકે છોકરાંને જરાય દરકાર નહિ એમના પતિ ઘણી વાર ખીજાય કે તું આટલું બધુ છોકરાઓનું નકામું વૈતરૂં શું કામ કરે છે ? પણ જમના કાકીનો સંતાનપ્રેમ એટલો બધો પ્રબળ કે પોતે મરી જાય તો ભલે પણ પોતાના સંતાનને જરાય દુભવે નહિ

પણ માબાપે છોકરાંઓને સમજાવવા જોઈએ ને ? પતિદેવે પૂછ્યુ

માબાપ પોતાનાં છોકરાઓને સમજાવવામાં કાંઈ કચાશ રાખે ખરાં ? પણ છોકરાંઓ જ એવાં જક્કી અને એવાં મનસ્વી કે માબાપનું માને જ નહિ ને

ત્યારે મને એમ થતુ કે આ છોકરાઓમાં તો કંઈ માણસાઈ જ નહિ ને ! જે સંતાન પોતાની જનેતાની તબિયતની પણ કાળજી ન રાખે તે બીજાને શું સુખ આપી શકે ?

બધા દાખલાઓ આપીશ તો બહુ લાબું થઈ જશે, તેથી ટુંકમા જ કહું કે આજના યુવાનો મોટે ભાગે દંભ, હવસ, અભિમાન, ક્રોધ વગેરે દુર્ગુણોથી ભરેલા પડ્યા છે, કેટલાકમાં નિર્માલ્યતા એટલી બધી હોય કે તેનામાં સારો ગુણ હોય તેય દેખાઈ ન શકે આજના યુવાનેમાથી માણુસાઈ તો જાણે ચાલી ગઈ હોય એમ મને લાગે છે.



# ૨૫

## પુત્ર કેવો જોઈએ?

પારકાંનાં છોકરાંઓમાં દુર્ગુણો જોઈ મને એટલો બધો ત્રાસ છૂટે છે કે મારા પોતાના સંતાનથી મને એવો જો ત્રાસ હોય તો હું જીવી જ ન શકું એમ મને લાગે છે. એથી મને તો ઘણી વાર એમ ભાવના થઈ આવે છે કે આવો દુર્ગુણી નાલાયક એક પણ દીકરો હોય તેના કરતાં નિઃસંતાન હોવું હજાર દરજ્જે સારું છે.

તમને મારા આ વિચારમાં ભૂલ લાગશે, પણ તમારી પાસે મારા મનની વાત છુપાવું તો મને પાપ લાગે એમ આજે મહારાજશ્રીનાં વ્યાખ્યાનમાંથી શીખી છું, તેથી સાચે સાચી વાત કહી દીધી છે.

તારો વિચાર ખોટો નથી. હું તારા વિચારને મળતો થાઉં છું, પણ બીજી દૃષ્ટિએ. તેં ફક્ત તારા પોતાના સુખની દૃષ્ટિએ અથવા તારી લાગણીને લક્ષમાં લઈને જ વિચાર કરેલો છે, ત્યારે હું સમાજના લાભની દૃષ્ટિએ વિચાર કરું છું.

સમાજને એક પણ દુર્ગુણી અથવા નાલાયક સંતાનની ભેટ કરવી એમાં હું મારું મોટામાં મોટું પાપ સમજું છું. કારણ કે એક નાલાયક માણસ બીજા સોને નાલાયક બનાવે. એમ સમાજ બગડતો જ ચાલે. એ બધાયનું પાપ મને લાગે. સદ્‌ગુણી પુરુષ જ સમાજના ઉત્કર્ષ માટે ઉપયોગી છે. આપણે સમાજને સદ્‌ગુણી પુત્રની ભેટ ન ધરી શકીએ, આપણું નામ ઉજાળે તેવા પુત્રની ભેટ

## ૨૭

# લેખો કોણ લખશે?

આપણે એ તો છીએ જ, ને આપણે બીજા લેખકોને આમંત્રણ આપીશું.

એ ય પણ કબૂલ, પણ તારા નિમંત્રણનો લેખકો સ્વીકાર જ ન કરે, જવાબ જ ન આપે, લેખ મોકલે જ નહિ તો?

એવું બને ખરું?

સોએ સો ટકા બને એમ હું ધારું છું.

કારણ?

કારણ દેખીતું જ છે. આ કામ સમાજસેવાની ધગશવાળાનું છે. અત્યારે આપણા સમાજના લેખકોમાં એવી ધગશ મેં જોઈ નથી. ધગશ વિનાના લેખ ખરેખર નિર્માલ્ય હોય છે, છતાં લેખકો લેખ મોકલી મહાન ઉપકાર કર્યો હોય એમ સમજે છે.

ધગશ નહિ હોવાનું કારણ?

લેખકોનાં સ્વાર્થ, અભિમાન, દંભ ને સંકુચિત વૃત્તિ.

લેખકો તો કોઈક અંશે શિક્ષક કે ઉપદેશક જેવા ગણાય,

એટલે બીજા કરતા તેઓ કાંઈક વધારે સહાયારી હોય એમ હું અનુમાન કરું છુ

કારણ કે તું જેવી ભલી, ભોળી ને સરળ છે તેવી જ આખી દુનિયા સમજે છે પણ આવા કામનો વિચાર કરતી વખતે તો આપણે યથાર્થ પરિસ્થિતિને જ લક્ષમાં લેવી જોઇએ.

પણ લેખકોમા શી રીતે ભોડખાપણુ હોય તે જરા વિગતથી સમજાવોને !

જો સૌથી પહેલા તું એમ ઇચ્છીશ કે જાણીતા લેખકોનો તને સહકાર મળે તો બહુ સારું ! ને તેથી તું તેમને નિમત્રણો મોકલીશ, પણ ભાગ્યે જ તને જવાબ મળશે જાણીતા લેખકોને અભિમાન એટલું હશે કે તારા નવા માસિકમાં લેખ મોકલે તો જાણે કેમ તેમની હલકાઈ ગણાઈ જતી હોય એમ સમજશે, એટલે બનતાં સુધી જવાબ જ નહિ આપે

તું બે ચાર વાર લખશે તો વળી એકાદ લેખકને વ્યવહારિક શરમ લાગશે તે વળી જવાબ આપશે, પણ તે કેવો ? અગસ્ત્યના વાયદા જેવો કોઇ વળી લખશે કે તમે એકાદ વર્ષ ચલાવો ત્યારે તમારી નીતિરીતિની ખબર પડે એટલે તે પ્રમાણે લેખ લખી મોકલીશ.

અને ફુરસદ નથી એમ તો બધા જ કહેવાના સૌ પોત–પોતાના ચાલુ કામમા રોકાયેલા હોય એ તો ખરું જ, પણ તેથી એમ નથી કે તેઓ મહિને બે મહિને એકાદ લેખ મોકલી ન શકે, પણ તેમને તેમની મહત્તાનું અભિમાન લેખ મોકલવા નહિ દે એમ હું માનું છુ

તું તારો ઉદ્દેશ જ્ઞાનપ્રચાર-સમાજસેવાનો કહીશ ત્યારે કોઈનાથી એમ તો કહી નહિ શકાય કે તારા ઉદ્દેશમા કયાંય ખામી છે. પણ છતાં ય તને મદદ નહિ કરવા માટે અનેક બહાનાં કાઢશે.

કારણ કે બહારથી સમાજસેવાનો ડોળ કરનારા પણ ઘણી વખત અંદરથી બહુ સંકુચિત વિચારના હોય છે. આખા સમાજને બદલે તેમને ભણવામાં કે આગળ વધવામાં જેણે મદદ કરી હશે અથવા અત્યારે ચાલુ કામ આપી મદદ કરતા હશે તેના વર્તુલમાં જ તેની સમાજસેવા ભરાઈ રહેશે. કારણ કે તે પોતે સંકુચિત વિચારવાળાના ઉપકાર નીચે દબાયેલા હશે તેનાથી વિરુદ્ધ જઈ જ નહિ શકે.

આ ઉપરથી મને તમારો મુદ્દો એમ લાગે છે કે, જ્યાં જેની કમાણી ત્યાં જ તેની સેવા, તો એવા લેખકોને આપણે તેમના લેખની કીમત આપીએ તો ?

વાત સારી છે. પણ તેથી યે ધાર્યું ફળ આવવાની મને શંકા છે. કારણ કે જાણીતા લેખક પોતાના બધા જ લેખની કીમત સરખી આંકશે અને ખરી રીતે તેઓ બધા જ લેખ સારા લખી શકે નહિ કોઈ લેખ ઉચ્ચ કોટિનો હોય, બાકી વધારે લેખ તો સામાન્ય કોટિના જ હોય. ત્યારે તારા મનમાં જ એમ થશે કે લેખની કીમત યોગ્યતા કરતાં વધારે કેમ આપવી? વળી લેખની કીમત આંકવામાં તારી દૃષ્ટિ એક જાતની હશે ત્યારે લેખકની બીજી જાતની હશે. એમ પણ મતભેદ થશે.

વળી લેખની કીમત આંકવી શી રીતે તેમાં પણ મતભેદ થશે, જો તું છાપેલા પાનાને હિસાબે આપીશ તો એકને સારું લાગશે, બીજો કહેશે કે એમ તો મને ન પોસાય. હું તો મારો દરેક લેખની અમુક ચોક્કસ રકમ લઉં. જેનો હિસાબ કર તો તને લાગશે કે તારા હિસાબે એ રકમ ચારગણી થાય.

ઇંગ્લાંડ, અમેરિકા વગેરે પરદેશોમાં પત્રના પ્રસિદ્ધકર્તાઓ તેમના પત્રમાં લેખ લખવા માટે નાણાં આપે છે અને તે પણ કાંઈ થોડી રકમ નહિ. એક લેખની કીમત તરીકે હજારો ડોલર તેઓ

આપે છે. તેઓ આપી શકે, કારણ કે તેમનાં પત્રો વેપારી પત્રો છે. લાખો નકલો દરેક અંકની ખપે છે. એટલે તેમને પોતાને અઢળક કમાણી થાય છે ત્યારે તે લોકો લેખકોને શા માટે સારું મહેનતાણું ન આપે ?

આપણે તેની સરખામણી કરી શકીએ નહિ. આપણે માસિક કાઢીએ તો તે સમાજસેવા માટે, કમાવા માટે નહિ. અને કમાણી જ નહિ હોય તો આપણે સારી રકમ મહેનતાણામાં આપી શકીએ જ નહિ. અને તેથી લેખકોના કોડ આપણે પૂરા કરી શકીએ નહિ.

બધાય લેખકો તમે કહો છો તેવા જ હશે ?

પાંચ આંગળી સરખી હોતી જ નથી. તેમ જ બધા લેખકો સરખા હોઇ શકે જ નહિ. તેમાંય પણ સારા, સહૃદયી લેખકો હશે જ અને તે તને મદદ કરશે જ.

ભલેને એવા થોડા હોય, પણ આપણે એવા થોડાની યે મદદ લઈએ. ઉપરાંત આપણે નવા લેખકો ઉત્પન્ન કરવાની કોશિષ કરીએ તો ?

સારું છે, પણ વાર કેટલી લાગે ? લેખકો એમ કાંઈ થોડા દિવસમાં ઉત્પન્ન થઈ શકશે ?

કોશિષ કરીએ. દરમ્યાન સાધુ મહારાજશ્રીઓની મદદ લઇએ તો શું ? સમાજસેવાના કામમાં મદદ કરવાની તો તેમની ફરજ છે !



## ૨૮

# સાધુ મહારાજની મદદ !

તને જો જૈન સમાજની સ્થિતિની જરાકેય ખબર હોત તો તું આવું બોલત જ નહિ. આપણામાં બ્રાહ્મણો માટે એક કહેવત છે કે, જેટલા ભૈયા તેટલા ચોકા, અથવા જેટલા પંડા તેટલા ચોકા આપણા સાધુઓ માટે પણ એ કહેવત બરાબર લાગુ પાડી શકાય તેમ છે.

જેટલા વિદ્વાન સાધુ તેટલા જ પ્રકાશક કહું તો ચાલે. દરેક વિદ્વાન ગણાતો સાધુ એકાદ પત્ર—અઠવાડિક, પાક્ષિક કે માસિક કાઢતો જ હશે. નહિ તો છેવટ પુસ્તક પ્રકાશન ખાતું ખોલી તેમાં પોતાનાં બનાવેલાં અથવા પોતાના નામથી છપાવેલાં પુસ્તકો પ્રગટ કરશે.

સાધુઓ પોતે જ આ પ્રમાણે પોતાના સંકુચિત વાડામાં ભરાઈ બેઠા છે, અને એકબીજાની અંદર અંદર હરીફાઈ કરી આપણા શ્રાવકોના જ લાખો રૂપિયા દર વર્ષે બરબાદ કરે છે, અને આપણે શ્રાવકો પણ અંધશ્રદ્ધાથી મહારાજ માગે તેટલા રૂપિયા અર્પણ કરવા જઈએ છીએ. પછી મહારાજને શી ફિકર ?

આમાં સાધુઓ તારા માસિકને તો મોટું હરીફ ગણશે અને એને ઊગતું જ દાબી દેવા માટે અનેક દાવપેચ રચશે, યુક્તિઓ લડાવશે, તારા માસિક ઉપર ખોટાં આળ ચડાવશે. શ્રાવકોને તારા માટે ઊંધુંચત્તું ભરાવી ઉશ્કેરશે અને કોઈ શ્રાવક તારા માસિકનો ગ્રાહક ન થાય એટલું જ નહિ પણ વાંચે ય નહિ એવું કરવાને તેમની શક્તિનો બધોય ઉપયોગ કરી છૂટશે.

ગ્રાહક ન થાય એ તો બરાબર કે આપણને કમાણી ન થાય. પણ ધારો કે આપણે મફત આપીએ તો શ્રાવકોને વાંચવાની ના પાડે?

હાસ્તો! એમનાં મનમાં તો મોટો ડર હોય ને કે જો શ્રાવકો આપણું માસિક વાંચશે તો તેમની અંધશ્રદ્ધા ઓછી થઈ જશે. અંધશ્રદ્ધા ઓછી થાય તો મહારાજનું અભિમાન પોષાઈ ન શકે.

હું સવારમાં વ્યાખ્યાનમાં ગઈ હતી તે ધર્માનંદજી મહારાજ તો મને સારા લાગતા હતા.

એવા સાધુ આપણા આખા સમાજમા બે ચાર, પણ એટલા ય મદદ તો કરી શકે, અને કરે, એમાં શકા નહિ, પણ એટલાથી જ તારૂં કામ સરળ નહિ થાય તુ જેની સેવા કરવા માગે છે તે તને અપનાવવા જ ક્યા તૈયાર છે? આપણા આવડા મોટા સમાજમાથી પણ તને જો બસો ગ્રાહક મળી જાય તો તુ ભાગ્યશાળી. વીશ વીશ વર્ષ કરતા ય જૂના સામાયિકોની ગ્રાહકોની સંખ્યા પણ હજારની અંદર હશે, ત્યારે તારા માસિકનુ શુ ગજું?

ત્યારે શુ આપણે માટે સમાજસેવાનો કોઈ ઉપાય જ નથી?

એમ હતાશ થવાની કાંઈ જરૂર નથી. આપણે બને મજબૂત બનથી, કોઈના પણ ડર વિના, નિઃસ્વાર્થપણે સમાજસેવા માટે જ માસિક ચલાવીએ તો શરૂઆતમાં નહિ, પણ વખત જતાં તેની કીમત થાય જ. સમાજસેવા કરનારે નાઉમેદ થવુ ન જોઈએ પોતાથી બની શકતો બધો ભોગ આપીને આગળ વધતા જવુ જોઈએ, તો અમુક વખતે સમાજ આપણને જરૂર અપનાવશે

સમાજસેવા માટે મેં યોજના વિચારી રાખી છે, તેમાં તેં કહ્યુ તેવા માસિકનો પણ સમાવેશ થાય છે આપણે મુંબઈ ગયાં પછી નિરાંતે એ યોજના ઉપર વિગતવાર વિચાર કરીશુ

## ૨૯

# ટેવના ગુલામ ન બનવું જોઈએ

ઘડિયાળમાં ત્રણ ટકોરા થયા.

ઓહો, ત્રણ વાગી ગયા! તમારે ચા પીવી હશે, બનાવી લાવું.

ના, સાધારણ રીતે હું બપોરના ચા નથી પીતો. તારે તો ટેવ હશે.

મને ટેવનું તો પૂછવાનું જ નહિ, મને કોઈ જાતની ટેવ નથી.

પણ એક ટેવ તો છે.

કઈ?

પુરુષો સામે બખાળા કાઢવાની.

ટેવ હતી એમ કહો, હવે પુરુષોને બદલે પુરુષ કહો કે પતિ કહો તો ય ચાલશે. જુઓને અત્યારે ય હું બખાળા જ કાઢી ગઈ ને? જેવું મનમાં આવ્યું કે જેવું મનમાં હતું તેવું બોલી ગઈ.

એ તો ખાસ જરૂરનું છે. એવી રીતે જ આપણા મનની

એકતા સંધાય છે, પણ આપણે એક વાત પૂરી કર્યા પહેલાં જ બીજી વાતમાં ઊતરી પડ્યાં. તારે ચા પીવી હોય તો દત્તુને બૂમ મારી બોલાવીએ, એ ચા કરી લાવશે.

મારે ચા પીવી જ નથી.

કાલે તો પીધી હતી.

કાલે આપણે વહેલા જમ્યા હતા. કૉલેજમાં જતી ત્યારે પણ મારે બહુ વહેલું જમવું પડતું. દશ વાગ્યે જમી લેતી, એટલે સહેજે જ બપોરના ભૂખ લાગતી, તેથી બપોરના ચા બિસ્કીટ લેતી.

હૉટેલમાં ?

ના, અમારી કૉલેજમાં જ એક ભટ્ટ ચા બનાવતો. દૂધ, ચા, ખાંડ બરાબર ચોખ્ખું વાપરે તેની ખાસ કાળજી રાખવામાં આવતી. કૉલેજનો ક્લાર્ક ખાસ ચીવટ રાખી ઘડી ઘડી તપાસ કરતો, એટલે અમને ચા સારી મળતી, અને મેં એક બરણી લાવીને ભટ્ટને આપી રાખી હતી. તેમાં મારાં બિસ્કીટ પડ્યાં રહેતાં. ભટ્ટ ચેવડો ગાંઠિયા રાખતો, પણ તેનું તેલ એવું ખરાબ-ખોરૂં હોય કે એ મને ખાવા ગમતા નહિ. તેથી હું બિસ્કીટ ખાતી, નહિતર બિસ્કીટ માટે મને ખાસ પ્રેમ નથી.

એટલે એમ કે ભૂખ હોય તો જ તું ચા પીએ છે.

હા, અને તેથી જ હું એકલી ચા પીતી નથી, સાથે કાંઈક ખાવાનું હોય જ. સેવ, ચેવડો, ગાંઠિયા કે કાંઈ પણ ફરસાણ. મને નથી ભાવતું એવું કાંઈ છે જ નહિ, ફક્ત એટલું કે સારૂં ચોખ્ખું જોઈએ. ગંધાતા કે ખોરા તેલમાં તળેલું હોય તે મારાથી ખવાતું નથી.

ન જ ખાવું જોઈએ, કારણ એવું ખાવાથી તબિયત બગડે, ગળું બગડે ઉધરસ થાય. એટલા માટે બનતાં સુધી હું પણ બજારની

મારે બે મામા છે, મોટા મામા માધવલાલ, પણ ટૂંકામાં હું તેમને માધુ મામા કહું છું માધુ મામા બહુ જ ધર્મિષ્ઠ, જરાય ખોટું કામ કદી કરે જ નહિ તેમ વળી કામધંધામાં, વ્યવહારમાં ઘણા જ હોશિયાર, ને બોલવામાં એવા ચતુર, હાજરજવાબી અને મીઠા કે હું ઘણી વાર લાડમાં મામાને કહું કે ખરેખર તમે માધુ મામા નહિ પણ મધુ મામા એટલે મીઠા મામા છો.

મામા હસે ને કહે કે એ તો તને એમ લાગે છે, બાકી કાંઈ નહિ

નાના મામાનું નામ દલપતરામ, પણ ટૂંકામાં હું તેમને દલુ મામા કહું છું. માધુ મામા કરતાં દલુ મામા તદ્દન ઉલટા સ્વભાવના એક જ માના બે દીકરા છતાં કેવો તફાવત એ તું જો, મોટા મામા ઉદાર ત્યારે નાના મામા કંજૂસ એવા કે એક પૈસો ખરચવા પહેલાં હજાર વખત વિચાર કરે કે ખરચ્યા વિના કોઈ રીતે ચાલે ખરૂં કે નહિ માધુ મામા વ્યવહારકુશળ ત્યારે દલુ મામાએ વ્યવહારને જ તિલાંજલિ આપી છે. બંને જુદા છે છતાં દલુ મામા હમેશાં કહે છે કે વ્યવહાર તો મોટાએ જ સાચવવો જોઈએ, હું તો નાનો છુ એટલે માધુ મામા જ વ્યવહારમા મોખરે

આપણને જમવાનું તો દલુ મામાએ કહ્યું છે, એ વ્યવહાર તો એમણે રાખ્યો

એનું કારણ છે માધુ મામાને એક જ દીકરો હતો નવનીત તે છ સાત મહિના પહેલાં ગુજરી ગયો છે એની વહુ પિયર ખૂણો મુકાવા ગઈ છે એમની એક દીકરી ગામમા પરણાવી છે તે આવીને રાંધી જાય છે

તે દલુ મામાને ત્યાં ન જમે?

દલુ મામા જમવાનું કહે જ નહિ ને એમને એવુ ખર્ચ પોસાય નહિ। એટલે બાપુજીએ મોટા મામાનું જમવાનું માન્યું નથી. નાના

મામા એમ તો જમવાનું ન કહે, પણ વાત એમ છે કે, દલુ મામાનો કોણ જાણે કેમ કુદરતી રીતે જ મારા ઉપર પ્રેમ ધણો. એટલે મારા માટે કાંઈ કરવું હોય ત્યારે મોટા મામાની દરીકાઈ કરે! એ પ્રેમને લીધે આવતી કાલ માટે દલુ મામાએ આપણને બધાંયને જમવાનું કહ્યું છે.

ત્યાં તમારે શી ફરજ બજાવવાની છે?

માધુ મામાને કમાનાર એકનો એક દીકરો નવનીત ગુજરી ગયો. હવે કમાનાર કોઈ નથી. મામા પોતે વૃદ્ધ પોણોસો ઉપરની ઉંમરના. વૃદ્ધાવસ્થાને લીધે ચાલી પણ શકતા નથી. તેમ બીજું કામકાજ પણ બેઠા બેઠા બહુ ઓછું કરી શકે. નવનીતને સાત દીકરી. તેમાં બે પરણાવેલી. એટલે અત્યારે પાંચ અને હમણાં દોઢેક વર્ષે પર આવેલો નાનો દીકરો. એવડું મોટું કુટુંબ. બધાંને ખાવા તો જોઈએ. પહેરવાને કપડાં પણ જોઈએ. તેના માટે નાણાં ક્યાંથી કાઢવાં?

ઉપરાંત મામાથી બીજું કાંઈ થઈ ન શકે એટલે કર્યો સટ્ટો. તેમાં કમાવાને બદલે ખોટ. ઘરમાં મૂડી હશે તે પણ તણાઈ ગઈ ને હજુ કાંઈક દેણું રહ્યું છે. નવનીતભાઇના મંદવાડમાં પણ બે ચાર હજાર રૂપિયા જરૂર મામાએ ખર્ચી નાખ્યા હશે. આમ હવે મોટા મામાની નાણાં સંબંધી સ્થિતિ બહુ ખરાબ થઈ ગઈ છે. ત્યારે તેમના ચાલુ ખર્ચ માટે કાંઈક ગોઠવણ કરવી જોઇએ.

મારા બાપુજીના કુટુંબમાં આવું કોઈને બને તો તેને પોતાને તો વ્યાધિ રહે જ નહિ.

કેમ?

કારણ એ વ્યાધિ આખા કુટુંબની બની ગઇ. એનું પોષણ કરવાનું, એનું ઘરખર્ચ ચલાવવાની ફરજ આખા કુટુંબની રહી અને તે કુટુંબે બાજાબે જ છૂટકો.

ઘરમાં તેનું ચલણુ વધારે. તેનું માન વધારે. તેથી તે જો મોટા મામાને મદદ કરવાની હા પાડે તો પછી દલુ મામાને અને તેના મોટા દિકરાને હા' પાડવી જ પડે.

એ ગરતો તો ગયો હવે તમે કાલે કયા કયા મુદ્દાઓ પર વાત કરવાનું વિચર્યું છે?

દલુ મામા તેમની વિરોધમાં કયા કયા મુદ્દા આગળ લાવશે, તેના ઉપર મારે મુદ્દાઓ નક્કી કરવાનો આધાર રહે છે. એટલે મામા શું કહેશે તેનો પહેલાં વિચાર કરવો જોઈએ. મારા ધારવા પ્રમાણે મામા નીચે પ્રમાણેની દલીલો તો જરૂર કરશે:

(૧) બને ભાઈ જુદા છીએ, વહેંચણી સરખે ભાગે ઘણા વર્ષો થયાં થઈ ગઈ છે. અને જુદા થયા પછી દરેક ભાઈ પોતાનું ખર્ચ પોતે ભોગવે છે તેમ હવે પણ ભોગવવાનું

(૨) મારી પાસે કાંઈ વધારે મૂડી નથી કે હું કાંઈ આપી શકું.

(૩) મારી કમાણીથી મારા ઘરનું ખર્ચ પણ માંડ નભે છે. બચત થતી નથી કે હું કાંઈ આપી શકું.

(૪) છોકરાઓ ઉદ્ધત છે. તેઓ પોતાનો સ્વાર્થ જ જુએ. તેમની મજુરી વિના હું કાંઈ આપી શકું નહિ

એના પ્રતિકાર માટે તમે શા શા મુદ્દાઓ ચર્ચશો?

સભવિત છે કે દલુ મામાને મોટા મામાની પરિસ્થિતિનો તેમની પૈસા સબંધીની સ્થિતિનો ખોટો ખ્યાલ હોય તેઓ એમ જ ધારતા હોય કે તેમના મોટા ભાઈ પાસે તો ઘણા પૈસા છે પણ મદદ લેવા માટે દેખાડતા નથી ને પાસે કાંઈ ન હોવાનો ખોટો ડોળ કરે છે.

એટલે દસુ મામાની પહેલી દલીલના જવાબમાં પહેલાં તો માધુ મામાની ખરી હાલતથી તેમને વાકેફ કરવા જોઇશે. ખાલી મોઢાની વાતથી તો તે માનશે નહિ એટલે માધુ મામા તેમના ચોપડા બતાવી ખાતરી કરી આપશે.

તે પછી બાપુજી સમજાવશે કે બંને ભાઈ કમાતા હોય ત્યારે કોઈ કોઈની પત્ને માગે નહિ અત્યારે પણ તમારા મોટા ભાઈ નથી માગતા પણ અમે તમારા મોટા ભાઈની ખરી સ્થિતિ સમજીને અમારી મેળે જ તમને બતાવીએ છીએ કે નાના ભાઈ તરીકે અત્યારે મોટા ભાઈના કુટુંબની સંભાળ લેવી તે તમારી ફરજ છે.

તેમની બીજી ને ત્રીજી દલીલો ખોટી છે એમ આપણે જાણીએ છીએ, પણ જવાબમાં આપણે કહેવું એમ કે જેમ માધુ મામાએ પોતાના ચોપડા ખુલ્લા દિલથી બતાવી ખાતરી કરી આપી તેવી રીતે તમે પણ તમારા ચોપડા બતાવી ખાતરી કરી આપો તો પછી અત્યારે કાંઈ કહેવાનું રહેશે નહિ. અને તો પછી બીજી રીતે વિચાર કરી શકીશું.

ચોપડા બતાવે તો પોતે ખોટું બોલે છે એ પુરવાર થઇ જાય. તેથી ચોપડા બતાવશે જ નહિ આ વાત ચાલતી હોય ત્યારે તારે વચમાં કહી દેવું કે તને તો આ બધું સાંભળીને નવાઈ લાગે છે. તારા બાપુજીના કુટુંબમાં તો મદદ કરવાની કોઈ ના પાડી શકે જ નહિ. આવા વખતે મંત્રણા તો કુટુંબનો કયો માણસ કેટલી અથવા કેવી રીતે મદદ કરે તેની જ હોય.

હું ત્યારે તને વિગતવાર તારા બાપુજીના કુટુંબની પ્રથાની હકીકત જણાવવાનું કહીશ, ત્યારે તારે બરાબર વિસ્તારથી વાત કરવી અને આને મળતા ત્યાં દાખલા બનેલા હોય અને કુટુંબે મદદ કરેલી હોય તે વિસ્તારથી કહી સંભળાવવું.

## ૩૧

# મુંબઈ જલ્દી જવું પડશે

આમ લગ્ન કરી વડોદરા આવ્યા પછીના બે દિવસ વીતી ગયા ત્રીજે દિવસે ઉપાશ્રયેથી ઘેર આવી કપડા બદલાવવા ગઈ તો પતિદેવ જાણે મારી રાહ જોઈ રહ્યા હોય તેવી રીતે બેઠા હતા તેથી મે પૂછ્યું —

કેમ, અત્યારમાં કાંઈ રાહ જોતા બેઠા હો એમ લાગે છે ?

તેમણે કહ્યું-મુંબઈથી કાગળ આવ્યો છે તેથી તારી સાથે મંત્રણા કરવા સારૂ રાહ જોઈને બેઠો છુ

શી વાત છે કહો એમ કહેતા, વાત જરૂરી હશે એમ સમજી હું કપડાં કાઢ્યા વિના જ એમની પડખે બેસી ગઈ

મુંબઈથી આપણા મુનિમનો કાગળ છે તેમાં લખે છે કે આપણો અમેરિકાનો એજન્ટ મહિના પછી અહીં આવવાનો છે એમ તેના તરફથી ખબર મળ્યા છે, તો ત વખતે મુંબઈમાં મારી હાજરીની જરૂર પડશે

તો જવુ

એ તો ખરૂં જ, પણ એજન્ટ હિંદુસ્તાનમાં આવે છે, તો

અહીંયાં થોડા દિવસ રોકાવાનો, એટલે મારે મુમ્બઈમાં જ રહેવું પડશે. બે દિવસ મુમ્બઈ જઈને પાછુ અહિ નહિ આવી શકાય.

આપણી મૂળ ગોઠવણ એમ હતી કે આપણે અમુક મહિના અહિઆ રહેવુ, કે જેથી આપણા સગા સંબંધીઓથી તુ જાણીતી થઈ જાય તેમના આચારવિચારની ખબર પડે આપણી સાથે કોનો કેવો સંબંધ છે તેની માહિતી મળે તેથી આપણી મૂળ ગોઠવણ પ્રમાણે તારે અહીં રહેવુ હોય તો કોઈ જાતનો વાંધો નથી બા, બાપુજી તને જરાય ઓછુ આવવા નહિ દીએ.

બા, બાપુજીનુ હેત તો મારા ઉપર અપાર છે તેઓ તો મને સુધા બહેન જેવી જ ગણે છે, એટલે તેમના માટે શકા કરવા જેવુ છે જ નહિ પણ મને એમ લાગે છે કે હવે તો જ્યા તમે ત્યાં હું તમારા વિના હું અહીં બે મહિના નહિ રહી શકુ એમ મને, લાગે છે માટે હું તો તમારી સાથે જ મુમ્બઈ આવીશ

જેવી તારી મરજી, મને કોઈ જાતનો વાંધો નથી તો પછી મુમ્બઈ જતા પહેલા તારે તારાં બા, બાપુજીને મળવા જવું પડશે.

હા

ક્યારે જવુ છે? કેટલા દિવસ રોકાવુ છે?

હું ધારૂં છુ મારી બા પાસે મારે દશેક દિવસ તો રોકાવુ પડશે

તો એમ ગોઠવણ કરીએ કે, પ રેક દિવસ પછી તું પિયર, જા, દશ દિવસ ત્યા રહીને પાછી આવ, પછી સાથે મુમ્બઈ જઈએ.

ટ્રેઈનમાં જ મુમ્બઈ જઈશુ ને?

મને લાગે છે કે ટ્રેઈનમા આખી રાત કાઢવી એ તને હાડમારી થશે તેના કરતા આપણે થોડા જોખમવાળો સામાન લઈને વિમાનમા મુમ્બઈ જઈએ અને દગુ સામાન લઈને ટ્રેઈનમા આવે

તમે મને એટલી બધી પોચી કેમ ધારો છો કે એક રાતની ટ્રેનની મુસાફરીમાંય હું હેરાન થઈ જઈશ ! એમાં હેરાનગતિ શું ? જુવાન છીએ, કસરતી શરીર છે, ટ્રેઈનની મુસાફરી પણ એક જાતની કસરત છે.

એટલે તારો એમ મત છે કે આપણે ટ્રેઈનમાં જ જવું.

કારણ કે હવે એકલો આપણો આટનોમબીલ સામાન સાચવી ન શકે કારણ હાલમાં ટ્રેનમાં ગીરદી બહુ હોય છે. તેનાં કરતાં આપણે ટ્રેનમાં સામાન લઈ જઈએ તો ખોટું શું ?

જેમ તારી ઇચ્છા તો એમ કરીએ કે તું નીકળવાની હોય તે દિવસ માટે મેઈલમાં બે સીટનું ફર્સ્ટ કલાસનું કમ્પાર્ટમેન્ટ અમદાવાદથી જ રીઝર્વ કરાવી લેવું. બન્ને ટીકીટ તારે અમદાવાદથી જ લઈ લેવી અમદાવાદથી ડબામાં તારે એકલું આવવું. હું વડોદરાથી તારી સાથે થઈ જઈશ.

હા એ ઠીક છે.

તો - નક્કી ? એ પ્રમાણે બાપુજીને કહીને ગોઠવણ કરાવું છું ને તારા બાપુજી ઉપર કાગળ લખાવું છુ

તે તમે હજુ બાપુજીને કાંઈ વાત જ નથી કરી ?

ના તારી સાથે પહેલાં સલાહ કરી લેવી જોઈએ ને ? આપણો વિચાર થાય તે પ્રમાણે બાપુજીને કહેવાય. બાપુજી તો હવે નિવૃત્તિમાં જ છે તેમને એમ ને એમ પૂછવા જઈએ તો કહેશે, હું કાંઈ ન જાણું તમને ઠીક પડે તેમ બંદોબસ્ત કરો. એટલે પહેલાં આપણે નક્કી કરીને જ બાપુજીને કહેવું પડે છે બાપુજી જો વ્યવહારના કામમાં ભાગ લેતા હોય તો તો પહેલું તેમને પૂછવું જોઈએ, એ જ વ્યવહાર અને વિનય કહેવાય

ને બાને પૂછવાનું નહિ ?

હું ભૂલી ગયો હું જ્યાં બાપુજી એટલું જ બોલી ગયો ત્યાં ત્યાં સુધારીને તારે બા, બાપુજી એમ સમજી લેવું કારણ બા પણ એ જ વૃત્તિના છે.

તો ભલે. આપણે નક્કી કર્યા પ્રમાણે ગોઠવણ કરાવો.

સગાં સંબંધીઓને અમારા જલદી જવાની ખબર પડી એટલે તેઓ તો અમને સવાર બપોર ને સાંજના આમંત્રણ આપવા મંડયા. આગ્રહ એટલો કે અમારે ન છૂટકે માનવાં પડતાં. તેથી અમારા દિવસો આખા એમાં જ ચાલ્યા જતા. એમ દિવસો ક્યાં નીકળી ગયા તે ખબર ન પડી હું જે કાંઈ જોતી કે સાંભળતી તે સંબંધી વિચાર કરવાનો પણ વખત ન મળતો.



## ૩૨

## સમાન હકનું રહસ્ય

મારે પિયર જવાના આગલા દિવસે મારો ભાઈ મને તેડવા આવ્યો. હું એકલી પણ જઈ શકત. પણ મારા બાપુજીની એવી ઇચ્છા હતી. મારા સસરાજીએ મારા ભાઈને એક દિવસ અગાઉ મોકલવાનું લખેલું તેથી તે આગલા દિવસે આવેલો.

સુધીર મારો ભાઈ આવ્યો તે જ દિવસે મારા સસરાના એક મિત્ર કલકત્તા ગયેલા તે આવ્યા. તેઓ સાથે રસગુલ્લા લાવેલા હશે. તેમણે દશ રસગુલ્લાં અમારે ત્યાં મોકલી આપ્યાં. બાએ ત્રણ ત્રણ રસગુલ્લાં સુધા બહેનને તથા સુધીરને આપ્યાં, બે મને આપ્યાં અને બે ઉપર મારા પતિદેવ હતા તેમને મોકલી આપ્યાં બા, બાપુજીએ એક પણ રસગુલ્લું ન લીધું મેં ઘણો આગ્રહ કર્યો છતાં-કાંઇ ન લીધું.

રાત્રે ઉપર ગઈ ત્યારે મારા પતિદેવ ત્યાં જ બેઠેલા સામે ટીપાઈ ઉપર રસગુલ્લાંની રકાબી પડેલી. ઉપર બિલોરી કાચનો વાટકો ઢાંકેલો એટલે સોસરાં દેખાતાં હતાં તે જોઈ મેં કહ્યું

આ શું ? કેમ ખાધાં નથી ?

ઇચ્છા નહોતી

તો રાખી કેમ મૂક્યાં છે ?

તને ખવડાવવા.

મેં તો ખાધા છે.

તે મને ખબર છે.

તો પછી શું કામ રાખી મૂક્યાં છે ?

તને ખવડાવવા

ખાધા પછી ન ખવાય

ભાવતું હોય તો ખવાય

એમ કહેતાં કહેતાં ઊઠીને એક રસગુલ્લું હાથમાં લઈને બોલ્યા: જલદી મોઢું ઉઘાડ, નહિતર રસ ઢોળાશે ને કપડાં બગડશે.

મારે બોલવા જેટલો વખત નહોતો-રસગુલ્લું હોઠ પાસે આવી ગયું હતું મોઢું ન ઉઘાડું તો જરૂર કપડાં બગડે, એટલે જલદી મોઢું ઉઘાડવું જ પડ્યું, તેવું જ રસગુલ્લું મોઢામાં આવી પડ્યું મોઢા આગ,

બે હાથ દઈને માંડ માંડ આસ્તે આસ્તે રસગુલ્લું ચાવીને ઓગાળ્યું, ખાઈ રહેવા આવી એટલે બીજું રસગુલ્લું લેવા મેં મારો હાથ છાનોમાનો લાંબો કર્યો. મારો વિચાર બીજું રસગુલ્લું પતિદેવને ખવરાવી દેવાનો હતો. પણ હું બીજું રસગુલ્લું ઉપાડું તે પહેલાં તો પતિદેવે ઉપાડી લીધું હતું ને પહેલી વારની જેમ જબરજસ્તીથી મને ખવરાવી દીધું. ખાઈ લીધા પછી કહ્યું:—

સુધીરે કહ્યું હશે કે મને ભાવે છે. એટલે તમે પણ ઠીક જબરજસ્તી કરી.

માટે જ સ્ત્રીઓ સ્વાતંત્ર્ય માગે છે ને!

મારે એવું સ્વાતંત્ર્ય નથી જોઈતું.

માટે જ મારા પ્રેમે જબરજસ્તી કરાવી.

પણ એવો ભાગ કરવાનું કારણ શું?

પ્રેમ.

સમજી. સમજી. પ્રેમ ને ત્યાગનું રહસ્ય મને સમજાવવા તમે આ યુક્તિ કરી હતી.

તારે એમ સમજવું હોય તો કાંઈ વાંધો નથી. બાકી એમાં યુક્તિ જેવું હતું જ નહિ પ્રેમીની ક્રિયા તો સ્વાભાવિક જ હોય છે. જબરજસ્તી પણ પ્રેમી જ કરી શકે છે ને પ્રેમીની જબરજસ્તી પ્રેમને સમજનાર પ્રેમી જ જીરવી શકે છે. પ્રેમને નહિ સમજનાર જ સ્વતંત્રતા માગે

પણ મને તો હું અહીં પરતંત્ર હોઉં એમ લાગતું જ નથી. તમારા પ્રેમ અને ત્યાગ પાસે પરતંત્રતાનો વિચાર ક્યાં પલાયન કરી જાય છે એ જ મને ખબર પડતી નથી.

તેં પ્રેમનો આનંદ અનુભવ્યો છે, પ્રેમનું સુખ સમજી શકી છો,

## ૩૩

## પિયરમાં

ઘેર પહોંચતાં ગાડીનો અવાજ સાંભળી બા અંદરથી બહાર આવતા હતા હું ગાડીમાંથી ઊતરી અંદર જતી હતી ઓસરીમાં ભેગા થતાં એ હાથ જોડી હું બાને પ્રણામ કરવા જતી હતી તેવી જ બાએ મને બાથમાં ઘાલી અને બોલ્યાં

હું બહુ ખુશ થઈ બેટા, આજસુધી મને ચિંતા રહ્યા કરતી હતી કે સાસરીમાં મારી દીકરીને બરાબર સોહવાતું હશે કે નહિ ? પણ તને જોઇને મારી બધી ચિંતા દૂર થઈ ગઈ.

મારી સાથે વાત કર્યા પહેલાં તું શું સમજી ગઇ, બા કે તારી ચિંતા દૂર થઈ ગઈ ?

મોઢું એ મનની આરસી છે તારું મોઢું કહી આપે છે કે તું ત્યાં આનંદમાં હતી, સુખી હતી

સુધીર અમારો સામાન ઉપડાવી ઘરમાં આવતો હતો, તેણે અમારી વાતચીત સાંભળેલી તે બોલી ઊઠ્યો.

બા, તું નકામી ચિંતા કરતી હતી બહેનને તો અહીં આવવું ય નહોતું ગમતું

બેસ, બેસ, ચિબાવલા, એવું તને કોણે કહ્યું ?

તું જ સવારે પ્રવીણ શેઠને શું કહેતી હતી કે અહીંયાં તમારે ખાસ કાંઈ કામ તો છે નહિ તો તમેય મારી સાથે અમદાવાદ ચાલોને ?

વિવેક પણ નહિ કરાતો હોય ?

છેલ્લી ઘડીએ વિવેક થતો હશે કેમ ?

ભાઈએ તો મને બા પાસે ચાટ પાડી પણ બા મારી વહારે ધાયાં બાએ કહ્યું:

તું યે સાચો છે ને બહેન પણ સાચી છે પહેલાં સામાન બધો સંભાળીને ઘરમાં મૂકાવી દે. જોજે કાંઈ રહી ન જાય.

પછી બાએ મને કહ્યું–તારો ભાઈ પણ તારા જેવો જ હોશિયાર છે હોં બેટા!

ખરેખર બા, સુધીરભાઈ જેવા સુશીલ ને હોશિયાર પુત્ર હોવા માટે તમે ભાગ્યશાળી છો. તેવી જ રીતે મારાં સાસુજી પણ ભાગ્યશાળી છે.

હું બોલતાં તો બોલી ગઈ પણ પછી મને જ શરમ લાગી ગઈ કે બા પાસે હું શું બોલી ગઈ!

હું સમજી જ ગઈ હતી, દીકરી! ને તેથી જ મેં તને કહ્યું કે, મારી ચિંતા દૂર થઈ ગઈ. મને બહુ જ આનંદ થયો.

બાપુજી પણ પછવાડેથી આવી બોલ્યા–મને પણ બહુ જ આનંદ થયો. મેં જઈને બાપુજીને પ્રણામ કર્યા.

આનંદમાં ને કામકાજમા દશ દિવસ વીતી ગયા. નિયત કરેલા દિવસે અમદાવાદથી મેઈલમાં નીકળી અહીં આવી



## ૩૪

# પ્રવીણની શૂરવીરતા

વત્સલા ભાભી, તમારી વાતમાંથી તો અનેક બાબતો જાણવાની મળીઃ સમાન હક્નું રહસ્ય, સ્ત્રીસ્વાતંત્ર્યનું રહસ્ય સમજાયું, પ્રેમ અને ત્યાગનું રહસ્ય સમજાયું. તે ઉપરાંત અમારા પ્રવીણભાઈમાં કેટલું ઊંડું જ્ઞાન છે તે સમજાયું. ચાર વર્ષથી ઑફિસમાં સાથે રહીએ છીએ, મિત્રો છીએ, છતાં આજસુધી હું પણ નહોતો જાણતો કે પ્રવીણભાઈ આવડા મોટા જ્ઞાની છે.

જ્ઞાની પણ છે અને શૂરવીર પણ છે.

વાહ શૂરવીર પણ છે એમ? અમારે તો એવું જોવાનો પ્રસંગ જ નથી આવ્યો. તમે કેવી રીતે જાણ્યું તે કહો.

હું અમદાવાદથી ટ્રેનમાં નીકળી. ડબ્બો રીઝર્વ્ડ હતો. તેમાં હું એકલી જ હતી. મારા પતિદેવ વડોદરાથી ભેગા થવાના હતા. મારો ડબ્બો સૌથી આગળનો હતો; એટલે એકદમ પ્લેટફાર્મને છેડે આવ્યો. ગાડી સ્ટેશનમાં દાખલ થઈ કે તુરત હું ડબ્બાના બારણામાં માથું બહાર કાઢીને ઊભી હતી. મારા પતિદેવ પ્લેટફાર્મની લગભગ વચમાં ઊભા હતા. તેમણે મને દીઠી, મેં તેમને જેયા.

ટ્રેન ઊભી રહી ત્યાં મારા ડબ્બાના બારણાની સામે જ એક અંગ્રેજ સોલ્જર ઊભો હતો, તે એકદમ આવી બારણું ઉઘાડી મારા ડબ્બામાં ઘૂસવા જતો હતો, ત્યાં મેં તેને અટકાવ્યો. ડબ્બો રીઝર્વ છે. અમો બે જણા છીએ એમ મેં તેને અંગ્રેજીમાં જ સમજાવ્યું. પણ મને ડબ્બામાં એકલી જોઈને એ શેનો માને ? હું જૂઠું બોલીને તેને અટકાવું છું એમ સમજ્યો. એટલે તેણે તો જબરજસ્તીથી એનો સામાન મૂકવા માંડ્યો.

એનો ભારે થેલો ડબ્બામાં મૂકી બીજો સામાન લેવા ગયો ત્યાં મેં પગેથી પાટુ મારીને એના થેલાને ફેંકી દીધો. એક હિંદુ સ્ત્રી આવી રીતે સોલ્જરની સામે થાય એવું તેણે કદી જોયેલું નહિ હશે. તેને નવાઈ લાગી વળી એમ પણ સમજ્યો હશે કે ઝપાઝપીમાં એ ફાવી શકે તેમ નથી. એટલે તેણે મારી સામે પિસ્તોલ તાકી.

એજ વખતે મારા પતિદેવ આવી પહોંચ્યા અને શું હકીકત છે તે પૂછ્યું મેં બધી વાત કરી. એટલે એમણે તો એકદમ સોલ્જરના હાથમાંથી પિસ્તોલ ઝૂંટવી લઈને સોલ્જરના સામી જ તાકી. એટલે સોલ્જર હસી પડતાં બોલ્યો. કે એ તો ખાલી છે.

ત્યારે ખોટો જ દમ ભરાવતો હતો, કુતરા ! અમારો નોકર થઈને અમારી જ સામે થાય છે, બેશરમ.

એમ કહીને એમણે સોલ્જરને ગળચીમાંથી એવો તો પટક્યો કે સોલ્જર ચૂં કે ચાં કાંઈ કરી ન શક્યો. તેઓ તો સોલ્જરને ઘસડીને સ્ટેશનમાં લઈ ગયા. દત્તુએ અમારો સામાન ડબ્બામાં ગોઠવીને મૂકી દીધો, ત્યાં પતિદેવ આવી પહોંચ્યા. દત્તુ નોકરોના ડબ્બામાં ચાલ્યો ગયો. મોડી રાત ગયેલી તેથી અમો સૂઈ ગયાં. તેથી સોલ્જરનું તેમણે શું કર્યું એ પતિદેવને પૂછવાનું હજુ સુધી રહી ગયું છે.

સોલ્જરનું તે દિવસે શું કર્યું તે તમે કહો. વત્સલાએ પ્રવીણ સામું જોઈને કહ્યું.

સોલ્જરને ગળામાંથી પકડીને ઘસડતો ઘસડતો સ્ટેશન માસ્તર પાસે લઈ ગયો. એને આવવું નહોતું, એટલે જાણી કરીને ચાલતો નહોતો એટલે મારે તેને પરાણે ઘસડાતો ચલાવવો પડયો. સ્ટેશન માસ્તર મને ઓળખતા હતા. તેમણે મને પૂછ્યું. મેં બધી વાત કરી. માસ્તરે સોલ્જર પાસે ટિકિટ માગી. ફર્સ્ટ ક્લાસની ટિકિટ ન મળે. સેકન્ડ ક્લાસનો એની પાસે મીલીટરી પાસ હતો તે બતાવ્યો. માસ્તરે તેને સ્ટેશનના પોલીસને સોંપી દીધો. ને તેનું નામ, નંબર, રેજીમેન્ટ વગેરે પૂછ્યું. મેં કહ્યું: હું અત્યારે જ તારા ઉપરી ઉપર તાર કરી બધી હકીકત જણાવું છું એટલે એ તદ્દન નરમ ઘેંશ જેવો થઈ માફી માગવા મંડયો.

એટલામાં ટ્રેનનો વખત થઈ ગયો હતો, એટલે તેને માસ્તર પાસે છોડીને ચાલી આવ્યો ને ડબામાં બેસી ગયો.

તે પ્રવીણભાઈ, તમે સોલ્જર સામે પિસ્તોલ તાકી પણ તમને પિસ્તોલ વાપરતાં આવડે છે કે તમે પણ પેલાની પેઠે ખોટો દમ જ મારેલો ?

મને પિસ્તોલ ને બીજા બધાં હથિયારો વાપરતાં આવડે છે.

એ ક્યાં શીખ્યા ?

૭ મહિના વોલંટીઅર તરીકે નાશિકમાં કામ કરેલું ત્યાં શીખેલો ને પછી વધારે અમેરીકામાં શીખેલો.

ત્યારે તમે અમેરિકા જઈ આવ્યા છો એમ ? મને તો કાંઈ ખબર નથી.

મને પણ ખબર નથી.

એ તો ઘણાં વર્ષ પહેલાંની વાત છે.

# ૩૫

# આપણામાં માતૃભાષાનું અભિમાન હોવું જોઇએ

**હો.** પણ, વત્સલા ભાભી, મને એક વાતની અજાયબી લાગે છે. તમે તમારી આટલી લાંબી વાત કરી તેમા ક્યાંય તમે અંગ્રેજી શબ્દ વાપર્યો નથી એ શું? અમે તો હાલતા ને ચાલતાં ગમે તેની સાથે વાત કરતા હોઇએ ત્યારે, ગુજરાતીમાં બોલતા હોઇએ છતાં વચમાં અંગ્રેજી શબ્દો ઘુસાડી દઇએ વાતચીતમા થોડું થોડું અંગ્રેજી શબ્દોનું મિશ્રણ કરવાનો દોષ આપણા ગુજરાતીઓમાં જ છે એવું પ નથી. મરાઠી, હિંદી, બંગાળી, પંજાબી વગેરે બધાને એવી જ ટેવ છે એટલે જ મને નવાઈ લાગે છે કે તમે B A, બી એ સુધી ભણેલાં છતાં જરાય અંગ્રેજી શબ્દ કેમ વાપર્યો નથી?

એ પ્રભાવ મારા પતિદેવનો છે. અમારી પહેલી મુલાકાત થઇ ત્યારથી તે આજસુધીમા મારી સાથેની વાતચીતમાં કોઈ પણ વખતે એક પણ અંગ્રેજી શબ્દ વાપર્યો નથી. ચાર પાંચ ચોપડી અંગ્રેજી ભણેલ હોય

તેઓ પણ ડીઅર, ડાર્લીંગ, વેટર, ટી વગેરે અંગ્રેજી શબ્દો વાતવાતમાં વાપરી નાખે છે. ત્યારે મારા પતિદેવ તદ્દન શુદ્ધ ગુજરાતી જ બોલે છે. મેટ્રિક પાસ થયા નથી, એટલે મારા મનને એમ કે તેમની અંગ્રેજી ભાષા બહુ સારી નહિ હોય. પણ કાલે બપોરના હું પણ તેમની સાથે ઓફિસે ગયેલી, તેમણે એક જરૂરી, કાગળ શોર્ટહેન્ડ ટાઇપીસ્ટને લખાવ્યો. હું સાંભળતી હતી. ત્યારે જ જાણ્યું કે એમનો અંગ્રેજી ભાષા ઉપરનો કાબૂ M. A., એમ. એ. થયેલાને પણ શરમાવે તેવો છે. અને તેમનો ગુજરાતી ભાષા ઉપરનો પ્રેમ આપણને સૌને શરમાવે તેવો છે.

કેમ હજુ તમારી વાત પૂરી નથી થઈ કે?

આવો, આવો, ઊર્મિલા ભાભી!

અત્યારે હું શું આવું? તમે આવો. જુઓ, ઘડિયાળમાં બારના ટકોરા થાય છે. ભૂખ લાગી છે કે નહિ? ચાલો જમવા.

ભાભી, તમે વખતસર જ આવ્યા છો. સાંતી છૂટયું ને ભાત આવે તેમ અમારી વાત પૂરી થઈને તમે આવ્યા. ભલે, ચાલો જમવા. બધા ઊઠયા. જમવા ગયા.



શંકો નથી, પણ મારી વહાલી પત્નીના રડવાથી મારૂં હૃદય બળીને ખાખ થઈ જાય છે. કહે જોઈએ, તું શા માટે રડી?

મારે રડવું નહોતું, છતાં કોણ જાણે કેમ મારાથી રડાઈ જવાયું.

તારા હૃદયમાં થયેલા પ્રત્યાઘાતથી રડી જવાયું હશે, પણ મારા બોલવાથી તને એટલો બધો શેનો આઘાત લાગ્યો? તારા મનમાં શી શંકા કે શી ગુંચવણ ઉભી થઇ તે કહે

મારી ભૂલો માટે આજે સવારે જ મેં તમારી માફી માગી હતી ને તમે માફી આપી પણ હતી.

ખરી વાત.

છતાં તમે અત્યારે મારા ખાનગી ઓરડાની વાત કેમ કાઢી?

તેં કોઈ પણ ભૂલ કરી હોય તેમ હું માનતો જ નથી. તો પણ તેં તારી ભૂલો માટે માફી માગી ને મેં આપી. પણ તેનો અર્થ એમ તો નહિ કે તને આપેલા મારા વચનમાંથી ય હું પાછો પડું. પત્નીને આપેલું વચન હું પાળુ નહિ તો પછી પતિ તરીકે હું લાયક જ કયાં રહ્યો?

મારે હવે ક્યાં એવુ વચન જોઇએ છે? મેં આટલો બધો એકરાર કર્યો તોય હજુ તમને મારામાં વિશ્વાસ નથી?

વિશ્વાસ પૂરેપૂરો છે, પણ તારી શરતો તો હજુ કાયમ રહી છે. એટલે મારાં વચનો પણ કાયમ છે. તેથી મારે આપેલ વચન પ્રમાણે વર્તવુ જોઇએ કે નહિ એ તું કહે.

હાં, ત્યારે એ પણ મારી જ ભૂલ થઈ છે મેં મારી શરતો પાછી ખેંચી લીધી છે ને તમારાં વચનો ફોક કર્યાં છે તે મારે કહેવુ જોઇતું હતું હવે મારી એ ભૂલ સુધારૂં છુ, મને માફ કરો અને મારી શરતો અને તમારા વચનો ફોક કરો.

તારી ઇચ્છા એ મારી ઇચ્છા. તું કહે તે કબૂલ. હવે ારે માટે તારા મનમાં કાંઈ પણ અંદેશો નથી ને?

ના.

આપણે બંને નાની મોટી દરેક બાબત માટે ખુલ્લા દિલથી વાત કરીએ, એકબીજાના વિચાર સમજીએ. ભૂલ હોય તો સુધારીએ અને એકરાગી, એકતાન થઇને રહીએ એમ હું ઇચ્છું છું.

હું પણ એમ ઇચ્છું છું ને કબૂલ કરૂં છું.

શા માટે?

મારા દેવના પ્રેમમાં તરબોળ થવા!

કારણ?

મારે માટે એ સૌથી મોટું સુખ છે.

એનાથી પણ મોટું સુખ બીજું છે.

કયું?

મોક્ષનું–મુક્તિનું પરમ સુખ.

એ તો મળે ત્યારે, પણ તેટલા માટે આ સુખ કાંઈ હું ખોઈ ન શકું.

ખોવાની વાત હું કયાં કરૂં છું?

ત્યારે?

આ આપણું સુખ એ પરમ સુખ મેળવવાનું પગથિયું છે.

એમ? શી રીતે?

કહું છું, સાંભળ.



## ૩૭

# પરમ સુખ કેમ પમાય ?

સંસારમાં આપણને બે જાતની વસ્તુઓમાંથી સુખ મળી શકે છે. (૧) જડ અને (૨) ચેતન ઘર, ફર્નિચર, રાચરચીલું, કપડા, પૈસા વગેરે સર્વ જડ વસ્તુ છે. એ વસ્તુઓમાંથી મળતું સુખ નાનું અને ક્ષણિક છે ખરી રીતે પૈસા પોતે કાંઈ સુખ આપી શકતા નથી, સુખ ઉપભોગની વસ્તુથી છે. પૈસા ઉપયોગી વસ્તુ નથી, પણ પૈસાથી ઉપભોગની દરેક ચીજ ખરીદી શકાય છે ને તેથી સુખ મેળવી શકાય છે

આ સુખથી પણ વધારે સારું સુખ ચેતનમય પ્રાણી તરફથી. ગાય, ભેંસ, ઘોડા વગેરે પણ ચેતનમય છે અને તેમનો ઉપયોગ કરી આપણે સુખ મેળવી શકીએ છીએ પણ સૌથી વધારે સારું સુખ મનુષ્ય પ્રાણી તરફથી મેળવી શકીએ છીએ. સમાજ તરફથી, સગાં સબંધી મિત્રો તરફથી, કુટુંબ તરફથી સુખ મેળવી શકીએ છીએ.

આ દરેક જાતનાં સુખ ક્ષણિક છે થોડા વખત માટેનાં છે, કારણ કે એ સુખ આપનારી દરેક ચીજ નાશવંત છે. એટલે એ દરેક સુખ છેવટ દુઃખરૂપ થાય છે, કારણ પ્રિય વસ્તુના

નાચથી દુઃખ જ થાય. વળી કેટલાંક સુખો પોતે જ પરિણામે દુઃખ ઉત્પન્ન કરે છે. ભોગ વિલાસ ભોગવતાં તો બહુ જ મીઠા લાગે છે, પણ એના પરિણામે અનેક દર્દો ઉત્પન્ન થાય છે અને દુઃખ આપે છે. એ પ્રમાણે સંસારનું દરેક સુખ અંતે દુઃખમય છે અથવા દુઃખમાં પરિણમે છે.

એનાથી ઊલટું શાશ્વત સુખ એક જ છે—મુક્તિનું પરમ સુખ. પાપ અને પુન્ય એ બનેથી પર થઇએ ત્યારે જ એ પરમ સુખ મેળવી શકાય છે. આપણું તેમ જ દરેક મનુષ્યનું ધ્યેય આ પરમ સુખ મેળવવાનું હોવું જોઇએ.

હવે આ તો તને ખબર હશે જ. તો કહે જોઇએ કે સુખ શાથી અનુભવાય છે?

મનથી

બરાબર. ક્યાં સુખ ને ક્યાં દુઃખ, શેમાં સુખ અને શેમાં દુઃખ, એ બધું મન નક્કી કરે છે. એટલું જ નહિ પણ મનને આજે જેમાં સુખ લાગે છે તેમાં કાલે દુઃખ લાગે છે અને બીજી એથી વધારે સારી વસ્તુમાં સુખ શોધવા જાય છે. માટે મનને ભટકતું કહેલું છે.

આપણા આચારવિચારનો, આપણાં દરેક કાર્યનો આધાર મન ઉપર રહેલો છે, અને મન તો ભટકતું છે. માટે પરમ સુખની ઇચ્છાવાળાને પહેલું કામ મનને કાબૂમાં લેવાનું છે. મન એકદમ તો કાબૂમાં આવી શકે જ નહિ. આપણે જો એકદમ મનને દબાવવા જઇએ તો થોડો વખત દબાઈ જાય, પણ પછી એવો ઉછાળો મારે કે આપણને પછાડીને ક્યાંય નીચે ઉતારી દીએ. માટે મનને જબરજસ્તીથી એકદમ કાબૂમાં લેવાનું કરવું એ સારૂં નથી, પણ મનને આસ્તે આસ્તે કાબૂમાં લેતા જવું જોઇએ.

એટલે મન જે આખા જગતમાં નિરંકુશ ફરતું હોય તેને

થોડે થોડે અંકુશમાં લેતા જવુ તેની મર્યાદા બાંધતા જવુ. એટલે એ મર્યાદાની અંદરથી જ મન સુખનો ઉપભોગ કરશે બહારથી નહિ. સમાજવ્યવસ્થા અને કુટુંબવ્યવસ્થાથી મનની મર્યાદા બંધાઈ જાય છે

પોતાના સમાજ અને પોતાના કુટુંબમાં મન પોતાના સુખને કેન્દ્રિત કરે છે. જ્યારે મન કુટુંબમાં જ બરાબર કેન્દ્રિત થઈ જાય છે ત્યારે તે કુટુંબનાં માણસોના સુખે સુખી અને કુટુંબનાં દુઃખે દુઃખી થઈ જાય છે મનને સંપૂર્ણપણે કાબૂમાં લેવા માટે એ વર્તુલ પણ મોટું પડે છે. તેથી એ વર્તુલને ઓછું કરી એક જ વ્યક્તિમાં કેન્દ્રિત કરવામાં આવે છે. એક જ વ્યક્તિ તે પતિ અથવા પત્ની. પતિ પોતાનું મન પત્નીમાં અને પત્ની પોતાનું મન પતિમાં કેન્દ્રિત કરે છે એકબીજાનાં સુખે સુખી અને દુઃખે દુઃખી થઈને રહે છે. બંને એકતાન થઈને રહે છે

નાનાં નાનાં વર્તુલમાં કેન્દ્રિત થવાની તાલીમ પામતું પામતું મન એક જ વ્યક્તિમાં કેન્દ્રિત થઈને રહે છે. અને પછી એ છેલ્લું નાના વર્તુલને પણ છોડી દઈ આત્મસ્વરૂપમાં લીન થાય છે ત્યારે જ પછી રહી સહી બધી વર્ગણાઓ છૂટી જઈ પરમ સુખ પામે છે.

એટલા માટે આપણો પ્રેમ, આપણી એકતાનતા એ આપણી પરમ સુખ પામવાની સાધનાનું પગથિયું છે

જ્ઞાનીઓએ સંસારમાં પત્નીને સહધર્મચારિણી કહી છે તે પણ એટલા જ માટે કે ધર્મસાધના અથવા પરમ સુખની સાધનામાં પતિની સાથોસાથ જ રહે છે, પતિમાં લીન થઈને જ રહે છે અને પરમ સુખની સાધના કરે છે.

જ્ઞાનીઓએ સંસારમાં પતિપત્નીને એકબીજાનાં અવલંબન કહેલાં છે, તે પણ એટલા જ માટે. અવલંબન એટલે આધાર અથવા મનને કેન્દ્રિત કરવાનું સ્થાન.

અવલંબન સિવાય મન કેન્દ્રિત થઈ શકતું નથી. સંસારમાં પતિનું મન પત્નીમાં અને પત્નીનું મન પતિમાં કેન્દ્રિત થાય છે. અને સંસાર છોડી સાધુ બનેલાનું મન તેના ગુરુમાં કેન્દ્રિત થાય છે. એ પ્રમાણે સંસારમાં પતિપત્ની અવલંબન છે, અને સાધુજીવનમાં ગુરુ અવલમનરૂપ છે મનને કેન્દ્રિત થવા માટે અવલંબનની જરૂર છે. અને તે અવલમન જીવંત વ્યક્તિ જ હોઈ શકે, જડ વસ્તુમાં મન કેન્દ્રિત થઈ જ ન શકે

અવલમન ખરેખર તો જીવંત વ્યક્તિનું જ હોઈ શકે, એ તો હું માની શકુ છુ કારણ આપણે ગમે તેટલું મનને સમજાવીએ છતા એ જડ વસ્તુમાં સંપૂર્ણ કેન્દ્રિત થઈ શકે જ નહિ. કેન્દ્રિત થવા માટે પણ સામસામો પ્રેમ જોઈએ છે. પતિ પત્ની સામસામો પ્રેમ આપી શકે છે, તેમ જ ગુરુ શિષ્યને પ્રેમ આપી શકે છે. માટે જ તેઓ અવલમન થઈ શકે છે જડ વસ્તુ સામો પ્રેમ આપી શકે નહિ, માટે જડ વસ્તુમાં મન કેન્દ્રિત થઈ શકે નહિ આટલું તો હું બરાબર સમજી શકી. પણ તમે કહ્યુ કે સંસારમા પતિપત્ની અને સાધુજીવનમા ગુરુ અવલમનરૂપ છે, તો શુ આપણને સંસારીને સાધુ-ગુરુ અવલમનરૂપ ન થઈ શકે?

તારા સવાલનો જવાબ આપવા જેટલો હું પૂરતો જ્ઞાની નથી, પણ હું એમ માનું છુ ખરો કે, અખડ સહવાસ વિના અવલેમન સિદ્ધ થઈ શકતું નથી. પતિપત્ની અખંડ સહવાસમાં રહે છે, માટે તેઓ એકમીજાના અવલમન થઈ શકે છે ગુરૂ શિષ્ય પણ તે જ પ્રમાણે સહવાસમા રહે છે માટે ગુરુ શિષ્યના અવલમનરૂપ થઈ શકે છે. ત્યારે સંસારી માણસ ગુરુના અખડ સહવાસમાં રહી શકતો નથી, તેથી તેને માટે ગુરુ અવલમનરૂપ થઈ શકતા નથી

ઉપરાંત વીતરાગી સ્વભાવનો સાધુ સંસારીનું અવલંબન બનવા

## ૩૮

# પ્રાર્થના

પણ મને તો કાંઈ પ્રાર્થના આવડતી નથી

કાંઈ વાંધો નહિ, નવકાર મંત્ર તો આવડે છે ને?

હા, એમ તો નાની હતી ત્યારે સામાયિક વગેરે ઘણું શીખી હતી, પણ છેલ્લાં છ સાત વર્ષથી કાંઈ યાદ કરાયું નહિ તેથી ભૂલાઈ ગયું છે

એ તો તું એક બે વાર વાંચીશ એટલે યાદ આવી જશે

હા, પણ હું શીખેલી એ બધું ગોખણપટ્ટી રીતે, અર્થ સમજ્યા વિનાનું

તો હવે પછી આપણે એક કામ કરશું?

શું?

આપણે અર્ધ-માગધી ભાષા શીખી લેશું?

તમે પણ શીખશો?

હા, મારે અર્ધ-માગધી ભાષા શીખવાનો વિચાર તો ઘણા

વખતથી થયો છે, પણ ફુરસદના અભાવે હજુ સુધી શીખી શકયો નથી. હવે આપણે બંને સાથે શીખી લઇશું.

એ બહુ સારૂં. અર્ધ-માગધી ભાષા શીખવામાં હું ધારૂં છું બહુ અઘરી નહિ હોય.

સંસ્કૃત અને ગુજરાતી જાણનારને અર્ધ-માગધી ભાષા શીખવાનું જરાય અઘરું ન પડે. બીજી ભાષા તરીકે તેં સંસ્કૃત જ લીધેલું ને ?

હા, તમે પણ સંસ્કૃત જ શીખ્યા હશો ?

હા, એટલે આપણને અર્ધ-માગધી શીખતાં કંઇ વાર નહિ લાગે. અને ભાષા જ શીખી લીધી કે પછી સામાયિક પ્રતિક્રમણ વગેરેનો અર્થ ગોખવાની કે શીખવાની જરૂર નહિ; એટલું જ નહિ પણ સૂત્રો શાસ્ત્રો પણ પછી આપણે મૂળ વાંચી સમજી શકીશું.

તો પછી તમારી ફુરસદે શરૂ કરીશું.

હા, પણ ચાલો, આપણે પ્રાર્થના કરતાં કરતાં બીજી વાતે ચડી ગયા.

ભલે, ચાલો. આપણે અહીં નીચે જ બેસીએ તો ?

હા, નીચે ચોખ્ખું જ છે. આપણે તો નાની પ્રાર્થના કરવી છે તે નીચે બેસીને કરી લઈએ.

બોલો, ત્યારે.

પહેલાં આપણે ત્રણ વાર નવકાર મંત્ર ભણીએ. પછી હું પ્રાર્થના બોલું.

ભલે, હું ધ્યાનથી સાંભળીશ.

નવકાર મંત્ર શુદ્ધ સ્પષ્ટ સ્વરથી બોલી રહ્યા પછી પ્રવીણ પ્રાર્થના બોલવા લાગ્યો.

## પ્રાર્થના

હે પ્રભુ !

આ સંસાર દુઃખથી ભરેલો છે એવી અમને પ્રતીતિ થઈ છે. કારણ ઘણાં દુઃખો અમે નજરે નિહાળેલાં છે અને કેટલાંક અનુભવેલાં છે. એ દુઃખો જોઇને અમારા દિલને બહુ ત્રાસ ઊપજે છે. તેથી એ દુઃખોથી છૂટવાને માટે એવાં દુઃખો હવે પછી અમારે અનુભવવાં ન પડે એટલું જ નહિ પણ જોવાં ન પડે તેટલા માટે અમે આ દુઃખમય અપાર સંસારસાગરને પાર કરવાને ઉદ્યુક્ત થયા છીએ.

અમારી આ સાધનામાં, અમારા પ્રયત્નમાં અમે પૂર્ણ સફળતા મેળવી શકીએ તેવું હૃદયબળ કેળવવા માટે હે પ્રભુ ! અમે તમારૂં સ્મરણ કરીએ છીએ, તમારી સ્તુતિ કરીએ છીએ, તમારી ભક્તિ કરીએ છીએ. કે જેથી અમે પણ તમારા જેવું જ હૃદયબળ મેળવીને તમારી પેઠે જ આ અપાર સંસારસાગર પાર કરી શકીએ !

હે મહાવીર !

દુઃખોને ઉત્પન્ન કરનારાં જે કર્મબંધનો છે તેને કાપવા માટે તમે જે વીરતા બતાવી હતી, તેવી જ વીરતાનો અમારામાં પણ આવિષ્કાર થાય એટલા માટે અમે તમારાં ગુણગાન કરીએ છીએ, તમારી પ્રશંસા કરીએ છીએ, તમારૂં સન્માન કરીએ છીએ.

હે ભગવાન !

તમારા કહેલા માર્ગે ચાલીને અનેક ભવિ જનોએ તમારા

જેવું જ હૃદયબળ કેળવ્યું હતું. કષાયોપર જીત મેળવવા માટે તમારા જેવી જ શક્તિ મેળવી હતી. તેવી જ રીતે અમે પણ તમારા કહેલા માર્ગે ચાલીને સર્વ કષાયોને જીતવાનું બળ મેળવીને આ સંસાર પાર કરવા ઇચ્છીએ છીએ.

હે અરિહંત !

તમે રાગદ્વેષ જીત્યા છે, એટલું જ નહિ પણ બીજાઓને તે જીતવાનો માર્ગ બતાવ્યો છે. તેથી તમે સર્વ લોકમાં મંગળરૂપ છો, તમે સર્વ લોકમાં ઉત્તમ છો હે સિદ્ધ ભગવાન ! તમારી મુક્તિ જ ખરી મુક્તિ છે, કારણ તે બીજા અનેકની મુક્તિનું કારણ બની છે, તેથી તમે સર્વ લોકમાં મંગળરૂપ છો, તેમ જ સર્વલોકમાં ઉત્તમ છો તેજ પ્રમાણે—

હે ભગવાન !

તમારો કહેલો ધર્મ સર્વ લોકમાં મંગળ છે, તેમ જ સર્વ લોકમાં ઉત્તમ છે, પ્રધાનભૂત છે. હે ભગવાન ! તમારૂં શાસન–જૈન શાસન–સર્વ મંગળોના મંગળરૂપ છે. સર્વ કલ્યાણના કારણરૂપ છે અને સર્વ લોકમાં હમેશાં એ જૈન શાસન જયવંતું વર્તે છે.

એવા તમારા શાસનનું અમે શરણ ગ્રહીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તમારૂં શાસન અમારી મુક્તિના કારણરૂપ થાઓ.

પ્રાર્થના પૂરી કરીને બંને પાછા પહેલાં કોચ પર બેઠાં હતાં તેમ બેસી ગયા.

# ૩૯

# રસોઈની વ્યવસ્થા

અરે, હું તમને સાંજને માટે પૂછવાનું ભૂલી ગઈ ! બોલો, સાંજે જમવાનું શું કરવું છે ?

તારી શી ઇચ્છા છે ?

હું પહેલાં નહિ કહું

કેમ ?

પછી તમે એમ જ કહી દીઓ કે તારી ઇચ્છા એ જ મારી ઇચ્છા,

એમ શું કામ કહું ?

તમારી પ્રકૃતિ, તમારી વ્હાલી વત્સલાને સસ્તી પડી જાય માટે

એમ કાંઈ નહિ, લે, હું જ પહેલાં મારી ઇચ્છા કહી દઉં છું આજે મોડા જમ્યા છીએ, ક્યાંય બહાર ગયા નથી એટલે ભૂખ ઓછી લાગશે

તમારી ઇચ્છા હોય તો ફરવા જઇએ ?

તારી શી ઇચ્છા છે ?

મને તો તમારી વાતોમાં એવો રસ પડયો છે કે બહાર

જવાનું મન જ થતું નથી. જાણે કે તમારી પાસે બેસીને તમારા વચનામૃતનું પાન કર્યા જ કરૂં.

આજે તો મારે પણ ફરવા જવાની ઇચ્છા નથી, તો આપણે ઘેર બેઠાં બેઠાં વાતો જ કરીશું.

ભલે, પણ જમવાનું તો નક્કી કરો.

મને તો એમ લાગે છે કે મને ચા નાસ્તો કરી તો બસ થશે.

મારી પણ એ જ ઇચ્છા હતી. તમારી ઇચ્છા થાય ત્યારે કહેજો એટલે ચા મૂકી દઇશ, નાસ્તો તો ઘરમાં પડ્યો છે.

પણ કાલ સવારે જમવાનું કેમ કરવું છે ? તેં રસોયાનું તો કાલને માટે મુલતવી રાખ્યું છે તો પછી તારા મામાને ત્યાં અત્યારે જ ટેલીફોન કરી કહી દઇએ કે કાલે અમે તમારે ત્યાં જમવા આવશું.

કાલે તો મારે હાથે રસોઈ કરવી છે.

એમ ? તું હાથે રસોઈ કરીશ ? આવડશે ? થઈ શકશે ?

હું મેટ્રિકમાં હતી ત્યાંસુધી તો ફુરસદના વખતમાં મારી બાને રસોઈમાં મદદ કરતી, એટલે ઘણુંખરૂં શીખી ગઈ હતી, પણ કૉલેજમાં ગયા પછી રસોઈ કરવાનું કામ હલકું છે એમ સમજવા લાગી ગઈ. તેથી છેલ્લા ચાર વરસમાં રસોડામાં કાંઇ જ કામ કર્યું નહોતું, પણ કાકીને ત્યાં જમવા ગયેલા ત્યારે તેમણે જે ભાષણ કરેલું તેથી મારી આંખ ખુલ્લી ગઈ, રસોઈનું કામ હલકું નથી પણ મહત્વનું છે એની સમજ પડી ગઈ, તેથી તે જ વખતે મેં નિશ્ચય કરેલો કે મારે મુંબઇમાં મારા હાથે જ રસોઈ કરીને તમને જમાડવા.

પણ એથી તું બીજાં સારાં કાર્યોમાં ઝાઝો વખત ગાળી નહિ શકે.

પત્ની માટે રસોઈનું કામ સારામાં સારૂં જ છે એટલું ય હું હજુ પણ ન સમજું તો-પછી મારામાં બુદ્ધિ જ નથી એમ કહેવાય.

ભલે તારી મરજી હોય તો તું રસોઈ કરજે, પણ તને રસોઈ કરવાનો મહાવરો નથી, ટેવ નથી, તેથી બહુ આકરૂં પડશે.

એનો પણ મેં વિચાર કર્યો જ હતો, કાકીને ત્યાં જ જ્યારે મેં મનમાં રસોઈ કરવાની પ્રતિજ્ઞા કરેલી ત્યારે રસોઈ શીખી લેવાનો પણ વિચાર આવેલો, કે હવે તરત રસોઈ કરવાનું શરૂ કરી દેવું. પણ વડોદરામાં એવો જોગ જ આવ્યો નહિ બહાર જવા આડે રસોડામાં જવાની જ ફુરસદ નહોતી. તેથી મેં અમદાવાદમાં દશ દિવસ રોકાવાનું તમને કહેલું, નહિતર ચાર પાંચ દિવસ જ રોકાઈ હોત તોપણ ચાલી શકત.

એટલે શું આ વખતે અમદાવાદ રસોઈ શીખવા જ રોકાઈ હતી કે ?

હા, ખાસ એટલા માટે જ. દશે દિવસ રસોડામાં બધું કામ મેં જ કર્યું હતું. મારાં બા પાસે બેસી જરૂર પડયે બતાવતા જાય ને મને શીખવાડતા જાય. રોજ જુદી જુદી વાનીઓ હું કરતી. સવાર સાંજ પણ બહુ જુદુ. એટલે બનતાં સુધી આપણી ચાલુ ખાવાની દરેક ચીજ કરતાં શીખી ગઈ. થોડી ખામી હશે તે મહાવરાથી નીકળી જશે શરૂઆતમાં મારી રસોઇમાં થોડીઘણી ખામી જણાય તો નિભાવી લેવા મહેરબાની કરજો

હું રાંધશે તો બહારનાં માણસો આપણને શું કહેશે ? મારે માટે કહેશે કે પતિ–હકની જોહુકમીથી ભણેલી પત્નીને રસોડામાં બેસાડી દીધી. તારે માટે કહેશે કે ભણેલી પણ બોલવાની ત્રેવડ વિનાની તદ્દન પોચી.

એમ ખોટા ડર રાખીએ તો આપણે આપણી રીતે જીવન જીવી જ ન શકીએ. આપણે કેવા હેતુથી કયું કામ કરીએ છીએ એ કોઈ જોવા આવતું નથી, બહારનાં અનુમાન કાંઈ સાચાં હોઇ શકે નહિ. આપણે કાંઈ ખોટું કામ કરતાં નથી પછી ડર શેનો ? આપણને કોઈ રૂબરૂ પૂછશે તો સાચો જવાબ આપવા જેટલી હિંમત છે.

તેં ય પણ ખરી બહાદુરી કરી !

એ તો તમારા પ્રતાપે શીખી.

ભલે, તારી ઇચ્છા પ્રમાણે તું રસોઈ કરજે, પણ હું ધારું છું કે આપણે એક બાઇને રાખી લઇએ જે તને રસોડામાં બધા કામકાજમાં મદદ કરે. મુખ્ય કામ તું કરે બાકી બધું તૈયાર કરવાનું કામ એ કરે. એટલે તારે ઝાઝી મહેનત પણ નહિ અને તારો ઝાઝો વખત પણ ન બગડે.

એની પણ વ્યવસ્થા થઈ ગઈ છે. પણ હું તમને કહેતાં જ ભૂલી ગઈ. આજે દત્તુ પણ નથી એટલે યાદ પણ આવ્યું નહિ.

શી વ્યવસ્થા કરી છે ?

દત્તુનાં સામરિયાં એની વહુને તેડી જવાની ઉતાવળ કરે છે. દત્તુને માબાપ નથી, તેથી વહુને અહીં જ લાવવી પડે. અહીં લાવે તો રાખે ક્યાં ? તે કાલે મને પૂછતો હતો કે બા, તમે બાથરૂમમાં અમને સુવાની રજા આપો તો મારી વહુને તેડાવું.

મેં વિચાર્યું કે આપણને જરૂરિયાત પ્રમાણે બાઈ કામવાળી મળશે અને દત્તુની વ્યાધિ મટશે. આપણે બાથરૂમ તો બે છે, ને બંનેય મોટા, નાની ઓરડી જેવા છે. તો એ લોકો એક બાથરૂમમાં સહ રહેશે એમ ધારી મેં હા પાડી દીધી છે, પણ તમને કહેવાનું જ ભૂલી ગઈ

એ તો બહુ સારૂં, કામવાળાની તો હાડમારી છે. દત્તુની વહુ અહીં ન હોય તો એ ગમે ત્યારે દેશમાં ચાલ્યા જવાની ભીતિ રહ્યા કરે. હવે એ કયાંય ચાલ્યો ન જાય, વળી જૂનો ને વિશ્વાસુ છે. એ તો બહુ જ સારૂં કર્યું. આપણને એક જાતની નિરાંત થઈ.



# ૪૦

# પ્રવીણ સુલેખાનો ઇતિહાસ

હવે મારે સૌથી પહેલા તમારા અને સુલેખા બહેન સંબંધી બધી વાત જાણી લેવાની છે કારણ કે બહારના માણસો સાથે સ્વાભાવિક વાત નીકળે ત્યારે હું કાંઈ જાણતી ન હોઉં તેથી ખરાબ લાગે માટે પહેલાં એ વાત કરો

એમાં જાણવા જેવું બહુ ઓછુ છે, પણ તારે જાણવું જોઈએ એ વાત પણ બરાબર છે, તો સાભળ

હું ને સુલેખા પડોશમાં રહીએ, બને એક જ નાતનાં એક જ ઉમરનાં એટલે સાથે ભણવા બેસેલાં, ઠેઠ સુધી સાથે ભણેલાં, સાથે રમેલાં લેશન પણ સાથે કરતાં ને કસરત પણ સાથે કરતાં, જૈન શાળામાં પણ સાથે જતાં બને સરખા હોશિયાર, એટલે વર્ગમા કા એનો પહેલો નંબર હોય કાં મારો એ પ્રમાણે નાનપણથી જ મિત્રતા બંધાઈ ગયેલી

પંદરમાં વર્ષે હું છઠ્ઠી અંગ્રેજીમાં હતો ત્યારથી ફુરસદે હું બાપુજીની દુકાનમાં જતો, ને જુદુ જુદુ કામ શીખતો એક વર્ષમાં

લગભગ બધું કામ શીખી ગયો. સોળમા વર્ષે મેટ્રિકમાં આવ્યો, મેટ્રીકમાં ભણતો હતો ત્યારે વચમાં મારા બાપુજી બીમાર થઈ ગયા, તેથી મારે ઘરના તથા દુકાનના કામકાજમાં રોકાઈ રહેવું પડતું એટલે મેટ્રિકનું વાંચવાનું ખોરવાઈ ગયું. બાપુજીની બીમારી ત્રણ મહિના ચાલી, તેથી હું બરાબર વાંચી શક્યો નહિ પરીક્ષા માટે તૈયાર થઈ શક્યો નહિ. છતાં પહેલા નંબરનો વિદ્યાર્થી હોવાથી હેડ માસ્તરે ફૉર્મ આપ્યું, પણ હું નાપાસ થયો. પછી નિશાળ છોડી દીધી.

દુકાનના કામમાં હું સામાન્ય રીતે માહિતગાર તો થઈ ગયો હતો તેથી બાપુજીએ હવે ભણવાનું છોડી દઈ દુકાનમાં જ બેસવાનો આગ્રહ કર્યો. અત્યાર સુધી અમારો વેપાર હિંદુસ્તાનની અંદર જ લેવેચ કરવાનો હતો, પણ સંજોગો એવા આવ્યા કે હવે અમારે બહાર ગામના-પરદેશના વેપાર ઉપર પણ ધ્યાન આપવું જરૂરી થઈ પડ્યું

પત્રવ્યવહારથી કાંઈ સારું ફળ આવ્યું નહિ, તેથી બાપુજીએ મને જાતે પરદેશ જવા સૂચવ્યું. મેં બાપુજીની ઇચ્છા માન્ય કરી, પણ બાએ વાંધો હતો. મારી ઉંમર હજી નાની, પરણ્યો નથી, સંસારનો અનુભવ નથી, ત્યાં પરદેશ મોકલવામાં બાને જોખમ લાગ્યું બાની વાત કાંઈ ખોટી નહોતી, તેમ વેપાર માટે ગયા વિના છૂટકો નહોતો. તેથી દરરોજ ગત્રે બા જે જે વાંધા રજૂ કરતાં તેના ઉપર ચર્ચા ચાલતી. જરૂર પડતી ત્યાં હું બાને ખાતરી આપતો. એમ ચર્ચાથી, ખાતરીથી બાને સંતોષ આપી, તેમની રજા મળી તે પછી પરદેશ જવાનું નક્કી કર્યું.

ઠરાવેલે દિવસે મુંબઈથી સ્ટીમરમાં નીકળી હું પેરીસ ગયો. ત્યાં ઑફિસ ખોલી પેરીસમાં એક વર્ષ રહ્યો. દરમ્યાન ઇંગ્લાંડ, બેલ્જીઅમ

કરે છે. એટલે બધાંય જ્યોતિષીનાં ભાખેલાં ભવિષ્યો થોડાંક ખોટાં અને થોડાંક સાચાં હોય છે.

રોજના કામોમાં કુંડળી જોવા બેસીએ નો ને તે પ્રમાણે વર્તવા માગીએ તો ઘણાં કામ અટકી પડે. કારણ કે કુંડળીના હિસાબે હમેશ જોગ સારો ન જ હોય. પણ એ સાદું સત્ય સુલેખાના બાપુજીને સમજાતું નથી. તેવી જ રીતે સુલેખાના મૃત્યુ બાબતમાં પણ એમનું હજી પણ એવું કહેવું છે કે ગ્રહ પ્રમાણે એનું મૃત્યુ થવું જ જોઈતું નહોતું. કારણ તેનું આયુષ્ય લાંબું છે અને તેથી તેમની ભૂલ ક્યાં છે તે શોધવા માટે બીજા કેટલાય જ્યોતિષીઓની સલાહ લઈ ચૂક્યા છે. છતાં હજી કાંઈ સત્ય સમજ્યા હોય એમ લાગતું નથી. અમારી વાતમાંથી એ જરા આડી વાત થઈ ગઈ.

સુલેખાએ જ્યારે મક્કમતાથી મારા માટે એના બાપુજીને વાત કરી નાખી ત્યારે તેમણે એટલું જ કહ્યું કે જા, પ્રવીણની જન્મકુંડળી લઈ આવ. સુલેખા મારી જન્મકુંડળી લઈ ગઈ અને એના બાપુજીને આપી. એમણે મારી જન્મકુંડળી સુલેખાની જન્મકુંડળી સાથે ખૂબ સરખાવી ખૂબ વિચાર કર્યો. ઉત્તરે નિર્ણય જાહેર કર્યો:—

તારે પ્રવીણ સાથે પરણવું હોય તો બે વર્ષ રાહ જોવી પડશે. કારણ લગ્નનો જોગ બે વર્ષ પછી જ છે. હમણાં લગ્ન કરવાથી નુકસાન થાય તેમ છે, પણ સગપણ કરવું હોય તો વાંધો નથી.

ભલે ત્યારે સગપણ કરો. બે વર્ષ રાહ જોવા હું તૈયાર છું.

એમ નહિ, પ્રવીણ પણ બે વર્ષ રાહ જોવા તૈયાર હોવો જોઈએ.

તરત માણસ મોકલી મને બોલાવ્યો. બધી વાત કરી. મેં હા પાડી. પછી તેમણે મારાં બા, બાપુજીને વાત કરી, તેમણે પણ હા પાડી, એટલે સગપણ નક્કી થયું. બીજે સગપણ કરવાની વાતથી સુલેખાને અમારે ત્યાં આવવામાં જે આડખીલી ઉભી થઈ

ચાલુ ભાવે ન મળે તે 'સાવ ખાનગી રીતે' આઠ દશ કે 'પચીસ ગણી વધારે કિંમતે મળે તે છુપો બજાર એટલે કાળો બજાર

એ ખરાબ ખરો કે નહિ ?

ખરાબ તો ખરો જ પણ તે કાળા બજાર ઉત્પન્ન તો સરકાર જ કરે છે

સરકાર ?

હા

કેવી રીતે ?

વગર સમજના કંટ્રોલો ઉભા કરીને કંટ્રોલો ઉભા કરતાં પહેલાં—કાળા બજાર ઉત્પન્ન થવાની સંભાવના ટાળવી જોઈએ કંટ્રોલથી સમાજને—ખરેખર ફાયદો થશે એ જોવું જોઈએ પણ સરકારને સમાજહિત જોવાની ફુરસદ નથી તેથી તેના અમલદારો ગમે તેવા મનસ્વી કાયદાઓ—કંટ્રોલો ઘડી કાઢે છે, ને સમાજ સુખી થવાને બદલે દુ ખી થાય છે.

સરકારની ગલતીઓ ને વાતો તો હવે જગજાહેર છે એટને એ વાતોમાં હવે આપણે આપણો વખત નકામો નહિ ગુમાવીએ. આપણે આપણીજ વાત કરીએ. તમે કાળા બજારથી નથી કમાયા તે વાન હું માની લઉ છું

છતા એ સંબંધમાં આપણે વધુ ચર્ચા કરીશુ અને આપણા નફાનો અમુક ભાગ સમાજ હિતાર્થે વાપરવાનું મેં તથા સુલેખાએ નક્કી કરેલું તે પણ હું તને બતાવીશ

કહો તમે શુ નક્કી કર્યું હતુ ?

એ વાત આપણે બીજા પ્રસગ ઉપર મુલતવી રાખવી પડશે કારણ એ ચર્ચા લાંબી ચાલે એ ઉપરાંત આપણે હજુ બીજી ઘણી ચર્ચા કરવાની છે.

મારે પણ તમે વડોદરામા મુલતવી રાખેલા ઘણી બાબતોના ખુલાસા તમારી પાસેથી લેવાના છે.

તે ઉપરાત આપણે આપણી જિંદગીનો કાર્યક્રમ નક્કી કરવાનો છે તે બધુ કરવાનો વખત જોઈએ આજે તો જો અંધારૂ થઈ ગયુ, સાત વાગી ગયા, પણ આપણને બત્તી કરવાનુ પણ સૂઝયુ નથી.

એ જ એકતાનતા કહેવાય

ખરૂ છે

ચાલો ત્યારે હું ચા બનાવવા રસોડામાં જાઉં છુ તમારી પણ ઇચ્છા થાય તો રસોડામા આવો ને મારી પાસે બેસો. અહીં એટલા બેસી રહેશો તેના કરતા ત્યા મારી પાસે બેસશો તો તેમા કાંઈ ખોટુ નથી.

ભલે, ચાલો

બને રસોડામા ગયા

તમે મને ખાનગી ઓરડાની પસદગી કરવાનુ કહ્યુ હતું ને! આ મારો ખાનગી ઓરડો પણ તમને મારા ખાનગી ઓરડામાં આવવાની છુટ છે

તું પસદગી કરવામાય હુશીયાર છે. ને છુટ આપવામાંય ઉદાર છે.

જેવી તમે ગણો તેવી.

એ પ્રમાણે વાતો કરતા કરતા ચા બનાવી ને બનેએ ચા નાસ્તો કર્યો.



# ૪૨

# ગુણગાનથી સમાધિ

બીજે દિવસે સવારે વત્સલા ચા કરતી કરતી આસ્તેથી કાંઈક ગણગણતી હતી ત્યાં પ્રવીણ આવ્યો. ગણગણાટ સાંભળીને તેણે પૂછ્યું

શું ગાય છે ?

કાંઈક

મને પણ ગાયનનો શોખ છે મને પણ સંભળાવ

સામે દત્તુ પાણી ભરતો હતો તેના સામી દત્તુને ખબર ન પડે તેમ આંગળી ચીંધી કહ્યું

ખાનગી છે

ત્યાં તો દત્તુ પાણી ભરીને ગયો એટલે કહ્યું

લે હવે સંભળાવ

બહુ અધીરા, જરા ધીરજ રાખો આપણે ચા પીને દીવાનખાનામા જઈએ ત્યાં સંભળાવું અહીં તો દત્તુ પાછો આવશે

જેમ તું કહે તેમ

ચા પી દિવાનખાનામાં આવ્યા પછી

લે, હવે તો કાંઈ વાંધો નથી ને સંભળાવ. શું ગાતી હતી

એક શરતે

મંજુર

સાંભળ્યા પછી મારી મશ્કરી કરવી નહિ

ખોટું હશે તો મ્હીશ

તો મારે નથી ગાવું.
કાંઈ નહિ કહું. બસ હવે ગા.
ગાઉં છું. સાંભળો. વત્સલા ગાવા મંડી—

શૂરવીર ને ધીર મારા નાથ પ્રવીણ, *
ધંધામાં ને ધર્મમાં છે નાથ પ્રવીણ.
અનુભવ ને જ્ઞાનમાં છે નાથ પ્રવીણ,
ધર્મમય આચારમાં નાથ પ્રવીણ.
જ્ઞાનના ભંડાર વ્હાલા નાથ પ્રવીણ,
પ્રેમ ને દયાના સાગર નાથ પ્રવીણ.
ગુરુ શિક્ષક દેવ મારા નાથ પ્રવીણ,
હૃદયના નાથ મારા વ્હાલા પ્રવીણ.
મીઠા મધુરા બોલા નાથ પ્રવીણ,
વત્સલા છે ધન્ય મળ્યા નાથ પ્રવીણ.

વિવેક ને વિનયમાં છે વત્સલા પ્રવીણ,
બુદ્ધિશાળી ડાહી વ્હાલી વત્સલા પ્રવીણ
સેવા ભક્તિ નમ્રતામાં વત્સલા પ્રવીણ,
પૂજું તારા ગુણ ઘણા વત્સલા પ્રવીણ
હૃદયની રાણી મારી વત્સલા પ્રવીણ,
ધન્ય અહોભાગ્ય મળી વત્સલા પ્રવીણ

બને પોતપોતાના ભાવોમાં એટલાં બધાં તલ્લીન હતાં કે એ ભાવોલ્લાસમાંથી અનાયાસે બનેના મુખમાંથી નીચેની એકસરખી લીટીઓ જ સરી પડી બને ગાવા લાગ્યા —

ધન્ય બન્યો ગૃહસંસાર વત્સલા પ્રવીણ,
ધન્ય બન્યાં પતિ પત્નિ વત્સલા પ્રવીણ
ધન્ય બન્યા અવતાર વત્સલા પ્રવીણ,
ધન્ય ભવોભવના સાથી વત્સલા પ્રવીણ

ધન્ય, વત્સલા આપણે ખરેખર ધન્ય છીએ આપણા બનેના મુખમાંથી અનાયાસે એકસરખી લીટીઓ નીકળી પડી એ જાણે દૈવી સંકેત હોય તેવુ જ લાગે છે એ સંકેત સૂચવે છે કે આપણા મુખમાંથી સરી પડ્યું તે સાચું જ પડવાનું છે આપણે ભવોભવના સાથી બની ચૂક્યા છીએ, ભવોભવ સાથે જ રહેવાના અને સાથે જ મુક્તિપદનું પરમસુખ પામવાના ફરીથી બને એ જ કવિતા ગાવા માંડે છે ને ગાતાં ગાતાં જ સમાધિસ્થ થઈ જાય છે

જય હો એ દૈવી ગૃહસંસારનો !
જય હો એ દૈવી જીવનનો !

## પ્રથમ ખંડ સમાપ્ત






# ભાગ ૨ જો

પ્રવીણ વત્સલાની
તન્મયતા
એકરૂપતા

અવાજ નથી કરતી, પણ બીજાં કામ કરતાં ય જરાય અવાજ સંભળાતો નથી. હું રોજ મનમાં પ્રશંસા કરું છું, પણ કહેવાનો વખત જ આવતો નહોતો. તું બારણાં બંધ કરે કે બારણાં ઉઘાડે તો ય અવાજ ન થાય. તું ચા કરતી હોય ત્યારે ય વાસણ ક્યારે લીધાં ને ક્યારે મૂક્યાં તેનીયે ખબર પડતી નથી.

કોણ જાણે મારામાં એ કુદરતી ખામી છે કે મારાથી જરાય અવાજ સહન નથી થઈ શકતો. વાસણના ખડભડાટના, બારણાંના ખડખડાટના, છોકરાંઓના કકળાટના એવા એવા બધા અવાજો મને એવા કર્કશ લાગે છે કે એવા અવાજોથી મારા હૃદયમાં બહુ દુઃખ થઈ જાય છે

એ ખામી નથી પણ ઉત્કૃષ્ટ કોમળતા છે.

તમને મારી એવી ટેવથી કાંઈ અણગમો તો નથી ને ?

અણગમો હોય ? મને તો તારી કોમળતાથી આનંદ આનંદ થાય છે.

તમારા આનંદથી મને વિશેષ આનંદ.

કોમળતાની બલિહારી છે.

× × × × ×

સમજ નથી પડતી, કાલે હું ખાધાપીધા વિના કેમ રહી શકી.

પ્રેમની તલ્લીનતામાં.

ખરેખર, તમારા વિચાર સિવાય હું બીજો કોઈ વિચાર કરી જ નહોતી શકતી.

એનુંજ નામ તન્મયતા.

મેં તો ન ખાધું પણ મેં તમનેય ભૂખ્યા રાખ્યા.

ના. મારી પણ તારા જેવી જ સ્થિતિ હતી. પણ તોય મારી તન્મયતા તારા કરતાં કાંઈક ઓછી

આપણે બંનેએ એ જરૂરિયાત સિદ્ધ કરી એમ કહો.

પણ આપણા કરતાં ય ઉચ્ચ કોટિના સંસારી જીવો હોય છે કે જેઓ વગર અવલંબને પણ એવી જ તલ્લીનતા–તન્મયતા પ્રાપ્ત કરે છે

એવા ઉચ્ચ આત્માઓ બહુ ઓછા હશે.

હા.

એવા વિરલ આત્માઓને મારા નમસ્કાર હો !

મારા પણ.

યોગીઓ એનાથી પણ ઉચ્ચ કોટિના ખરા કે નહિ ?

હાસ્તો યોગીઓ તો સંસારનાં સર્વ બંધનો છોડી વગર અવલંબને પરમાત્માના ધ્યાનમા મહિનાઓ સુધી મગ્ન રહે, મહિનાઓ સુધી સમાધિમાં રહે, એઓ તો ઘણા જ ઉચ્ચ કોટિના હોય.

આપણને એક દિવસની તન્મયતાથી પણ એટલો બધો આનંદ થયો તો એ યોગીઓના આનંદનો તો પાર જ નહિ હોય.

એમના અનહદ આનંદની કલ્પના કરવી આપણા માટે મુશ્કેલ છે.

પણ આપણે એમ ઇચ્છી તો શકીએ કે આપણે પણ એવા અનહદ આનંદના ભોક્તા સત્વર થઇએ

જરૂર.

× × × × × × × ×

જુઓ, છના ટકોરા થયા. કાલના ભૂખ્યા છો. ઉઠવું છે ? ભૂખ્યા પેટે તન્મયતા નહિ આવે.

ભૂખ્યા ભૂખ્યા જ તન્મયતા વધારે આવે.

અથવા તન્મયતામાં ભૂખની ખબર નથી પડતી.

બરાબર છે.

પણ આપણે ઝાઝા દિવસ ભૂખ્યાં રહી શકીએ એટલા બધા ઊંચાં નથી ચડ્યાં.

હા. આપણે તો હજુ શરૂઆત કરીએ છીએ. ચાલો ત્યારે દાતણપાણી વગેરે સવારનું કામ પતાવી નાખીએ.

જરાક તો ઊભા રહો, મારા પ્રણામ સ્વીકારો ને પછી જાઓ.

હજુ આપણને પ્રણામના બાહ્યાચારની જરૂર છે ?

પહેલાં તો હું પ્રણામની કિંમત જ જાણતી નહોતી. પણ હવે પ્રણામમાં કેવો ને કેટલો બધો આનંદ છે તે હું જ સમજું છું મારો એ આનંદ ટાળી ન નાંખશો.

ટાળવાનો સવાલ નથી. પણ હૃદયની એકતા પછી પ્રણામના બાહ્યાચારની જરૂર છે ?

હા, જરૂર છે. પ્રણામથી આનંદ થાય છે, એટલું જ નહિ પણ હૃદયની એકતામા વધારો થાય છે. હું હજુ એટલી બધી ઊંચી સ્થિતિએ પહોચી નથી કે મારે પ્રણામ કરવાના જરૂર ન હોય.

જેવી તારી ઇચ્છા.

ઉચ્ચ કોટિએ પહોંચતાં આપોઆપ બાહ્યાચાર છૂટી જશે.

એ પણ બરાબર છે. ચાલો હું જીતી. તારી પાસે હારવામાં મને ઓર આનંદ આવે છે.

હું પોતે જ જીતાયેલી પડી છું.

માટે જ તું જીતી શકે છે.

કે અભેદતાની સાધના કરી શકું છું.

એ પણ ખરું. ચાલો, ત્યારે હવે સવારનાં કામ પતાવી લઈએ.

## ૨

# આચારની અભેદતા

કેમ, એક રકાબીમાં નાસ્તો નહિ ચાલે ?

મને શું ખબર, મેં જાણ્યું, તમને જુદી રકાબી જોઈતી હશે.

હૃદયની એકતા પછી ખાવાપીવામાં જુદાઈ શાને ?

તમને શું ગમે છે ને તમારી શી ઇચ્છા હોય છે તે મારે જાણવાનો પ્રસંગ કે વખત હજુસુધી મળ્યો નથી, તેથી મારે તો સામાન્ય વ્યવહાર પ્રમાણે જ ચાલવું જોઇએ ને.

મને તો આવી જુદાઈ અકારી લાગે છે.

તમારી સાથે ભેગા જમવામાં તો મને બહુ જ આનંદ થાય પણ હજુ સુધી તમે કદી એવો આનંદ મને આપ્યો નહોતો

આજસુધી આપણે હમેશ જુદાં જુદાં સગાંવહાલાંને ત્યાં જ જમવું પડ્યું છે વડોદરામાં ફક્ત સ્વારના ઘેર નાસ્તો કરતાં ત્યારે તો બા, બાપુજી સાથે હોય તેમની આમન્યા તો રાખવી જોઇએ. એટલે પ્રસંગ લેવો હોય તો રાતનો જ વખત હતો પણ હમેશ એવું ભારે ખવાતું કે રાત્રે ખાવાની ઇચ્છા ન થતી અને વગર ભૂખે ખાલી પ્રેમ દેખાડવા જ રાત્રે નાસ્તો કરવો એ મને પસંદ નથી.

તમારું કહેવું ખરું છે આપણુને ખરેખરી ભુખ સાથે એકલા નાસ્તો કરવાનો પ્રસગ આવ્યો હોય તો તે આજે પહેલવહેલો જ છે

મારે મન આજનો દિવસ આપણા જીવનનો સૌથી મહત્વનો અને પવિત્ર છે, કારણકે આપણા હૃદયની પૂર્ણ તન્મયના પડીનો આ પહેલો દિવસ છે

માટે હૃદયની એકતાની સાથે ખાવામા પણ અભેદતા જાળવીએ

હવે તેં બરાબર કહ્યું

* * * * *

બીજી રીતે પણ આજનો દિવસ તો મારે મન આનદોત્સવનો છે.

તો ઉત્સવ કરી મને આનદ કરાવ

આજે મારે મારા હાથે રસોઈ કરીને મારા હૃદયનાથને જમાડવાના છે

એ તો પરમ દિવસની જૂની વાત છે નવુ શુ છે ?

મારી ઇચ્છા એવી છે કે આજના પવિત્ર દિવસે દેવને સૌથી વધારે પસદ હોય તેવી રસોઈ બનાવવી

ને અભેદતાથી ખવડાવવી

અભેદતા તો તમારે જાળવવી જોઇશે હુ એ અભેદતાનો આનંદ લુટવામા પહેલી જ હોઇશ

એ મારા માટે વિશેષ આનંદની વાત છે

તો હવે કહો કે શી રસોઇ કરુ ?

મને તો બધુ જ પસદ છે તને પસંદ હોય તે કર

મને પણ બધું જ પસંદ છે

તો પછી આપણા ચાલુ રોટલી, દાળ, ભાત, શાક શાં ખોટાં છે ?

ભલે એટલાં જમવાના હો તો ઊની ઊની રોટલી ઊતારીને આપતી જઇશ

ના એમ નહિ રોટલી કરીને ચોપડી રાખ પછી સાથે બેસીશુ

આજે મારે તમને એમ ઠંડુ નથી ખવરાવવુ

તો એમ કર તને સૌથી વધારે સારુ કરતાં શુ આવડે છે તે કહે.

મિષ્ટાન્ન બધાં મેં અનેક વાર તો મારી મેળે કર્યાં છે પણ તેના કરતાં દૂધ ઉકાળતાં મને બહુ સારી રીતે આવડે છે કહો તો દૂધપાક બનાવુ ને કહો તો બાસુંદી બનાવુ બંને સરસ બનાવતા આવડે છે

બાસુંદી આજને માટે ભારે ખાવાનુ થશે દૂધપાક ઠીક પડશે તને પણ પસંદ પડશે ને ?

મને પસંદ ન હોય તો સરસ બનાવતાં કેમ આવડે ?

એ પણ ઠીક છે ત્યારે દત્તુ પાસે દૂધ મંગાવી લઇએ

સાથે ફરમાણ શુ ગમશે ?

તારાથી જલદી થાય તે અથવા મહેલાપથી થાય તે

સૌથી સહેલા તો ભજિયાં પણ કરી જશે તો ?

ભજીયાં જલદી નહિ કરે, ને બહુ ગરમ નહિ ખવાય.

ભલે ત્યારે એમ જ કરુ છુ

× × × × ×

દીવાનખાનામાં એકલા બેઠા બેઠા શુ કરશો ?

'ફ્રી પ્રેમ' વાંચીશ કાં તારુ ધ્યાન ધરીશ

મારું ધ્યાન મારી સામે વધારે સારું નહિ ધરાય ?

એમ કહેને કે તને એકલાં ગમતું નથી, માટે મને સામો બેસાડવો છે.

જબરજસ્તીથી ન બેસાડાય, પસંદ પડે તો બેસો.

મને તો તારી પાસેથી ઊઠવાનું ય મન નથી થતું. હું છાપું લઇ આવું છું તને વાંચી સંભળાવું. પછી વળી આપણે વાતો કરીશું

ભલે.

× × × × ×

આમ ઘડી ઘડી ઊઠબેસ કરે છે તે નાનાં નાનાં કામ શાંતિ પાસે કરાવી લે.

મારી એવી ઇચ્છા છે કે આજે તો રસોઇનું બધું જ કામ મારે હાથે કરવું.

પણ તું નકામી તકલીફ વેઠે છે.

પ્રેમને વળી તકલીફ કેવી ?

તુંય અજબ છે, ને તારી ઇચ્છા ય અજબ છે.

તમારે ઓફિસે જવાને મોડું તો નહિ થાય ને ?

આજનો દિવસ આપણે માટે આનંદ-ઉત્સવનો છે, પવિત્ર છે. એટલે હું એમ વિચાર કરું છું કે આજે પણ ઓફીસે ન જતાં આખો દિવસ તારા સહવાસમા ગાળવો. કેમ તને ગમશે કે ?

મને તો હમેશ ચોવીશે કલાક તમારો સહવાસ મળતો હોય તો પૂર્ણ આનંદ. મારે બીજુ કાંઇ ન જોઇએ. પણ એમ કાંઇ વ્યવહારને થોડો તરછોડી શકાય છે ?

તારામાં જ્ઞાન વધારે છે કે ડહાપણ, પ્રેમ વધારે છે કે કોમળતા, એ કાંઇ જ સમજાતું નથી. તું બધાંમાં જ ઉત્કૃષ્ટ છો.

આપણા ધર્મનું જ્ઞાન મુખ્ય જોઇએ તે તો કાંઇ છે નહિ. ત્યાં ખોટી પ્રશંસા-શું કરવી ?

મુખ્ય તત્ત્વો તારામાં એટલાં બધા ઓતપ્રોત થઈ ગયાં છે કે બાકીનું જ્ઞાન એની મેળે જ આવી જશે. અથવા થોડા વખતમાં સહેજેજ મળી જશે. તું એટલી ઊંચી ભૂમિકાએ પહોંચી ગઇ છે કે તને વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી લેવા માટે થોડા દિવસો જ જોઇશે.

એ બધા માટે હું તો તમારી જ આભારી છું. ને તમારી આશિષ જલદી ફળો એમ હું ઇચ્છુ છુ કે જેથી હું તમારા માટે પૂર્ણ લાયક બનું

આટલી આપણી અભેદતા પછી તું લાયકાતની વાત કરી મને અન્યાય નથી કરતી ?

મારી કહેવાની મતલબ એમ છે કે, જેમ હું તમારા જેટલો જ પ્રેમ કરી તમને લાયક બની શકી તેમ જ તમારા જેટલું જ જ્ઞાન મેળવી તમારે લાયક બનું ત્યારે જ અભેદતા સંપૂર્ણ બને.

ત્યારે એમ કહેને કે જ્ઞાન મેળવી સમાન હક પૂરો કરવો છે.

આપણા શાસ્ત્રો કહે છે. કે તૃષ્ણાને તૃપ્ત કરો તેમ એ વધતી જાય છે સ્થૂલ સમાન હકની મારી તૃષ્ણા તમે તૃપ્ત કરી તો પછી સૂક્ષ્મ સમાન હકની તૃષ્ણા વધે એ આપણા શાસ્ત્રકાર પ્રમાણે સ્વાભાવિક છે.

હું તો ઇચ્છું છું કે, તારા જેવી તૃષ્ણા સૌ કોઇમાં વધો. તારા જેવી તૃષ્ણા બધાંમાં વધતી હોય તો આપણો સમાજ કેટલો ઉજ્જવળ

કેટલો ઉચ્ચ બને ! પણ એવું જોવાનું ભાગ્ય આપણા નસીબમાં નથી એમ દેખાય છે.

સમાજને માટે પણ આપણે પ્રયત્ન કરીએ તો કાંઇક તો સુધારો કરી શકીએ.

હું પણ એ જ વિચાર કરી રહ્યો છુ. આપણે હવે થોડા દિવસમાં આપણી કર્તવ્ય દિશા નક્કી કરવી એમ મારી ઇચ્છા છે. અને પછી તે પ્રમાણે આપણે આપણો રોજનો કાર્યક્રમ ગોઠવવો.

મારો પણ એવો જ વિચાર છે.

ભલે, તો ફુરસદે તું એ બાબત વિચાર કરતી રહે જે કે જેથી આપણે પરિપકવ વિચારથી આપણી કર્તવ્ય દિશા નક્કી કરી શકીએ.

ભલે, હું વિચારતી રહીશ.



સારામાં સારી વાત કરતો હશે તો ય તેનું કોઈ સાંભળશે નહિ કે માનશે નહિ

એટલે તમારૂં કહેવું એમ છે કે હું એમ એની પદવી મેળવીને પછી કાંઇ બોલું કે લખુ તે પ્રભાવશાળી ગણાશે

એમ જ.

એટલે સમાજ માટે મારે મારા આત્મા ઉપર બળાત્કાર કરવો ?

બળાત્કાર નહિ, ભોગ આપવો પ્રેમ તો હંમેશ ભોગ માગે છે તે તો તું જાણે છે આ ભોગ તો નજીવો છે અને તારામા એ ભોગથી સમાજપ્રેમની ભરતી થશે તેનો આનંદ વધશે.

મને તો તમારા પ્રેમનો આનંદ પૂરતો છે મને બીજા કોઇ પ્રેમની ઇચ્છા જ નથી થતી.

તારા મનનું વલણ હું બહુ સારી રીતે સમજું છુ, પણ આપણે સ્વાર્થી ન બની શકીએ

એમા હું સ્વાર્થી ક્યા બની ?

તે જ હમણાં નહોતું કહ્યું કે આપણે વ્યવહારને ઉવેખી ન શકીએ.

તે હું ક્યા ના પાડું છુ ?

સમાજને ઉવેખવો એ પણ વ્યવહારને ઉવેખવા બરાબર જ છે.

હું સમાજને પણ ઉવેખવાનું કહેતી નથી

કહેતી નથી પણ કરવા માગે છે

શી રીતે ?

આપણે સમાજને સુધારવા માટે કાંઇ પણ કરવું હોય તો આપણે આપણી બધી શક્તિઓનો ઉપયોગ કરવો જોઇએ અરધા મનથી કરેલું કામ ફળીભૂત ન થાય

બરાબર છે.

સમાજ એમ. એ.ની પદવીવાળાનું બીજા કરતાં વધારે માને છે. તારામાં એમ. એ. થવાની શક્તિ છે.

માટે સમાજસેવા માટે એમ. એ. થવું એમ જ ને?

હા.

સમાજ તરફ આપણી ફરજ છે. તે બજાવવી જોઇએ. એ ફરજમાં આપણે જેટલાં ચૂકીએ તેટલા સ્વાર્થી કહેવાઇએ.

હું સ્વાર્થી થવા નથી માગતી. પણ મારી મુશ્કેલી છે તેનું શું?

કઈ મુશ્કેલી?

તમારા સહવાસ વિના, તમારા સાથ વિના હું કોઇ પણ કાર્ય કરી શકું એવી હવે મારા મનની સ્થિતિ નથી.

હું ક્યાં દૂર જવાનો છું? હું તો તારી પાસેનો પાસે જ રહેવાનો છું.

એમ નહિ. તમે ઓફિસે જાઓ અને હું અહીં એકલી એમ. એ.નાં પુસ્તકો વાંચ્યા કરૂં એવું બની શકે એમ મને લાગતું નથી. એ પુસ્તકોમાં મારૂં મન લાગશે નહિ એમ મને ચોક્કસ ખાતરી છે.

હું તારી સાથે વાંચું કે તને શીખડાવું તો?

તો તો મારાં અહોભાગ્ય! તો દશ કલાકનો અભ્યાસ એક કલાકમાં કરી નાંખું. પણ તમે મને સાથ આપી શકશો?

બીજા વિષયોમાં તો હું કાંઇ ન કરી શકું, પણ તેં તત્ત્વજ્ઞાનનો વિષય લીધો છે. ને મારો પ્રિય વિષય તત્ત્વજ્ઞાન છે. અને હું ધારૂં છું ત્યાંસુધી તારાં અભ્યાસનાં પુસ્તકોમાં એકે વાત એવી નહિ હોય કે જે હું ન જાણતો હોઉં. એટલે હું ધારૂં છું કે તું જે માગે તે શીખડાવી શકીશ.

તમે મારા ગુરુ બનો પછી તો એમ. એ. તો શુ, એથીયે વધારે પદવીઓ લેવાની આજ્ઞા કરો તોય લઈ નાખીશ.

બસ તો આપણે કાલથી જ શરૂઆત કરીશુ.

હુ તૈયાર જ છુ

પણ હમણાં તમને પદર દિવસ તો ફુરસદ જ નથી ને?

આપણા વેપારની તને ખબર છે કે મુખ્ય કામ સવાર ને સાંજનાં હોય છે. તે વખતે તુ રસોઇમાં રોકાયેલી હોય તને ફુરસદ બપોરના હોય. મને પણ ફુરસદ બપોરના હોય. એટલે બપોરના એક બે કલાક જેમ તારી ઇચ્છા હશે તેમ આપણે તારો અભ્યાસ આગળ વધારવામાં ગાળીશું

બહુ જ સારુ ત્યારે તો કાલથી જ શરૂઆત વારુ, પણ, આ રસોઈ તૈયાર થઈ ગઈ છે. જમવા બેસીશું ને?

હું તો તારી સામે જ બેઠો છુ તું તૈયારી કર એટલી જ વાર.

હમણા જ તૈયારી કરૂં છુ.

અરે, પણ, આ શુ? કચરો વાળા લેવાનું તો શાંતિ કે દત્તુને કહે

તમે જોયું નથી, આજે સવારથી દત્તુ કે શાંતિ રસોડામાં આવ્યા છે? આજે મારો પવિત્ર દિવસ તેથી રસોડામાં બધું કામ મારે હાથે જ કરવુ છે. તેથી સવારે જ મેં દત્તુ તથા શાંતિને આજનો દિવસ રસોડામા કાંઈ કામ માટે આવવાની ના પાડી દીધી હતી. હવે, ચાલો, હવે બેસી જાઓ.

ચાલો



# ૪

# પ્રેમીની કાળજી

તું થાકી ગઈ હઈશ તો હવે થોડીવાર આરામ લે.

કેમ તમારે મને બહુ નરમ બનાવી દેવી છે? મને તો હું છું તેવી જ મજબૂત કસરતી રહેવું ગમે છે.

તું પહેલવાન હોય એ તો મને પણ ગમે, પણ જે કામનો આપણને મહાવરો ન હોય તેવું કામ વધારે પડતું કરીએ તો જરૂર થાકી જવાય એ સ્વાભાવિક છે રસોઇનો તને મહાવરો નથી. કેટલાં વર્ષે તેં પહેલવહેલી કરી હશે, તેમાં વળી બહુ પરચૂરણ કામ તેં હાથે કર્યું એટલે થાકી ગઈ હઇશ એમ મેં ધાર્યું

મેં હોંશથી કામ કર્યું છે એટલે જરાય થાકી નથી.

મને તો એમ લાગેલું કે થાકને લીધે તારાથી પૂરૂં ખવાયું પણ નથી.

એટલે જ તમે મને પરાણે પરાણે વધારે ખવરાવ્યું એમને? સાચું કહું છું, આજે ખાધું એટલું બધું તો કોઈ દિવસ મેં નથી ખાધું

તેં વધારે ખાધું હોય એવું તો મને કાંઈ લાગતું નથી

તમે મારા માટે બહુ વધારે પડતી કાળજી કરો છો.

પ્રેમ હોય ત્યાં કાળજી થાય જ.

પણ આટની બધી ?

મને તો એ ઓછી લાગે છે

તો તો મારી કાળજીમાં જરૂર તમેજ ભૂખ્યા રહ્યા હશો

તારા હાથની રસોઈ જમવાનો આનંદ, તારી સાથે જમવાનો આનંદ, આજના આપણા પવિત્ર દિવસનો આનંદ–એટલા બધા આનંદ પછી હું ભૂખ્યો રહું એ કેમ બને ?

મારા જેટલું તો નથી જમ્યા

તારાથી પણ વધારે

તો પછી ચાલો થોડીવાર આરામ કરો

તું પણ થોડો વખત આરામ કર.

મને આરામની જરૂર નથી. પણ વહાલાની ઇચ્છાને વધાવી લઉં છુ

× × × × × ×

કેમ ઊંઘ આવી હતી કે જાગતી જ પડી હતી ?

હમણા જ ઊઠી મને બપોરના કોઈ દિવસ ઊંઘ ન આવે, આજે તો તમે જ મને ઊંઘાડી દીધી

હું પણ ક્યાં બપોરના કોઈ દિવસ સુવુ છુ, પણ આજે તો તેં જ મને ઊંઘાડી દીધો હોય એમ મને લાગ્યુ

ત્યારે તો એમ લાગે છે કે આપણે આપણા પ્રેમ ને આનંદના વિચારમાજ ઊંઘી ગયેલા

એમ જ હશે

× × × × ×

વત્સલા, અંદર છે ને ?

હા, બા તેમના ઓરડામાં અંદર છે

× × × × ×

મારી મામીનો અવાજ લાગે છે—એમ કહેતી જલદી ઊઠીને વત્સલા બહાર જઇને મામીને બોલાવી લાવી.

આવો, આવો, મામી!

હા ભાઈ, તમે પણ અહીં જ હોને શું? વત્સલાએ તો રવિવારે આવવાનું કહેલું કે જેથી તમને પણ મળાય પણ મારાથી એ દિવસ નીકળી શકાયું નહિ. આજે થયું કે તમો તો નહિ મળો પણ વત્સલાને જરૂર મળી આવું, એમ ધારીને આવેલી પણ સારું થયું કે તમે પણ મળી ગયા.

બહુ સારું કર્યું. આજે હું ઘેર રહ્યો છું એટલે તમને સહેજે મળવાનું બની શક્યું

આજે કેમ ઑફિસે નથી ગયા?

આજે અમારો આનંદ ઉત્સવનો દિવસ છે.

આજે તો તમારી લગ્ન તિથિ નથી?

ના, બીજી રીતે અમારો આજે મહત્વનો દિવસ છે.

શી રીતે?

વત્સલા, તું જ મામીને સમજાવ

તમારે મને બેશરમ કરી મૂકવી છે કે શું?

કેમ આપણે કાંઇ ખોટું કામ નથી કર્યું! સારા કામની શરમ શેની? બાકી મામીને આપણા આનંદનો ભાગ ન આપવો હોય તો તું જાણ.

મારો ને મામીનો કેટલો બધો સ્નેહ છે તે તમને ખબર નથી કે આમ બોલો છો? પણ મામી વડીલ છે તેની મારે મર્યાદા તો રાખવી જોઇએ ને?

વત્સલા, તારી જ રૂમરૂમાં હું તારા મામા સાથે બધી વાતો નહોતી કરતી ?

હું તો તમારી ભાણેજ તેની શરમ ન હોય.

તારે હિસાબે તો મોટી ઉમરની ભાણેજનીયે શરમ રાખવી જોઇએ તને તારી બાએ જ હદ ઉપરાંતની શરમાળ કરી દીધી લાગે છે.

તમે કહો છો તેમ વાતાવરણના પણ સંસ્કાર હશે.

હશે નહિ છે જ. તારી સખી થવા જેટલી તો હું નાની છું. માટે તું મને મામીની સાથે સખી પણ સમજ.

મામી, તમે એમ કરો. શરમ, મર્યાદા કેટલી કોની રાખવી જોઇએ તે વત્સલાને સમજાવો

મારા કરતાં તો તમે જ હોશિયાર છો, તમે જ સમજાવો

હું તમને મદદ કરીશ

તો થોડી ચર્ચા કરવામાં મને વાંધો નથી. હું તો ફુરસદ લઇને જ આવી છુ.



# ૫

# મર્યાદા અને સભ્યતા

મર્યાદા ક્યાં કેટલી પાળવી તે સમજવા માટે મર્યાદા કે સભ્યતાના નિયમો શા માટે કયા હેતુથી ઘડવામા આવ્યા છે, તે સમજવું જોઈએ અને એ હેતુ બર આવે તેવુ વર્તન કરવુ જોઈએ

બરાબર છે એ નિયમોના કારણ કે હેતુ સમજાવો

મારી બુદ્ધિ પ્રમાણે હું એમ સમજું છુ કે એ બધા નિયમો મનને તાલીમ આપવા માટે બનાવેલા છે સામાન્ય રીતે આપણું મન વિકારો તરફ જલદી ખેંચાઈ જાય છે અને આપણું ધ્યેય વિકારોને કાબૂમા લેવાનુ હોવુ જોઈએ

એટલે જે વર્તન આપણા પોતામા વિકાર ઉપજાવે અથવા વિકાર વધારે તેમ જ સામા ધણીમા જે વર્તન વિકાર ઉપજાવે તે વર્તન ખરાબ કહેવાય, અમર્યાદ કહેવાય, અસરકારી કહેવાય એનાથી ઉલટુ તે સારૂં ને સંસ્કારી કહેવાય એમ જ ને મામી?

હા, ભાઈ બરાબર એમ જ પણ એ વિકાર એટલે બધી જાતના વિકારો સમજવા એટલે કે કામ, ક્રોધ, માન, માયા, લોભ ને મત્સર

મામી, તમે રહસ્ય તો બહુ સારી રીતે સમજાવ્યું, પણ થોડુક દાખલાથી વધારે સમજાવો જેમકે પહેલી અમારી જ વાત કહુ અમે પરણીને રાત્રે વડોદરા પહોંચ્યાં. બીજે દિવસે સવારે અમે રોજના

રિવાજ પ્રમાણે બધાય સાથે ચા પીવા બેઠાં ત્યારે પહેલાં વત્સલાને લાગ્યુ કે મારા બાપુજીની રૂબરૂમા ચા પીએ તો તેમની મર્યાદા જાળવી ન કહેવાય

તમારા બાપુજીએ શુ કીધુ ?

એમણે ટૂંકામાં તમારા જેવુ જ કહ્યું ને વધારે સમજાવવાનો ભાર મારા ઉપર નાખેલો પણ અત્યાર સુધી એ બાબતની વધારે ચર્ચા કરવાનો અમને વખત જ મળેલો નહિ

બે વર્ષ વત્સલા મારે ત્યાં અહીં મારી સાથે રહી તેથી હું જાણું છુ કે એનામાં હાલની ફેશનનો એકે અંશ નથી, પણ બી એ સુધી ભણ્યા છતા આટલી શરમાળ હશે એમ મે ધારેલુ નહિ

ખરી રીતે એની શરમાળનાનું કારણ એની નમ્રતા અને એની કોમળતા છે, એ હું સારી રીતે જાણું છુ પણ વ્યવહારમાં એવું છે કે આપણી બુદ્ધિશક્તિ, અને આપણી લાયકાત પ્રમાણે આપણને છુટછાટ હોવી જોઇએ

પ્રવીણભાઈ, તમારૂં કહેવુ બરાબર છે હું પણ એમ જ માનુ છુ કે મન જેમ જેમ તાલીમ પામતું જાય તેમ તેમ તેને વર્તનમાં છૂટ મળવી જોઇએ દરેક માણસના મનની સ્થિતિ સરખી નથી હોતી, તેમ બધાય માટે એકસરખા જ નિયમ ન હોઇ શકે ન હોવા જોઇએ

મારૂં પણ એમ જ કહેવુ છે

એટલું ખરૂં કે વડીલની રૂબરૂમાં અમુક મર્યાદા હોવી જોઇએ. ખાસ કરીને માતા પિતા અને સાસુ સસરાની બીજા કરતાં કાંઇક વધારે મર્યાદા જાળવવી જોઇએ તેમાં ખાસ કરીને એ કે પતિપત્નીની અર્ધ ખાનગી વાતો જે મિત્રોમાં કરી શકાય તે માતા પિતા કે

સાસુ સસરા પાસે ન કરી શકાય. વડીલની રૂબરૂ બહુ મોટા સાદે બોલીએ, બહુ ખટખડાટ હસીએ એ સારૂં ન કહેવાય. તેમ જ લુગડાં ઠીક ઠીક સંભાળીએ નહિ તો વડીલ પાસે ખરાબ કહેવાય એમ હું માનું છું. પણ વડીલની હાજરીમાં નાસ્તો કરવામાં કે ચા પીવામાં શું ખરાબ તે મને ખબર નથી…( એક ક્ષણ રહીને ) …હા, પણ આપણાં સંસ્કાર પ્રમાણે નાનેરાને વડીલની હાજરીમાં થોડી શરમ તો લાગે.

હું પણ તમારા મતને મળતો છું, તેમ જ હાલની ફેશન માટે તો મને ય વત્સલા જેટલો જ તિરસ્કાર છે. તમારો મામી, ફેશન માટે કેવો અભિપ્રાય છે?

મને તો અત્યારની ફેશન જરાય ગમતી નથી. કારણ કે હાલની ફેશન નફટાઈ ને ઉદ્ધતાઇનું જ પોષણ કરે છે. ખાસ કરીને સ્ત્રીમાં તો વધારે.

કારણ એ બધી ફેશન અંગ્રેજોએ જ ચાલુ કરી છે.

અને તેઓ આપણને તેમના જેવા જ બનાવવા માગે છે. અંગ્રેજ સ્ત્રીઓનુ અનુકરણ કરીને આપણી સ્ત્રીઓ ખરૂં હિંદુત્વ અને ખરૂં જૈનત્વ ગુમાવે છે.

પણ મામી, એ સ્ત્રીઓને નાનપણથી એવું શિક્ષણ મળ્યું હોય પછી એમનો શો વાંક?

પ્રવીણભાઈ, ખરો વાંક તો માબાપોનો છે. તેમણે છોકરીઓને નાનપણથી જ ફેશનના ખોટા રસ્તે જતાં અટકાવવી જોઇએ.

પણ હવે સ્થિતિ એવી થઇ ગઈ છે, ફેશન દરેકની રગેરગમાં એટલી બધી ઓતપ્રોત થઈ ગઈ છે કે કયું વર્તન સારૂં અને કયું ખરાબ એ જ કોઇને સૂઝતું નથી.

બરાબર છે. જુઓને પ્રવીણભાઈ, અત્યારે તો ઘણી જૈન

રિવાજ પ્રમાણે બધાય સાથે ચા પીવા બેઠાં. ત્યારે પહેલાં વત્સલાને લાગ્યું કે મારા બાપુજીની રૂબરૂમાં ચા પીએ તો તેમની મર્યાદા જાળવી ન કહેવાય.

તમારા બાપુજીએ શું કીધું ?

એમણે ટૂંકામાં તમારા જેવું જ કહ્યું ને વધારે સમજાવવાનો ભાર મારા ઉપર નાખેલો. પણ અત્યાર સુધી એ બાબતની વધારે ચર્ચા કરવાનો અમને વખત જ મળેલો નહિ

બે વર્ષ વત્સલા મારે ત્યાં અહીં મારી સાથે રહી તેથી હું જાણું છું કે એનામાં હાલની ફેશનનો એકે અંશ નથી, પણ બી. એ. સુધી ભણ્યા છતાં આટલી શરમાળ હશે એમ મેં ધારેલું નહિ.

ખરી રીતે એની શરમાળતાનું કારણ એની નમ્રતા અને એની કોમળતા છે, એ હું મારી રીતે જાણું છું. પણ વ્યવહારમાં એવું છે કે આપણી બુદ્ધિશક્તિ, અને આપણી લાયકાત પ્રમાણે આપણને છુટછાટ હોવી જોઇએ.

પ્રવીણભાઈ, તમારૂં કહેવું બરાબર છે. હું પણ એમ જ માનું છું કે મન જેમ જેમ તાલીમ પામતું જાય તેમ તેમ તેને વર્તનમાં છૂટ મળવી જોઇએ દરેક માણસના મનની સ્થિતિ સરખી નથી હોતી, તેમ બધાય માટે એકસરખા જ નિયમ ન હોઈ શકે-ન હોવા જોઇએ.

મારૂં પણ એમ જ કહેવું છે.

એટલું ખરૂં કે વડીલની રૂબરૂમાં અમુક મર્યાદા હોવી જોઇએ. ખાસ કરીને માતા પિતા અને સાસુ સસરાની બીજા કરતાં કાંઇક વધારે મર્યાદા જાળવવી જોઇએ. તેમાં ખાસ કરીને એ કે પતિપત્નીની અર્ધ ખાનગી વાતો જે મિત્રોમાં કરી શકાય તે માતા પિતા કે

સાસુ સમરા પાસે ન કરી શકાય વડીલની રૂબરૂ બહુ મોટા સાદે બોલીએ, બહુ ખટખડાટ હસીએ એ સારૂં ન કહેવાય તેમ જ લૂગડાં ઠીક ઠીક સભાળીએ નહિ તો વડીલ પાસે ખરાબ કહેવાય એમ હું માનું છુ પણ વડીલની હાજરીમા નાસ્તો કરવામા કે ચા પીવામા શુ ખરાબ તે મને ખબર નથી•• ( એક ક્ષણ રહીને ) •••હા, પણ આપણાં મસ્કાર પ્રમાણે નાનેરાને વડીલની હાજરીમા થોડી શરમ તો લાગે

હું પણ તમારા મતને મળતો છુ, તેમ જ હાલની ફેશન માટે તો મનેય વત્સલા જેટલો જ તિરસ્કાર છે. તમારો મામી, ફેશન માટે કેવો અભિપ્રાય છે?

મને તો અત્યારની ફેશન જરાય ગમતી નથી કારણ કે હાલની ફેશન નફટાઈ ને ઉદ્ધતાઈનુ જ પોષણ કરે છે ખાસ કરીને સ્ત્રીમા તો વધારે

કારણ એ બધી ફેશન અંગ્રેજોએ જ ચાલુ કરી છે

અને તેઓ આપણને તેમના જેવા જ બનાવવા માગે છે. અંગ્રેજ સ્ત્રીઓનુ અનુકરણ કરીને આપણી સ્ત્રીઓ ખરૂં હિંદુત્વ અને ખરૂં જૈનત્વ ગુમાવે છે

પણ મામી, એ સ્ત્રીઓને નાનપણથી એવુ શિક્ષણ મળ્યું હોય પછી એમનો શો વાક?

પ્રવીણભાઈ, ખરો વાક તો માબાપોનો છે તેમણે છોકરીઓને નાનપણથી જ ફેશનના ખોટા રસ્તે જતા અટકાવવી જોઇએ

પણ હવે સ્થિતિ એવી થઇ ગઈ છે, ફેશન દરેકની રગેરગમાં એટલી બધી ઓતપ્રોત થઈ ગઈ છે કે કયું વર્તન સારૂં અને કયું ખરાબ એ જ કોઇને સુઝતું નથી

બરાબર છે જુઓને પ્રવીણભાઇ, અત્યારે તો ઘણી જૈન

સ્ત્રીઓ અને જૈન છોકરીઓ સાડી એવી રીતે પહેરે છે કે કેડની ઉપર સાડીને ફક્ત બેસની જેમ ખભે ટીંગાડે છે, એટલે છાતીનો અને વાંસાનો અરધો પોણો ભાગ ખુલ્લો જ દેખાય. વળી પોલકાનાં ગળાં એટલાં બધાં કાપેલાં કે છાતી પણ અરધી ખુલ્લી જ દેખાય અને ઘણીવાર તો વાંસાનો ઘણો ભાગ પણ ખુલ્લો દેખાય પોલકાને બાંય તો હોય જ નહિ હાથ ઊંચો કરે તો બગલ ખુલ્લી દેખાય. તે ઉપરાંત રંગ, પાઉડર વગેરેના ઠઠેરા, શણગાર એવા કે દરેક માણસનું ધ્યાન ખેંચાયા વિના રહે જ નહિ.

આપણું વર્તન વિકારને દાબે એવું હોવું જોઇએ ત્યારે હાલનો પોષાક અને હાલનું વર્તન વિકારોને પોષણ આપે છે, વિકારોને ઉત્તેજન આપે છે. કેમ ખરૂં કે નહિ, મામી?

તદન ખરૂં જુઓને અત્યારની છોકરીઓ અજાણ્યા સાથે વાત કરતા પણ એવાં લટકાં મટકાં, અંગમરોડ કરશે કે સામો ધણી સદ્વર્તનશાળી ન હોય તો જરૂર અડપલું કરવા પ્રેરાય

અને પછી અમે પુરુષો ખરાબ છીએ એમ ગાળો દે.

ખરૂં છે પ્રવીણભાઈ, જો સ્ત્રી પોતાનું વર્તન મર્યાદિત રાખે તો પુરુષની મગદૂર નથી કે સ્ત્રી સામે આડી નજરે જોઈ શકે

માટે વિકારોને દાબે તેવું મર્યાદિત વર્તન હોય તો તેવા વર્તન માટે ખોટી શરમ રાખવી ન જોઇએ, કેમ મામી?

હા, ભાઈ, એમ જ પણ આ બધી વાતોમાં મૂળ વાત તો ભૂલી ગયા

કઈ વાત?

તમારા આનંદોત્સવની '

એમા ખાસ કાંઈ નથી ગઇ કાલે અમે પ્રેમ-ગાન કરતાં કરતાં

ગુલતાન થઈ ગયાં અને ઉત્કટ સમાધિસ્થ થઈ ગયાં. યોગીની જેમ આખો દિવસ સમાધિસ્થ રહ્યાં. સવારે ઊઠીને અમારી એ સાર્થકતા આનંદથી ઊજવવાનો નિર્ણય કર્યો. એ અમારો ખાનગી ઉત્સવ હતો એટલે તમને કે કોઈને આમંત્રણ નહોતું આપ્યું.

ઘણા જ આનંદની વાત! હું પણ ખરેખર ભાગ્યશાળી કે મેં આવા આનંદની વાત તમારે ત્યાં પહેલવહેલી જ સાંભળી! મારો આનંદ તો સમાતો જ નથી. હું તમને બંનેને હજાર હજાર અભિનંદન આપું છું.

અને મામીના આનંદનો ઊભરો એવો સખ્ત હતો કે ઊઠીને તેમનાથી વત્સલાને ભેટી પડયા વિના રહેવાયું નહિ. તે સાથે સાથે બોલ્યાં.

ખરેખર વત્સલા, તેં તો આપણાં બધાયનાં કુટુંબને ઉજાળ્યાં. તું દેવી સમાન છે. મારા તને હજાર હજાર અભિનંદન એમ કહીને ખૂબ ભેટીને છૂટાં પડયાં.

પણ વત્સલા, આમાં શરમાવા જેવું શું હતું તે તો કહે?

મામીને શરમ મુકાવવી છે પછી કહેવાનું શું રહે?

ત્યારે શું તારે શરમનું પૂતળું બની રહેવું છે?

ના, મામી, હવે તમારી પાસે તો નહિ.

હવે મને મામી કરતાં સખી વધારે ગણ મારે તો હવે તારા પાસેથી તારા જેવું થતાં શીખવું છે.

મામી, તમારું હેત છે તો તમે કહો તેમ મારે કરવું જ જોઈશેને?

તું જ હેતનું પૂતળું છે તો મને શું, બધાયને હેત આવે.

તમારું હેત છે તો પછી મનેય હેત આવે જ ને?

તો હવે મારી સખી થવાનું કબૂલને!

કબૂલ, કબૂલ.

ખાતરી?

તારું કહેવું ખરું છે. પ્રેમ ઝીલનાર પાત્ર પણ સરખું જ જોઇએ.

કહેવત છે ને કે સિંહણનું દૂધ સોનાનું પાત્ર જ ઝીલી શકે.

શાસ્ત્રો પણ કહે છે ને કે ખરું જ્ઞાન ખરો પાત્ર જ ઝીલી શકે, ખરો પાત્ર જ જીરવી શકે. માટે જ જ્ઞાન આપતાં પહેલાં આગળના વખતમાં પહેલું પાત્ર જોવાતું, પાત્રનો અધિકાર જોવાતો.

ત્યારે અત્યારે તો દરેક માણસ દરેક જ્ઞાનનો પોતાને સરખો પાત્ર, સરખો અધિકારી માને છે. સમાન હક માગે છે.

લાયકાત વિના સમાન હક ન હોય એ કોઇને કબૂલ નથી.

એટલે જ જ્ઞાનનું અજીર્ણ થાય છે. ખોટા અર્થ કરાય છે. ખોટી પ્રરૂપણા કરાય છે અને નાસ્તિક પણ બનાય છે.

એથી જ અત્યારે ખરું જ્ઞાન માણસોમાં દુર્લભ થઈ પડ્યું છે. અને આપણી અધોગતિ થઇ રહી છે.

તમારું કહેવું અક્ષરે અક્ષર સાચું છે. પ્રેમ અપાત્રે પડ્યો હોય, અપાત્રે ઢોળાયો હોય તો પણ તે નુકસાન નથી કરી શકતો. ત્યારે જ્ઞાન અપાત્રે પડવાથી તે એકને જ નહિ પણ આખા સમાજને નુકસાન કરી શકે છે.

છતાં ખૂબી એ છે કે પાત્રતાની વાત કરનારને અત્યારે મૂર્ખ ગણી કાઢવામાં આવે છે.

કારણ કે બધા અપાત્ર છે, અપાત્ર પાત્રતાની વાત સાંખી જ કેમ શકે?

ફક્ત જ્ઞાનની બાબતમાં એવું છે એમ નથી. તું જુએ છે કે વ્યવહારમાં, ધંધામાં, ઉદ્યોગમાં, બધે ઠેકાણે સૌને સમાન હક જોઇએ છે.

પણ કોઇને સમાન હક માટે લાયક થવું નથી એમ પણ સાથે સાથે કહો.

તારું કહેવું બરોબર છે. સૌને લાયકાત વિના જ, લાયકાત

મેળવ્યા પહેલાં જ સમાન હક જોઇએ છે; અને તેથી જ સમાજમાં ખળભળાટ, ઝઘડા રોજ રોજ થયા કરે છે.

જુઓને રોજ રોજ આપણા છાપામાં કોઇને કોઇ હડતાળની વાત વાંચીએ જ છીએ ને. આજે મીલની હડતાળ, તો કાલે બેંકની હડતાળ, ત્રીજે દિવસ રેલ્વેની હડતાળ, ચોથે દિવસ ટ્રામ્વેની હડતાળ, એવી રીતે તારની, ટપાલની, ગોદીની, ગુમાસ્તાની વગેરે હડતાળની પરંપરા ચાલ્યા જ કરે છે. એ બધીએ હડતાળ સમાન હકના પરિપાકનું ફળ છે ને!

તું કહે છે એમ જ છે. પણ આપણે એટલું કબુલ કરવું જોઇશે કે તેઓમાં એક લાયકાત તો છે જ.

કઇ?

સંપ અથવા સંગઠનની.

પણ એ તો લાયકાતનું એક માત્ર નાનું પગથીયું ગણાય.

એટલી વાત એ લોકો નથી સમજતા, અથવા નથી સમજવા માગતા તેને લીધે જ આ બધા ઝઘડા છે.

પાંચ આંગળી સરખી નથી હોતી. દરેકની બુદ્ધિ સરખી નથી હોતી. દરેકની શક્તિ સરખી નથી હોતી. દરેકની આવડત સરખી નથી હોતી. તો પછી દરેકને સરખો હક, સમાન હક કેવી રીતે હોઇ શકે!

કહેવત છે ને કે, 'અતિ સર્વત્ર વર્જયેત્' અંતિમમાં ન જવું, એક ઉતરે પાટલે ન બેસવું એ વ્યવહાર સૂત્રોને સૌએ ઉવેખ્યા. અધિકારીઓ પોતાની સત્તામાં અંધ બન્યા, ધનિકો ધનના મદમાં અંધ બન્યા. અને પોતાની નીચેનાઓને, પોતાનાથી હલકાઓને જેમ ફાવે તેમ કચડવા લાગ્યા તેના પ્રત્યાઘાત રૂપે ઉત્પન્ન થયો—સમાન હક.

જેમ અધિકારીઓ અને ધનિકો ખોટા રાહ પર હતા તેમ જ

સમાન હકવાદીઓ પણ ખોટા રાહ પર છે એમ મારું ધાર્યું છે તમે શું ધારો છો?

ખોટા રાહ પર જ છે કારણ કે આ બધા વાદો પશ્ચિમના નાસ્તિકવાદમાંથી ઉત્પન્ન થયેલા છે નાસ્તિકતાનું મૂળ સ્વાર્થમાં છે એટલે બધા વાદો સ્વાર્થથી અને દ્વેષથી ઉત્પન્ન થયેલા છે

એમ તો એ લોકો પોતાના આખા મંડળનો સ્વાર્થ જુએ છે

પણ તું એમ વિચાર કરને કે મંડળની બહારનાનો શા માટે સ્વાર્થ ન જોવો? એ તો ઠીક પણ મુખ્ય વાત એ છે કે એમનું મંડળ, એમનું સંગઠન, એમનો મેળ એ બધું સામા પક્ષ માટેના દ્વેષ ઉપર અને દરેક વ્યક્તિના પોતાના સ્વાર્થ ઉપર જ રચાયેલું છે. વ્યક્તિનો સ્વાર્થ છે માટે સંઘમાં જોડાય છે સ્વાર્થ છૂટ્યો કે સંઘ છોડ્યો જ સમજો. કોઇને બીજાની ખરી પરવા જ નથી પરમાર્થ તો તેઓ સમજતા જ નથી પ્રેમ તો તેમને છે જ નહિ

તમારું કહેવુ ખરૂં છે તેમનો રસ્તો ય ખોટો છે એતો મેં ય પહેલાં કહ્યું, પણ તે સિવાય તેમના માટે બીજો રસ્તો શો?

રસ્તો છે—ધર્મ અને કર્મને સમજે તો

કેની રીતે?

પશ્ચિમવાસીઓ નાસ્તિકવાદી છે પણ આપણે હિંદીઓ તો ધર્મવાદી, કર્મવાદી છીએ ને?

હા.

તો આપણે આપણા ધર્મ કર્મને શા માટે અનુસરતા નથી?

કેની રીતે અનુસરે?

તેં જ હમણાં નહોતું કહ્યું કે દરેક માણસની બુદ્ધિ, શક્તિ, આવડત સરખ નથી હોતાં તે શા માટે?

તમે જ કહો.

એ આપણા કર્મને પ્રતાપે. દરેક માણસના કર્મ સરખા નથી હોતા માટે દરેક માણસ સરખો નથી હોતો. જેમ બુદ્ધિ, શક્તિ, આવડતમાં સરખો નથી હોતો તેમ તેની લાયકાતમાં, આવકમાં સરખો હોઇ જ ન શકે, પશ્ચિમવાસીઓ કર્મવાદને સમજ્યા વિના, બધા માણુસોને એકસરખા બનાવવા માગે તે કેમ બની શકે ?

છતાં બને છે એ તો આપણે નજરે જોઇએ છીએ.

દરેક વાદ, અધર્મ પણ અમુક વખત સુધી તો ચાલી જ શકે, ફેલાઇ શકે કારણ કે કોઇ એકાદ વાદના પ્રત્યાઘાત રૂપે તે શરૂ થયેલ હોય તેથી શરૂઆતમાં તે સારો લાગે પણ થોડા વખતમાં તેની મીઠાશ ઉડી જાય ત્યારે એ પણ પહેલાના જેટલો જ આકરો થઇ પડે.

તમારા કહેવાનો સારાંશ મને એમ સમજાય છે કે દરેક માણસ જે સ્થિતિમાં છે તે તેના પોતાના જ કર્માનુસાર છે માટે તેમાં તેણે સંતોષ રાખીને રહેવું જોઇએ. એમજ ને ?

હા એમ જ. એ અંગ્રેજોની જ કહેવત છે કે Deserve before you desire ઇચ્છા કર્યા પહેલાં લાયકાત મેળવો. પણ એમનું જ એ સૂત્ર એ લોકો ભૂલી ગયા છે લાયકાત મેળવ્યા પછી માગો તો ઇચ્છા પ્રમાણે મળવાનું જ. પછી ઝઘડો રહેવાનો જ નહિ.

ખરેખર, જો બધા લોકોજ કર્મવાદને અનુસરે અથવા આ Deserve before you desire 'ઇચ્છવા પહેલાં લાયક બનો' એ સૂત્રને અનુસરે તો દુનિયામાંથી બધાય વાદોનો નાશ થઇ જાય, બધાય ઝઘડાઓનો અંત આવી જાય અને શાંતિ તથા સંતોષનું રાજ્ય ફેલાઇ જાય.

આપણે ઇચ્છીએ કે એવું સત્વર બને.



૭

# સંયુક્ત પ્રાર્થના

વત્સલા, આપણે આપણા આનંદના ઉત્સવમાં એક આપણું મુખ્ય કર્તવ્ય ચૂકી ગયા છીએ.

કયું કર્તવ્ય ?

પ્રભુ પ્રાર્થનાનું.

હા, એ તો મને પણ યાદ ન આવ્યુ, આપણે સવારના વહેલી જ પ્રાર્થના કરી લેવી જોઇતી હતી.

ખેર, આપણી ભૂલ તો થઈ પણ હવે આપણે આપણી ભૂલ સુધારી શકીએ છીએ.

બરાબર છે. આપણે સવારે પ્રાર્થના કરતાં ભૂલી ગયા તો હવે અત્યારે પણ કરી શકીએ.

મારી વત્સલા પ્રેમમાં તેમ ધર્મમાં પણ તત્પર છે. એ જોઈ મને બહુ હર્ષ થાય છે.

એ તો આપણું મુખ્ય કર્તવ્ય છે તે આપણે કરવું જ જોઇએ અને એની સાથે નિશ્ચય પણ કરવો જોઇએ કે આપણે ભગવાનને ઘડીભર ભૂલવા ન જોઇએ, ભૂલશું જ નહિ

એમ જ. આપણા બંનેનો એ જ નિશ્ચય.

તો હવે સાંજ પડી ગઈ છે. પ્રાર્થનાનો સમય જ છે. તો ચાલો હવે પ્રાર્થના કરવા બેસી જઇએ.

ચાલો, આજે કઈ પ્રાર્થના કરશું.

આજે તો વ્હાલા, પ્રાર્થનામાં પણ મને સમાન હક જોઇએ છે.

આનંદ, આનંદ, તું પ્રાર્થના કરીશ તો હું બહુ ખુશી થઈશ.

મારી પ્રાર્થના તો ગાંડી ઘેલી હશે માટે મારી મશ્કરી નહિ કરતાં.

ગાંડી ઘેલી પણ શુદ્ધ હૃદયની પ્રાર્થના સુંદર જ લાગે છે. સુંદર જ થઈ જાય છે.

તો તમારી રજા હોય તો પ્રાર્થના શરૂ કરું.

ખુશીથી શરૂ કર. હું સાંભળું છું.

## વત્સલાની પ્રાર્થના

હે પ્રભુ! હે દેવ! તમે જે પરમ સુખ ધામ પ્રાપ્ત કર્યું છે તે ધામે પહોંચવાને અમે બંને ઉત્સુક થયા છીએ. અમે અમારી મુસાફરી શરૂ કરી દીધી છે. તમારા ધામે પહોંચવાનો રસ્તો ઘણો કાંટાળો અને ખાડા ટેકરાવાળો છે તેથી અમારે બહુ સાવચેતીથી મુસાફરી કરવી પડશે એનું અમને બરાબર ભાન છે.

હે નાથ! એવા, વિકટ રસ્તે એકલા એકલા મુસાફરી કરવા જેટલું અમારું મનોબળ નથી. માટે અમે બંનેએ નિરંતર સાથે રહી મુસાફરી કરવા નિશ્ચય કર્યો છે. કે જેથી હંમેશ અમે એકબીજાના આધારરૂપ રહી શકીએ. ખાડા-ખબડામાં પડતાં એકબીજાને બચાવી શકીએ અને અણધાર્યાં આવી પડતાં વિઘ્નોમાં એકબીજાને સાથ આપી, સહાય આપી, વિઘ્નોનો અમારા સંયુક્ત બળથી સામનો કરીને સર્વ વિઘ્નો ટાળી શકીએ.

અમે ઇચ્છીએ છીએ. પ્રભુ, કે આજથી માંડીને અમારી મુસાફરી પૂરી થાય ત્યાંસુધી અમે નિરંતર સાથે ને સાથે જ

રહીએ. એક પળ માટે પણ છૂટા ન પડીએ આ ભવમાં જ નહિ પણ તારા દ્વારસુધી પહોંચતાં સુધીમાં જેટલા ભવ કરવા પડે તે દરેકમાં અમે નિરંતર સાથે ને સાથે જ રહીએ અને આનંદથી રસ્તો કાપતાં કાપતાં તારા દ્વાર સમીપે પહોંચીએ.

હે પ્રભુ! અમને એ પણ ભાન છે કે તારા દ્વાર નજીક પહોંચવા આવીએ ત્યારે અમારે બનેએ એકબીજાનો આધાર છોડી દેવો જોઇએ અને એ પ્રમાણે આધારરૂપ થવું છોડી દઈને ફક્ત શુદ્ધ પ્રેમથી જ અમે આગળ વધીશું. અને તારા દ્વારે પહોચીશું

આ પ્રમાણે, પ્રભુ, અમે અમારો જીવન-પથ-ક્રમ ઘડ્યો છે સુખ-ધામ-પથ-ક્રમ ઘડ્યો છે એ પથ અમે વહેલામાં વહેલો વિતાવી દેવા ઇચ્છીએ છીએ. અમારી એ ઇચ્છા સત્વર ફળીભૂત થાય એવું અમને હૃદયબળ મળે તમે જે હૃદયબળથી એ ધામ પ્રાપ્ત કર્યું છે એવું જ હૃદય બળ અમારામાં પણ ઉત્પન્ન થાય એટલા માટે અમે તમારા ગુણગાન કરવાને ઉત્સુક થયા છીએ

અનેક ગત જન્મોમાં સચિત કરેલાં પાપો હજુ અમારે ભોગવવાના બાકી હશે એ સત્ય અમે સમજીએ છીએ, તેમાંથી અમારાં નાનો પાપો, સૂર્યના પ્રકાશથી રાત્રીનો ઘોર અંધકાર નાશ પામે છે તેવી રીતે જ-હે પ્રભુ! એ અમારાં નાનાં પાપો તમારા ગુણગાન માત્રથી જ નિષ્ફળ થાઓ, નાશ પામો એમ પ્રાર્થીએ છીએ

અને જે અનિવાર્ય પાપો અમારે ભોગવવાં જ પડે તેમ હોય તે પાપોની પણ તિવ્રતા ઓછી કરવા જેવું તપ કરવાને હે પ્રભુ! અમોને બળ આપો અને એ પાપો

**શાંતિથી સહન કરીને અમે તમારા ગુણગાન ગાતાં ગાતાં તમારા દ્વાર સમીપ આવી પહોંચીએ એવું હૃદયબળ અમને પ્રાપ્ત હો એમ અમે ઈચ્છીએ છીએ.**

અદ્‌ભૂત, અદ્‌ભૂત, વત્સલા, તું પોતે અદ્‌ભૂત છે તેમ તારી પ્રાર્થના પણ અદ્‌ભૂત છે. ધન્ય તારી બુદ્ધિને, ધન્ય તારી ભાવનાને પ્રાર્થનામાં ય તેં તો ખરે એક નવી દિશા સુઝાડી છે. બીજાઓની કરેલી, બનાવેલી પ્રાર્થના ભલે ગમે તેવી ઉત્તમ હોય, પણ આપણી ભાવનાને તે બંધબેસતી થતી ન હોય તેથી તે ફિક્કી લાગે છે. ખરા ભાવ વિના આપણે પોપટની જેમ એવી પ્રાર્થના બોલી જતા હોઈએ એવું લાગે છે. ત્યારે આપણે આપણા હૃદયની ભાવનાથી કરેલી આપણી પોતાની જ પ્રાર્થના આપણે માટે સુંદર બંધબેસતી થઈ પડે છે. હું ઇચ્છું છું કે હવેથી આપણે આપણી ભાવના પ્રમાણેની જ પ્રાર્થના બનાવીને એ જ પ્રાર્થના બોલવી.

બહુ થયું હવે તમારી પ્રાર્થના સંભળાવી સમાન હક પૂરો કરો.

દેવી! તેં આપણી બધી ભાવના એવી સરસ રીતે વ્યક્ત કરી દીધી છે કે હવે મારે વધુ પ્રાર્થના કરવા જેવું કાંઈ બાકી રહ્યું હોય એમ દેખાતું નથી

ના, દેવ, એમ ખોટી રીતે છટકી નહિ જવાય; સમાન હક પૂરો કરવો જ જોઇશે.

પણ હવે તો તારી પ્રાર્થના આગળ મારી પ્રાર્થના તદ્દન ફિક્કી લાગશે.

હું એમ નથી માનતી. હું જાણું છું મારા દેવની પ્રાર્થના મારા માટે તો મહત્ત્વની જ હશે.

તારી બહુ હોંશ છે તો તારું માન રાખવું જ પડશે. સમાન હક જાળવવો જ પડશે, ભલે, સાંભળ.

## પ્રવીણની પ્રાર્થના

હે પ્રભુ!

અમને જગતમાં તમારો
પરમ શાંતિનો સંદેશ ફેલાવવા દો!
અમે સંસારમાં—
તિરસ્કારને બદલે પ્રેમ સ્થાપી શકીએ,
હિંસકને ક્ષમાશીલ બનાવી શકીએ,
શંકાશીલને શ્રદ્ધાવાન બનાવી શકીએ
નિરાશીને આશાવાન કરી શકીએ,
ઉદાસીનને આનંદી કરી શકીએ અને
ઉજ્જવળ જ્ઞાન દીપક પ્રગટાવી
જગતમાંથી અજ્ઞાનાંધકાર દૂર કરી શકીએ
એવું અમને આત્મબળ આપો.

હે દેવાધિદેવ!

બીજાઓ અમને સમજે કે નહિ તેની પરવા નહિ કરતાં
અમે બીજાને સમજી શકીએ તેમ હો!
અમારૂં જીવન દિલાસો લેવા માટે નહિ પણ
આપવા માટે હો!
અમારૂં જીવન બીજાઓનો સ્નેહ આકર્ષવા માટે નહિ
પણ અમારો પ્રેમ સૌ તરફ વહેવડાવવા માટે હો!

કારણ—

આપવાથી જ લેવાય છે
ક્ષમા આપવાથી ક્ષમા મળે છે.
પ્રેમ કરવાથી પ્રેમ મેળવાય છે.

જીવન સમર્પણથી જ
અનંતસુખ-મોક્ષ મેળવાય છે.
એ સત્ય અમારા દિલમાં અખંડ જાગૃત રહો!
જુઓ, દેવ, મારૂં કહેવું જ ખરૂં પડ્યું છે.
શું વળી?

તમારી પ્રાર્થના જ ખરેખર અદ્ભૂત છે. મારી સમાજસેવાની પૂર્ણ ભાવના છતાં મારી પ્રાર્થનામાં હું એ ભાવ લાવી શકી નહિ. હું એ વાત જ ભૂલી ગઈ. હું સ્વાર્થી બની ગઈ.

નહિ, દેવી, એમ સમજવામાં તારી ભૂલ છે. તું સ્વાર્થી નથી બની. કારણ તારી પ્રાર્થના પૂરી થઈ જ ન હતી. અરધી હતી. આપણાં પોતાના અંગત જીવન માટેની જ હતી, અને તે પ્રમાણે તે યથાર્થ જ હતી. આપણા આનંદોત્સવ પ્રમાણે તો તારી જ પ્રાર્થના બંધબેસતી હતી. મેં તો તારી ઇચ્છાથી તારી જ ભાવનાને વિકસાવી હતી.

દેવ! પ્રભુ! તમે તો મારા આખા જીવનને જ વિકસાવ્યું છે. અજ્ઞાન અને અભિમાનના કાદવમાંથી બહાર કાઢી, શુદ્ધ કરી, જ્ઞાન આપ્યું એ તમારો મારા ઉપર મહદ ઉપકાર છે. જીવન મુક્ત પ્રભુની પ્રાર્થના પછી મારા જીવંત પ્રભુનો ઉપકાર માનવો એ મારૂં પહેલું કર્તવ્ય છે. દેવ, પ્રભુ, મારા પ્રણામ સ્વીકારો.

દેવી! હૃદયની એકતા થયા પછી ઉપકારની વાત જ ન હોય.

એમ કહી પ્રણામ કરવાને નમતી વત્સલાને ઝીલી લઈ બાથમાં ભીડી લઈ કહ્યું:—

દેવી, હવે આપણે અખંડિત એકમ છીએ અને એકમ જ રહીશું.
દેવની ઇચ્છા હમેશને માટે ફળીભૂત રહો!

થી બાબતનો ?

એ કે આપણે શું જિંદગીભર કમાવામાં જ વખત ગુમાવવો જોઇએ !

આપણે ફુરસદે થોડું થોડું સમાજ સેવાનું કામ પણ કરતા રહીએ તો સારૂં એમ તો મેં જ તમને વડોદરામાં કહેલું.

ત્યારે મેં પણ તને કહેલું ને કે મેં એક યોજના ઘડવાનું વિચારી રાખેલ છે.

હા, તો હવે તેની વિગત કહો.

ફુરસદના વખતે સમાજ સેવા કરવી એનો અર્થ કાંઇ નથી. કારણ એમ તો ફુરસદ ઓછી જ મળે. ને તેથી સમાજસેવાનું કાંઇ ઉપયોગી કામ થઇ શકે નહિ.

ત્યારે આ બીજા બધા લોકો કેવી રીતે કરી શકે છે ?

કોણ કરી શકે છે ?

ઘણા ય. દાખલા તરીકે આપણી કોન્ફરન્સના મંત્રીઓ. ધંધો પણ કરે છે અને કોન્ફરન્સનાં કામો પણ ચલાવે છે.

એ તો બહારથી દેખાય છે. અંદરથી બધું પોલંપોલ.

એટલે શું એ લોકો કામ નથી કરતા.

જરા ય નહિ કોન્ફરન્સની ઓફિસે પણ તેઓ ભાગ્યે જ વરસમાં એક બે વાર જતા હશે બાકી ટેલીફોનથી પુછે તેનો જવાબ આપી દીએ. બસ એટલું જ કામ એઓ તો છે દમ અને મોહના પુતળા.

એમને સમાજ સેવાની ધગશ પણ નહિ હોય ?

ધગશ પણ નહિ ને આવડત પણ નહિ એટલો જ વિચાર કર ને કે કેટલા દશકા થયાં કોન્ફરન્સ ચાલે છે. અને તેના પાચ પાંચ

કે ૭ ૭ મંત્રીઓ હોય છે. છતાં કૉન્ફરન્સે ખરૂં સમાજ સેવાનું એક પણ કામ નથી કર્યું. સમાજના લાખો રૂપિયા વેડફી નાખ્યા છે. અને કામ કર્યું છે નાસ્તિકતાના પ્રચારનું–ધર્મને બહાને અધર્મનો પ્રચાર થાય એવાં પુસ્તકો પ્રગટ કરવાનું! આને કોણ સમાજ સેવાનું કામ ગણે?

ત્યારે તમારો વિચાર એમ છે કે ફુરસદનો બધોય વખત સમાજ સેવાના કામમાં ગાળવો એમ જ ને?

હા. અને તે પણ તારા સહકારમાં તને એ કામ ગમશે ને?

મને તો બહુ ગમે. મારી તો હમેશની એવી વૃત્તિ છે કે આપણે જે જ્ઞાન મેળવીએ, જે અનુભવ મેળવીએ તેનો લાભ આપણે આપણા બધા ય ધર્મબંધુઓને ન આપીએ તો આપણે સ્વાર્થી કહેવાઇએ. એની ચર્ચા તો આપણે આગળ થઇ ગઈ છે.

તો તું મારા વિચારોમાં સંમત થાય છે.

બરાબર.

હું ધંધામાં બહુ પૂરેપૂરૂં ધ્યાન ન રાખું તેથી આપણી કમાણી ઓછી થઇ જશે એને માટે તને કાંઇ દુઃખ નથી થતું?

હું પૈસાની પૂજારણ નથી તે તમે જાણો છો. મને પૈસાનો મોહ નથી. મોજશોખનો મોહ નથી સામાન્ય રીતે આપણા ચાલુ ખર્ચ પૂરતી આપણી કમાણી હોય તો પછી આપણને વધારે શું જોઇએ?

તું તો એવી જાતની વાત કરે છે કે જાણે તું પૈસાદારની પત્ની ન હોય તોય તને દુઃખ ન થાય.

કાંઇ જ દુઃખ ન થાય.

તું પછી લક્ષાધિપતિની પત્ની ન કહેવાય પણ સામાન્ય સ્થિતિની સ્ત્રી કહેવાય એથી મન દુઃખ ન પામે?

જેને પૈસાનો મોહ હોય તે તો જરૂર દુઃખ પામે. મને દુઃખ ન થાય.

શાબાશ, વ્હાલી વત્સલા, તેં મારી ઇચ્છાઓ અપનાવી લીધી તેથી મને ઘણો જ આનંદ થાય છે.

હું અપનાવતી નથી. વધાવું છું. તમારી ઇચ્છાઓ આપણને બંનેને ધન્ય બનાવશે.

× × × × × ×

ટપાલ લેજો-વિજળીક ઘંટડી વાગવાની સાથે ટપાલીનો અવાજ આવ્યો.

હનુએ એક મોટું કવર લાવી પ્રવીણના હાથમાં મૂક્યું.

પ્રવીણે કવર ફોડયું અક્ષર ઓળખ્યા. મથાળું વાંચ્યું ત્યાં વત્સલાએ ઉતાવળથી પૂછ્યું કોનો કાગળ છે?

ઝવુ શાહનો કાગળ છે.

બહુ મોટો કાગળ દેખાય છે.

મહત્વનો હોય એમ લાગે છે.

મારે જાણવા જેવો હોય તો ઉતાવળે વાંચો તો હું ય સાંભળું.

હવે તો બધું જ તારે જાણવાનું હોય. મારે એકલાને જાણવાનું હોય જ નહિ.

તો પછી ઉતાવળે જ વાંચો.

મને ઉતાવળે વાંચવાનું ફાવશે નહિ-ફાવતું નથી. માટે તું જ આ કાગળ લે ને મને વાંચી સંભળાવ.

ભલે. જેવી તમારી ઇચ્છા. વાંચું છું. સાંભળો.



# જીતુ શાહનો પત્ર

ચિ. પ્રિય ભાઈશ્રી પ્રવીણચંદ,

વિ. સુલેખાને તો હવે તું ભૂલી ગયો હોઈશ. પણ હું એમ એકદમ ભૂલી શકું તેમ નથી નહિ મારી ભુલ થાય છે. એમ તો મારાથી તારા ઉપર ખોટો આક્ષેપ મુકાઈ જવાય છે; એમ નહિ. સુલેખા ઉપર તારો પ્રેમ નિર્મળ અને ગાઢ હતો એ તો હુ જાણું છું પણ એવો જ નિર્મળ અને ગાઢ પ્રેમ તને વત્સલા તરફથી મળ્યો હોવાથી, સુલેખાની જ્યારે હયાતી નથી ત્યારે તું સુલેખાને ભૂલવા માટે કે સુલેખાને યાદ ન કરે તો તે સ્વાભાવિક છે.

પણ હવે મારે તને એક ઘણા જ અગત્યના ખબર આપવાના છે. તું–તમે બધા સુલેખાને મરી ગયેલી માનો છો કારણકે તમને ખરી હકીકતની ખબર નથી ખરી વાત મેં અત્યારસુધી છુપાવેલી હતી. સુલેખા મરી નથી ગઈ. મરેલી હાલતમાં તો છે જ. પણ જીવતી થવાની છે સવિસ્તર હકીકત કહું છું.

હોસ્પિટલમાં જ્યારે તારી સાથે વાત કરતાં કરતાં એકદમ બોલતી બંધ થઈ ગઈ ત્યારે તેં ગભરાઈને અમને બધાને અંદર બોલાવેલા તે યાદ હશે ડાક્ટરને પણ બોલાવ્યા. ડાક્ટરે ખૂબ તપાસ કરી

પણ જીવનની કોઈ પણ નિશાની દેખાણી નહિ. ડાક્ટરે ઉંચેથી કહ્યું. સુલેખા મરી ગઈ છે. અને તેના માણસોને સુલેખાનું મુડદું બરફની કોટડીમાં લઈ જવા હુકમ કરીને ડાક્ટર ચાલતા થયા.

હું પણ ડાક્ટરની સાથે સાથે જ તેમના ઓરડામાં ગયો. ડાક્ટર મહેતા સાથે મારે પહેલાંથી જ સારો સંબધ તેથી તેમણે બે મિનિટ મારી વાત સાંભળવાની હા કહી.

ડાક્ટર સાહેબ, સુલેખાના ગ્રહ પ્રમાણે તે મૃત્યુ પામી જ ન શકે.

એવી તે કાંઈ ગ્રહની વાત સાચી મનાય.

કેમ નહિ, સાહેબ, એ વખત તમારા ગ્રહ ઉપરથી મેં તમને કહેલું ભવિષ્ય સાચું પડેલું કે નહિ?

હા.

તો અમારા ભવિષ્ય કથનને ખોટું કેમ કહો છો?

દીવા જેવી ચોખ્ખી વાત છે. સુલેખાના દેહમાં જીવ છે જ નહિ તમને શકા હોય તો બીજા કોઈ પણ ડોક્ટરને બોલાવીને ખાત્રી કરી શકો છો. મને તેમાં જરાય વાંધો નથી.

આપના કહેવામાં મને જરાય શંકા નથી પણ મારી વિનંતિ બીજી છે

શી?

સુલેખાના દેહને-મુડદાને થોડો વખત બીજી કોઈ સ્વચ્છ ઓરડીમા રાખી મૂકો.

અને મૂડદું ગંધાવા માંડે ત્યારે મારે શું કરવું?

કેટલા વખતે ગંધાવા માંડે?

તુરત તો નહિ. પણ ચાલીશ કલાક પછી તો જરૂર ગંધાવા માંડે

બસ, તો મારી એટલી જ વિનતિ છે કે આપ છત્રીશ કલાક સુધી સુલેખાના દેહને કોઈપણ ખાનગી ઓરડામાં રાખો. કોઇ જાણે નહિ તેમ' અત્યારે ચાર વાગ્યા છે. કાલે સાંજના ચાર વાગ્યા પછી પરમ દિવસ સવાર સુધીમાં જો સુલેખાના દેહમાં, મુડદામાં થાય તેવો, ફેરફાર થયો ન હોય તો પછી આગળની વ્યવસ્થા મારી વિનતિ પ્રમાણે કરજો.

આગળની વાત તો કરતા જ નહિ આવડી મોટી હોસ્પિટલમાં કાંઈ ખાનગી રહી શકે નહિ હું એવું જોખમ લેવા તૈયાર નથી. પણ છત્રીશ કલાક સુધી તમારા કહેવા પ્રમાણેની વ્યવસ્થા કરી શકીશ

ભલે એમ કરો

પણ તમે અત્યારે તમારા માણસોને સુલેખા જીવતી છે એમ તો કહી શકો તેમ નથી. તો શું કરશો ?

એમાં પણ આપની જ મદદની જરૂર છે, આપ જ મદદ કરી શકો તેમ છો.

કઈ રીતે ?

કોઇપણ ન ધણીઆતી ભિખારણ સ્ત્રીનું મુડદુ મને આપો. બાકી બધુ હું સંભાળી લઈશ.

તમે બહુ જોખમ ખેડો છો.

સમજીને જ કરૂં છુ અને એમાં આપને કાંઈ જ જોખમ નથી એ ખાત્રી રાખજો

એવું કોઈ સ્ત્રીનું મુડદુ છે કે નહિ તે પહેલાં તપાસ કરૂં.

નસીબ સારાં કે તેજ વખતે ભિખારણ જેવી દેખાતી સ્ત્રીનું

મુડદું આવેલું એ બાઈની ઉંચાઈ વગેરે આકાર સુનેખાના દેહને મળતો હતો. ડાક્ટરે તરત જ તેના માણસને ખાનગી હુકમ આપી દીધો કે સુનેખાના દેહને તેમના પોતાના ખાનગી ઓરડામાં મૂકી દેવો. અને એ ભિખારણનું મુડદું મને સોંપવું

આટલી વ્યવસ્થા કરાવીને ડાક્ટર સાહેબનો ખાસ ઉપકાર માન્યો. અને સુલેખાના પલંગ પાસે આવવા નીકળ્યો ત્યાં તો હોસ્પિટલના માણસો સુનેખાના દેહને ડાક્ટરના ઓરડા બાજુ લઈ જતા સામા મળ્યા. વ્યવસ્થા બરાબર થઈ ગઈ જાણી સંતોષ થયો

તમારા બન્નેની પાસે આવ્યો. ત્યાં તો તારા બાપુજીએ બધાં સગાવ્હાલાંને ખબર પહોંચાડી દીધા હતા. મેં તરત જ તારા સાસુજીને બોલાવીને ખાનગી સૂચના આપવી હતી તે આપી દીધી.

સુલેખાને પહેરાવવાને તારા બાપુજી સારામાં સારા રેશમી કપડા મગાવતા હતા ત્યારે મેં તેમને સમજાવીને ના પાડી કે અત્યારે આપણે રેશમી કપડા વાપરવામા પાપ સમજીએ છીએ ત્યારે તમે રેશમી કપડાં ન મગાવો સુતરાઉ તમને સારા લાગે તેવા ભલે આવે તે પ્રમાણે સુતરાઉ કપડાં આવ્યાં.

તે પહેરાવવાને તારાં બા જતા હતા. તેમને અટકાવીને મેં કહ્યું

શેઠાણીજી. તમે બહુ કોમળ પ્રકૃતિના છો તમારાથી એ દૃશ્ય જોઈ નહિ શકાય. માટે તમે રહેવા દીઓ. અને સુનેખાની બાને આપો એ પહેરાવી આવશે. બીજાં બૈરાંઓએ ટેકો આપ્યો કે ખરી વાત છે સુનેખાની બા જ કપડા પહેરાવે.

તારા સાસુજીએ જઈને એ ભિખારણના મુડદાને સુનેખાનાં પહેરાવી દીધા ને ઉપર આખુ શરીર માથા શીખે ચાદરથી

સંકોને નાડાછડીથી બાંધી દીધું. એટલે કોઈ પણ સ્ત્રી કે પુરુષને મુડદું બદલાયાની ખબર પડી નહિ.

સ્મશાનમાં પહોંચ્યાં ત્યાં તો રાત થવા આવી હતી. અંધારું થઈ ગયું હતું ને અંધારીઆના દિવસ હતા તેથી બહુ ચોખ્ખું દેખાતું ન હોતું. ચિતા ખડકાઈ ગઈ મુડદાને ચિતામાં ગોઠવવાનું બાકી હતુ. ત્યાં બે ત્રણ ભાઈઓએ રિવાજ પ્રમાણે કહ્યું કે આ કિંમતી કપડાં કાઢીને પાજરાપોળમાં મોકલી આપો કે કોઇ ગરીબને આપી દેજો.

ત્યારે મેં ના પાડતા કહ્યુ કે એવું કાંઈ કરવાનું નથી. મારી દિકરી એટલી પવિત્ર હતી કે તેનો દેહ-ભલે મૃતદેહ પણ નગ્નાવસ્થામાં કોઇની નજરે ચડે એ હું સહન કરી શકું તેમ નથી.

તે વખતે અણધારી રીતે તું મારી વ્હારે ધાયો. તેં આ વાતચીત સાંભળી કે તરત તું પણ અમારી પાસે આવી લાગ્યો. તેં કહ્યું મારી પત્નિનો પવિત્ર દેહ ખુલ્લો થાય અને એના ખુલ્લા દેહ પર કોઇની નજર પડે એ હું સહન કરી નહિ શકું. મારી પત્નિનો દેહ કપડા સહિત જ બાળીશું.

અમને બધાને સુલેખા બહેનની પવિત્રતા તરફ માન છે. તમે કહો છો તેમ કરવાને અમને કોઇ વાંધો નથી. બધાએ સંમત થતાં કહ્યું.

એ પ્રમાણે મારી યોજના નિર્વિઘ્ને અને વગર શકાએ પાર પડી. સુલેખાનો દેહ બચી ગયો. ત્રીજે દિવસે સવારે હું વહેલો હોસ્પીટલમાં ગયો. ડૉ. મહેતાને પણ ઇંતેજારી હતી તેથી તેઓ પણ વહેલા આવી ગયેલા. તેમણે કહ્યું.

જીતુ શાહ! મારે તમને નવાઇની વાત કહેવાની છે. કાલે

તને યાદ હશે કે પરમ દિવસે ત્રણ મહિના પુરા થાય છે એટલે સુનેખા જીવતી થયનો દિવસ છે તેથી હું અહિથી આવતી કાલે ટ્રેઇનમાં નીકળી ત્યાં પરમ દિવસ સવારે પહોચવાનો હતો. પરંતુ અહિંઆથી મારા એક મિત્ર પોતાને પરમ દિવસ સવારે નીકળી મુંબઇ જવા માટે એક ખાસ વિમાનની ગોઠવણ કરી છે, તેથી હું તેમની સાથે વિમાનમા નીકળી પરમ દિવસ બપોરના તારી પાસે પહોંચી જઇશ ડૉ મહેતો પણ એટલા જ ઇંતેજાર થઇ ગયા છે કે તે પણ પરમ દિવસ અમારી સાથે મુંબઇ આવશે પણ સીધા ડૉ મચ્ચીને ત્યાં જશે

આ બધું જાણીને તને એક મોટી શંકા થશે કે મેં જાણવા છતા તને બીજીવાર લગ્ન કરતા કેમ અટકાવ્યો નહિ ? ચી બહેન વત્સલાને જરાક દિલગીરી થશે કે તેનું અરધુ સુખ લુંટાઇ જશે પણ તમારા ગ્રહો ઉપરથી મેં જોયુ છે કે તારા નશીબમાં બે સ્ત્રીઓ છે જ તારૂં બીજુ લગ્ન તે વખતે થવાનો સંપૂર્ણ જોગ હતો અને તું વત્સલા અને સુનેખા ત્રણે એક રાગથી અને સંપૂર્ણ પ્રેમથી જીવન ગાળવાના છો એટલે મેં કર્યું છે તે યોગ્ય જ કર્યું છે નહિતર સુનેખાના બાપ તરીકે સુનેખા માટે શોક્ય લાવવાની હું મંજુરી ન આપુ એટલો ખ્યાલ કરીને મારા કહેવા ઉપર શ્રદ્ધા રાખજે એજ

લી જીતુ શાહના આશીર્વાદ



## ૧૦

# પત્રના મુદ્દાઓ ઉપર વિચારણા

સ્ત્રીઓના મુડદાઓના કપડા કાઢી નાખી નગ્ન હાલતમા બાળવાનો રિવાજ છે એમ લખ્યુ છે તે સાચી વાત છે?

સ્ત્રીના કે પુરુષના—બધાય મુડદાને નગ્ન હાલતમાં જ બાળવામાં આવે છે

એમાં આપણી સભ્યતાનું ખૂન નથી થતુ?

એ વિચારથી જ મેં વિરોધ કરેલો

એ તો એક જ પ્રસગ માટે પણ હમેશને માટે શુ? આવો રિવાજ થવાનું કારણ શુ હશે?

મને લાગે છે કે મૃત શરીરને કપડાં સહિત બાળવામા મુશ્કેલી પડે છે કપડાની રાખ શરીરની ચામડીને ચોંટી જવાથી ચામડી જલદી બળતી નથી એટલુ જ નહિ પણ અગ્નિને શરીરમા પ્રવેશ કરતાં અટકાવે છે એટલે મુડદાને બાળવામાં મુશ્કેલી પડે છે એ કારણે મુડદાનાં કપડાં કાઢી નાખીને ચિતામા ગોઠવવાનો રિવાજ પડ્યો હશે.

રેશમી કપડાંની રાખ એવી હરકત પહોંચાડે એ માની શકાય તેમ છે પણ સુતરાઉ કપડાંની રાખ માટે એવું માની શકાતું નથી.

કાંઈક હરકત તો પડતી જ હશે

પણ તેનો ઉપાય થઈ શકે એટલા માટે આપણી સભ્યતા ગુમાવવી ન જોઈએ સ્ત્રીઓના શરીર માટે તો ખાસ

દા. મારો એ હક ભોગવવો નહોતો પણ પુરુષમાં એ હક આપવાની તાગત છે કે નહિ તેનું માપ કાઢવું હતું.

ખરા પ્રેમ સિવાય તેવી તાકાત આવતી નથી. ખરો પ્રેમ દૃઢ હોય છે. દૃઢ પ્રેમી કોઈના પણ સંસર્ગમાં આવે તો ય લપસી શકતો નથી. બાકી બધા ય સ્ત્રી કે પુરુષ સંજોગોવશાત્ લપસી શકે છે. એટલે જેમ પુરુષને શંકા રહે છે તેમ સ્ત્રીને પણ શંકા રહે છે.

પણ તો પુરુષો જ શા માટે સ્ત્રીના સંબંધમાં વધારે પડતા શંકાશીલ રહે છે?

કારણ કે સ્ત્રીઓમાં અજ્ઞાન અને અજ્ઞાનને લીધે ભોળપણ વધારે હોય છે. અને તેથી ખાનગીમાં કે એકાંતમાં પરપુરુષ સાથે મળે તો ભોળવાઈ જવાનો—લપસી જવાનો વધારે સંભવ છે. માટે જ આપણા ધર્મે સામાન્ય નિયમ બતાવેલો છે કે સ્ત્રીએ પરપુરુષ સાથે એકલાં હરવુંફરવું નહિ, ખાનગીમાં બેસવું નહિ કે એકાંતમાં વાતચીત કરવી નહિ

એ જ ઈષ્ટ છે. મને તો કોઈ પરપુરુષનો સ્પર્શ થઈ જાય તો કંપારી જ છૂટે છે

એ જ પ્રમાણે મેં બે વર્ષ યુરોપ અમેરિકામાં ગાળ્યાં પણ ત્યાં ય કદી મેં કોઈ સ્ત્રી સાથે હસ્તમેળાપ કર્યો નથી. મારાથી પણ કોઈ સ્ત્રીનો સ્પર્શ સહન નથી થઈ શકતો અજાણતાં સ્પર્શ થઈ જાય તો મને પણ કંપારી છૂટે.

એ કંપારી છૂટવાનું કારણ શું?

એનું કારણ આપણી ધર્મભાવના.

પણ મને તો એમ યાદ છે કે હું ધર્મભાવના સમજવા શીખી તે પહેલાંથી જ મારી એ ભાવના હતી. નાની હતી ત્યારે પણ મને તો કંપારી છૂટતી.

મારે પણ એમ જ હતું અને એનું કારણ આપણા પૂર્વભવના

ધાર્મિક સંસ્કાર છે. આપણને આપણા પૂર્વજન્મની ખબર પડતી નથી. પણ પૂર્વ જન્મના સંસ્કાર તો આપણામાં રહેલા જ હોય છે. અને એ સંસ્કાર પ્રમાણે આપણી બુદ્ધિ થાય છે. દરેક માણસ પોતાના પૂર્વજોના કર્મ અને સંસ્કાર સાથે જ જન્મે છે. પછી આ જન્મના કર્મ અને સંસ્કારનો ઉમેરો થાય છે.

હું બી.એ.માં તત્ત્વજ્ઞાન ( Philosophy ) લઈને પાસ થઇ છું છતાં તમે કર્યો તેવો ઉકેલ હું કરી શકી નહોતી.

કારણકે એ તત્ત્વજ્ઞાન કર્મપ્રકૃતિને માનતું નથી.

એટલું તો સમજાણું પણ તો પછી તમારો સ્પર્શ મને પહેલેથી જ કેમ મીઠો લાગ્યો ?

ધર્મભાવી માણસનું મન "પર"નો–બીજાનો સ્પર્શ સહન કરી શકે નહિ પરનો સ્પર્શ આકરો લાગે. પણ પોતાનાનો સ્પર્શ મીઠો લાગે. મારામાં તારી "પર" તરીકેની નહિ પણ "પોતાના" તરીકેની ભાવના હતી. એ "પોતાપણા"ની ભાવના લગ્નથી નહિ પણ સગપણથી જ શરૂ થઇ ગઇ હતી. એટલે પહેલેથી જ તને મારો સ્પર્શ મીઠો લાગ્યો તેવી જ રીતે મને તારો સ્પર્શ મીઠો લાગ્યો.

હવે પુરેપૂરૂં સમજાયું.

પણ આપણી ભાવનાય કામચલાઉ છે.

કેમ ?

આપણું અંતિમ લક્ષ્ય છે મોક્ષ. હું કહું કે તું મારી અને તું કહે કે તમે મારા એ મારાપણાનો આપણામાં મોહ છે તે છુટવો જોઇએ હું તું જ ને હું તે જ તું એવી ભાવના થવી જોઇએ. અને એ રીતે આત્મરમણતામાં તલ્લિન થઈ મોક્ષ સાધનામાં તત્પર થવાનું છે.

તમે આ જ વાત વડોદરા પણ સમજાવી હતી. કાંઈક બીજી રીતે પણ હવે મને એ બરાબર મનમાં ઠસી ગઈ છે.

પણ હવે તારા માટે નવી સમસ્યા ઊભી થઈ છે તેનો તો વિચાર કર.

શેનો વિચાર કરવાનો ?

તારું આખું સુખ લુંટાઈ જશે તેનો.

ખરો પ્રેમ લુંટાવામાં આનંદ માને છે, લુંટવામાં નહિ.

શાબાશ, વ્હાલી શાબાશ. વત્સલાનો વાંસો થાબડતાં પ્રવીણે કહ્યું. કોમળતામાં, વિવેકમાં તું અદ્દભૂત હતી હવે ત્યાગમાં પણ અદ્દભૂત બની.

સુલેખા બ્હેનના હકનું તેમને સોંપું તેમાં ત્યાગ શેનો ?

અત્યારે તો તારા હકનું છે.

તમે ને સુલેખા બ્હેન તમારો થોડો થોડો પ્રેમ મારા ઉપર ઢોળજો એટલે મને આનંદ જ છે.

નહિ, વ્હાલી, આપણે સમાન હકના પ્રવાસી. અન્યાયી ન થઈ શકીએ, આપણે ત્રણે સમાન થઈને રહેવું એમ કહે.

તમારી ઇચ્છા એ મારો આનંદ.

ત્યારે તું સુલેખાને આનંદથી વધાવીશ ને ?

તમને મારામાં કોઈ શંકા રહી છે ?

તારા માટે શંકા કરું એ તો મારા પોતા માટે શંકા કરી કહેવાય.

ત્યારે એમ કહો કે આપણે બંને સુલેખા બહેનને આનંદથી વધાવીશું.

ને જીતુ શાહનું ભવિષ્યકથન સાચું પાડીશું.

તે દિવસે તમે જ જ્યોતિષશાસ્ત્રના કારણે જીતુ શાહને વેદીઆ જેવા કહ્યા હતા.

એ પણ સાચું હતું અને આજે પણ સાચું જ કહું છું

કેવી રીતે ?

જ્યોતિષ વિદ્યા બહુ સારી વિદ્યા છે, આપણા સંસારી માટે તો ઘણી ઉપકારી ને ઉપયોગી વિદ્યા છે.

આપણા માટે તો અત્યારે જ ઉપકારી નિવડી ચુકી છે.

હા, પણ જેમ એ ઉત્તમ વિદ્યા છે તેમ એ બહુ અટપટી પણ છે. જ્યોતિષ વિદ્યા એટલે ગ્રહોની ગતિ અને સંબંધ ઉપરથી અનુમાન તારવી કાઢવાની વિદ્યા. તેમાં મુખ્ય સાત ગ્રહો સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર શનિ અને રવિ. આપણા સાત વાર એ સાત ગ્રહો ઉપરથી જ પડેલા છે. તે ઉપરાંત રાહુ, કેતુ તથા બીજા ગ્રહો છે.

તું તો ખગોળશાસ્ત્ર શીખેલી એટલે તને તો ખબર છે કે આ બધા ગ્રહો અથવા આપણું આખું વિશ્વ અમુક ચોક્કસ નિયમોથી જ ચાલે છે.

અને એ દરેક ગ્રહો નિશ્ચિત ગતિથી જ ફરે છે.

બરાબર. બીજું તું શું જાણે છે?

દરેક ગ્રહની ગતિમાં ફરક છે વળી કેટલાક ગ્રહની ગતિ અમુક અમુક વખતે ઉલટી થઈ જાય છે. એ ગતિના આંકડા પણ શીખી હતી, પણ ભૂલી ગઈ. કારણ એ આંકડામાં મને રસ નહોતો. મુખ્ય હકીકત જાણું.

જ્યોતિષ વિદ્યાએ એ બધા ગ્રહોને અમુક અમુક ક્રિયાના અથવા કામનાં અધિષ્ઠાતા નીમી દીધા, અને તેમની ગતિના વખત પ્રમાણે તેમની વધતી ઓછી અસર ગણી લીધી. આટલું તો સીધું કામ છે. પણ હવે અટપટું એ છે કે દરેક ગ્રહની એકબીજા ઉપર અસર પડે છે અથવા નજર પડે છે તે ઉપરથી અસર નક્કી કરાય છે. વળી ગ્રહોને શત્રુ અને મિત્ર એમ બે વિભાગમાં વહેંચી દીધા છે. એટલે મિત્રની સારી નજર અને શત્રુની ખરાબ નજર. તે પ્રમાણે સારૂં નરસું ફળ આપે.

આ નજરનો આધાર પણ ગ્રહની ગતિ ઉપર છે. જેમ આપણે નજીકની વસ્તુ ચોખ્ખી દેખી શકીએ અને દૂરની વસ્તુ ઝાંખી દેખીએ. તેમ ગ્રહ નજીક કે દૂર હોય તે પ્રમાણે તેની નજર વધારે પ્રભાવવાળી કે ઓછા પ્રભાવવાળી હોય. આ પ્રમાણે બધા ગ્રહોની એકબીજા ઉપર અસર નક્કી કરવાનું કામ બહુ મુશ્કેલ છે. તેથી જ

ભવિષ્ય કથનનું કામ ઝટપટનું ને મુશ્કેલ છે (સ્થિર) અને ચોખ્ખી બુદ્ધિવાળો જ એ કામ કરી શકે એવા જ્યોતિષી અત્યારે ભાગ્યે જ દેખાય છે.

જીતુ શાહે જ્યોતિષનો અભ્યાસ ઘણો કર્યો છે. પણ હજુ પૂરેપૂરો નહિ. વળી એમાં રીતો ઘણી છે, જેમ એક જ દાખલો બે ત્રણ રીતે થઈ શકે છે તેમ. જ્યોતિષમાં પણ ફળ જોવાની, તેમ જ ગણત્રી કરવાની ઘણી રીતો છે.

સામાન્ય બાબત માટે ભવિષ્ય જોવુ હોય તો એ ખોટું પડી જાય સાચે સાચુ જોવુ હોય તો નિર્ણય કરતાં જ વખત લાગે અને ખોટુ જોવાઈ જાય ને આપણે સાચું માનીએ તો નકામા ફસામાં પડીએ અથવા શ્રદ્ધાથી હેરાન થઈએ

જીતુ શાહે તો પહેલાં વેદીઆપણું એ કરેલું કે ઘરના કે વેપારના દરેક કામમાં જ્યોતિષનો આધાર લેવા માંડ્યો. ત્યાં એમની ભૂલ હતી કારણકે એવી રીતે જ્યોતિષ જોવામાં રોકાઓ તો કામ જ રખડી પડે. હવે તમને એ ભૂલ સમજાઈ ગઈ છે.

સુનેખાની બાબતમા તો એમણે ખૂબ ચોકસાઈ કરી છે. એટલે તેમાં ભૂલ હોવાનો સંભવ નથી.

જીતુ શાહે અદ્‌ભૂત કામ કામ કર્યું છે એમ તમને નથી લાગતું?

શ્રદ્ધા અને પ્રેમ અદ્‌ભૂત કામ જ કરાવે તારામાં શ્રદ્ધા અને પ્રેમ ખૂબ પ્રબળ છે માટે જ મેં તને હમણા જ અદ્‌ભૂત કહી હતી.

મને તો કાંઈ અદ્‌ભૂતતા મારામાં દેખાતી નથી

તને ન જ દેખાય. કારણ કે તને તો એ સ્વાભાવિક છે પણ હું તો સરખામણીથી જોઈ શકું છું.

જીતુ શાહના નામ ઉપરથી ઘણા વખતથી મને એક વિચાર થાય છે તે યાદ આવ્યો છે.

શું?

જીનૂ શાક તો આપણા મુરબ્બી વડીલ છે. તેમને માટે હું કાંઈ નથી કહેતી. પણ સામાન્ય રીતે પુછું છું કે અત્યારે આપણા યુવાનોએ પોતાના નામ લખવાની નવી પ્રથા શરૂ કરી છે તે સારી છે કે કેમ ?

કઈ પ્રથા ?

આપણી જૂની પ્રથા એમ હતી કે પહેલાં પોતાનું નામ પછી બાપનું નામ લખાતું. અત્યારે બાપનું નામ લખવું ઉડાડી દીધું છે. જેમકે દામુ રવાણી, રમુ જીવાણી, રતુ પંડ્યા, જીતુ દેસાઈ, ચીમન શાહ વગેરે. આમાં બાપનું નામ ઉડાડી દીધું છે એટલું જ નહિ પણ નામ પણ ટુંકાવી નાખ્યું છે. દામોદરને બદલે દામુ. એવી રીતે. તો આપણી જૂની પ્રથા સારી કે આ નવી ?

સારા નરસાનો આધાર જરૂરીઆત કે વિવેકપૂર્વકના ઉપયોગ ઉપર રહે છે.

વિવેકને જરૂરીઆતના હિસાબે કયું સારું છે ?

તને કયું સારું લાગે છે ?

આ તો પુરુષોના નામનો સવાલ છે માટે તમારે કહેવું જોઇએ.

અને સ્ત્રીઓના નામ માટે તું કહીશ ?

સમાન હક એમ જ સમજવાયને !

પણ મેં તો આ બાબત કદી વિચાર કર્યો જ નથી.

હવે અત્યારે વિચારો.

અંગ્રેજો, અમેરીકનો વગેરે પરદેશીઓ કોઈ બાપનું નામ લખતા નથી આપણા બંગાલીઓ પણ બાપનું નામ લખતા નથી.

એ ખરું પણ યુરોપીઅનો, અમેરિકનો પોતાનાં જ બે નામ લખે છે. બંગાલીઓ પણ પોતાના આખા નામના બે ટુકડા કરી એ રીતે બે નામ લખે છે.

એટલે કે એ નામની જરૂરીઆત સૌ કોઈ સ્વીકારે છે

અને એ લોકો બને હમેશાં પોતાના નામ સાથે બાપનું નામ નથી લખતા પણ કાયદાના કામમાં, કોર્ટ વગેરેમાં બાપનું નામ ફરજીઆત લખવુ પડે છે Mr - son of…એમ લખવુ પડે છે.

હા એ તો મને ય ખબર છે.

તો એ પ્રમાણે એ લોકો પણ બાપના નામની જરૂરીઆત તો સ્વીકારે છે જ

કોર્ટમાં તો માણસ ખરેખર એજ છે તેની ચોકસાઈ રાખવી જ જોઇએ

કોર્ટમાં તેમ વ્યવહારમાં પણ ચોકસાઈ ન હોય તો ગોટાળા થવાનો સંભવ છે રતિલાલ નામના ઘણા માણસો હોય પણ રતિલાલ પ્રાણજીવન નામનો એક જ માણસ હોય.

રતિલાલ પ્રાણજીવન નામનો પણ વખતે બીજો માણસ મળી આવે તેમ જ રતિલાલ શેઠ નામનો પણ બીજો માણસ મળી આવે પણ રતિલાલ પ્રાણજીવન શેઠ નામનો તો એક જ માણસ હોય.

તો એ રીતે આપણી જૂની પ્રથા સારી એ તમે જ કબુલ કરી.

હા પણ તેની સાથે નવી રીતમાં કાંઈ ફાયદા છે કે નહિ તે પણ જોવુ જોઇએ

તમે ફાયદા શોધી બતાવો

રતિલાલ પ્રાણજીવન શેઠ જેવું બધુ લાંબુ લાંબુ નામ બોલતાં કેટલો વખત લાગે ત્યારે રતુ શેઠ ઝડપથી બોલાઈ જવાય

રતિલાલનું ટુંકુ અથવા તોછડું નામ તે "રતુ " ઘરમાં આપણે સામાન્ય રીતે ટુંકા નામથી વાત કરીએ કારણ કે જલ્દીથી બોલવું હોય અથવા જલદી ઝી વાત કરી હોય પણ બહારના માણસ સાથે વાત કરવી હોય ત્યારે તો વિનયની ખાતર " રતિલાલ શેઠ " એમ જ

બોલવું પડે અથવા બોલવું જોઇએ. અને લખવામાં તો ઉતાવળે બોલવાનો સવાલ જ રહેતો નથી. નામના બે અક્ષર વધારે લખવાથી કોઇનો વખત બગડી નથી જતો.

એ ઉપરથી એમ સાર નીકળે છે કે ટુંકું નામ લખવાવાળા તોછડાઈનું પ્રદર્શન કરે છે અથવા નાનપણની તોછડાઈ મોટપણમાં કાયમ કરે છે. એમ જ ને ?

હા. અને બે "રતુ શેઠ", બે "જમુ રવાણી" એમ બબ્બે જોડકાં નીકળવાનો ચોક્કસ સંભવ એટલે ખરો માણસ ઓળખવામાં ગોટાળો કરવાનું અગમ્ય સાધન બને છે.

આ તો પુરુષોના નામની વાત થઈ. સ્ત્રીઓના નામ માટે તું કાંઈક કહેવાની હતી ને ?

પહેલાં પરણેલી સ્ત્રીઓનાં નામની પછવાડે પણ બાપનું નામ લખાતું. હવે સ્ત્રીના પતિનું નામ લખાય છે.

એ બેમાં તું કયું પસંદ કરે છે.

હવેનું.

કેમ ?

પરણ્યા પહેલાં બાપનું ઘર એ જ દિકરીનું ઘર હોય છે માટે કન્યાના નામ સાથે બાપનું નામ હોવું જોઇએ. પરણ્યા પછી સ્ત્રી પતિના ઘરની ધણીઆણી થાય છે માટે પરણેલી સ્ત્રીના નામ પછી તેના પતિનું નામ આવવું જોઇએ. પરણેલી સ્ત્રીના નામ સાથે પતિનું નામ અને અટક જોડેલાં હોય તો તે સ્ત્રીને વ્યવહારમાં લોકો વધારે જલદીથી ઓળખી પણ શકે.

તારી વિચારસરણી મને વાજબી લાગે છે અને તારા એ વિચારને હું મળતો થાઉં છું.



કે આખું નામ કોઇ બોલી શકે નહિ. તેમાં નાનાં છોકરાંઓ તો જોડાક્ષર બોલીજ ન શકે. એટલે નિશાળમાં મને કોઈ જીનેન્દર કહે, કોઇ જીનેન્દ કહે. કોઇ જીતેન કહે. આમ મારા નામના અપભ્રંશ થતા તે જોઇ મને ચીડ ચડતી. મને એમજ થાય કે મારે આવું નામ ન જોઇએ. ઘરમાં વળી મારા પિતાજી જીતુ કહેતા. એમ ચાર નામ થયેલા. પણ મને એકે પસંદ નહિ. હજુ હું ઉમર લાયક નહિ તેથી નામ કેમ બદલવુ તે સુજતું નહોતું.

ત્યાં વળી નવો કીસ્સો બન્યો. મારાં લગ્ન થયાં ને મશ્કરીઓ શરૂ થઇ. મિત્રો, વિદ્યાર્થીઓ બધા કહે જીતેન્દ્ર નથી પરણ્યો. પરણે તે જીતેન્દ્ર જ ન હોય. આ તો જીતુ પરણ્યો છે જીતુ. મને પણ બહુ લાગી આવ્યુ કે કોઇનાએ સમજ્યા વિના આવું નામ પાડી મને ખૂબ હેરાન કરી નાખ્યો છેવટે એમ વિચાર કર્યો કે મારે જીતુ નામથીજ ઓળખાવું અને એકલું જીતુ તોછડું ને હલકું લાગે માટે મારી શાખ શાહ છે, તે તેમાં ઉમેરી દીધી ને જીતુ શાહ નામ ધારણ કરી લીધુ.

તે પછી કોઈ મશ્કરી કરવાની હિંમત જ કરી શકયું નથી. કારણ જીતુ શાહ-શાહનો શાહ બની ગયો હતો!

માટે હવે તમારે જીતુ શાહ કહેવામાં જરાયે ખંચકાવુ નહિ. બીજી તમે શેની ચર્ચા કરી હતી!

જ્યોતિષશાસ્ત્રની.

હા. એ તો તમારે ખાસ જાણવા જેવુ છે. ત્રણ મહિના પહેલાં મારૂં જ્યોતિષનું જ્ઞાન અધુરૂં હતું. તમે તને મારા જ્ઞાનને દીવા જેવુ કહેતા તે મારા ધ્યાનમાં છે. અને તમે ખરા જ હતા! મારી ભૂલની હવે મને બરાબર સમજ પડી છે. એટલું જ નહિ પણ હું બીજુ ઘણુ શીખ્યો છું.

પણ એમાં અમે કાંઇ સમજી શકવાના નહિ

તમે સમજી શકો એવુ જ છે અને તમે સમજી શકો તેવી રીતે જ કહું છું —

જ્યોતિષને અને કર્મના આપણા સિદ્ધાંતને ખાસ સબંધ છે અને જ્યોતિષનું ફળ કહેવાનું હોય ત્યારે કર્મપ્રકૃતિનું પણ ખાસ ધ્યાન રાખીને નિર્ણય કરવો જોઇએ

આપણે કહીએ છીએ ને ક્યાં કર્મ ભોગવવા પડશે પણ શાસ્ત્ર પ્રમાણે તે અર્ધ સત્ય છે આપણે ઘણાં કર્મ એવા બાંધીએ છીએ કે તે હલકાં હોય છે અને તેને આપણે આપણા શુભ કર્મથી અથવા આપણા તપથી ફળ આપતાં અટકાવી શકીએ અથવા તે અશુભ કર્મનો નાશ કરી શકીએ

હવે જ્યોતિષ કુડલીમાં આવાં કર્મોનાં ફળ દેખાતા જ હોય તેથી સામાન્ય રીતે જોનાં કોઇ પણ જ્યોતિષી કહી દીયે કે તમને આમ આમ થશે પણ એવુ થાય નહિ ત્યારે જ્યોતિષ ઉપરથી શ્રદ્ધા ઉઠી જાય ત્યાં ખરી વાત એ છે કે તમે તમારા તપથી કે બીજા શુભ કર્મથી આ અશુભ ફળોને નષ્ટ કર્યા હોય તે જ્યોતિષીને ખબર ન હોય

પણ ફળ નષ્ટ કર્યાં છે તેનું પણ જ્યોતિષમા આવવુ જોઇએ ને ?

ના કારણ કહું જ્યોતિષ તો જન્મકુંડલી ઉપરથી જોવાય એટલે જન્મકુડલીમાં તો પૂર્વ ભવના કર્મનું ફળ મળવાનું હોય તેટલું જ આવે પણ આ જન્મમા તમે સુકૃત કરો ને અશુભ ફળ નષ્ટ કરો તે સીધુ ન દેખાય પણ એ જોવાના રસ્તા છે જેની કુડલી હોય તે માણસની પ્રકૃતિ ધ્યાનમા લેવી જોઇએ ગાડરીયા પ્રવાહની પેઠે જે માણસ જીવન નિર્વાહ કરતો હેય તેની કુડલીનું ફળ સોએ સો

ટકા ખરૂં પડે, કારણ કે એ કાંઈ કર્મ કરી ફેરફાર કરતો નથી પણ તેજસ્વી માણસ શુભ કર્મથી, દૃઢ મનોબળથી પોતાના કર્મનાં ફળમાં બહુ ફેરફાર કરી શકે

જ્યોતિષમાં ગ્રહોની ગતિ અને નજર ઉપરથી પણ થોડું નક્કી થઈ શકે કે જ્યારે નજર દૃઢ હોય-નજીક હોય ત્યારે ચોક્કસ ફળ મળી શકે અને છેટે, અસ્પષ્ટ હોય ત્યારે વ્યક્તિના નવા કર્મ ઉપર ફળનો આધાર રહે

અને અત્યારે આપણને જે ફળ ભોગવવાનું છે તે આપણા પૂર્વજન્મના કેવી જાતના કર્મનું ફળ છે એ કુંડળી ઉપરથી જાણી શકાય છે હું હજી એમાં થોડુંક જ શીખી શક્યો છું કારણ કે જાણકાર, શીખવનાર કોઈ નથી મારી મેળે સંશોધન કરી શીખવું પડે છે

એ હિસાબે તો જ્યોતિષ વિદ્યા બહુ સરસ છે

સરસ એટલું જ નહિ પણ ખાસ જીવનોપયોગી વિદ્યા છે. આપણા જીવનમાં ખાસ મદદરૂપ વિદ્યા છે.

બહુ સારું બાપુજી, તમે અને સંશોધન કરી જોઈએ તેટલું જ્ઞાન મેળવો પણ એ જ્ઞાન પાછું કોઈકને આપતા જજો કોઈકને ચેલો મુંડી નાખજો

હું પણ એજ વિચાર કરી રહ્યો છું મારે દિકરો હોત તો તો તેને બધું શીખડાવી જાત પણ એવું તો કાંઈ છે નહિ સુલેખા છે તેના ગ્રહ તો હવે મેં ખુબ બારીકાઈથી જોયા છે

સુલેખા બેન સજ્જન થશે એ ચોક્કસ ને !

ચોક્કસ. મને સો એ સો ટકા ખાત્રી છે સુલેખા પણ જ્યોતિષ શીખી શકે તેવો યોગ છે. ગણિતમાં સુલેખા પહેલો

નંબર છે. ફક્ત ફળાધીશ જેવા જેટલું તેનું મગજ ચોખ્ખું નથી.' જો કે સજીવન થયા પછી તેનું મગજ વધારે સ્પષ્ટ, વધારે ચોખ્ખું થઈ જશે. છતાં બહેન વત્સલા, તારા જેટલું નહિ- તારૂં મગજ એટલું ચોખ્ખું છે કે તું ધારે તો જલ્દી શીખી શકે અને તદન સારુ ફળાધીશ કહી શકે.

એ તો પછી વિચાર કરશું હજુ તો મારે એમ. એ. નો અભ્યાસ પૂરો કરવાનો છે,

મે ધાર્યું તેં એ વિચાર માંડી વાળ્યો હશે.

વત્સલાએ તો માંડી જ વાળેલો. પણ મેં એના ઉપર જબર-જસ્તી કરી છે. કારણ કે એમ. એ ની પદવીવાળાનું સમાજમાં માન વધારે રહે

સારૂં છે હું તો એમ માનું છુ કે જ્ઞાન મેળવવું સારૂં જ છે. કોઇક દિવસ પણ સારૂં ફળ આપશે. બરબાદ નહિ જાય.

હજુ આપણે ત્રણ કલાક બાકી છે. તો હું બહાર જઈ આવું. ડાક્ટરને મળવું છે એક જ્યોતિષીને પણ મળવું છે. હું વખતસર પાછો આવી જઈશ. તમે તૈયાર થઈ રહેજો.

ભલે

વખતસર જીતુ શાહ, પ્રવીણ તથા વત્સલા પ્રસૂતિગૃહમાં જવા નીકળ્યા



# ૧૩

# ઇસ્પિતાલમાં

પ્રવીણ, વત્સલા અને જીતુ શાહ બરાબર ૩–૫૫ મિનિટે ક્રોમ્પ્રેસ ઇસ્પિતાલમાં પહોંચી ગયા. ડૉ. મહેતા રાહ જોતા જ બેઠા હતા. બધા સીધા ઉપર સુલેખાનું મૃતશરીર સાચવી રાખેલું હતું તે ઓરડામાં ગયા.

સુલેખાના માથા આગળ ઉભા રહેતાં જીતુ શાહ બોલ્યા.

પ્રવીણચંદ્ર, તમે અહિં જમણી બાજુ પડખે ઉભા રહો અને બહેન વત્સલા, તું પેલી બાજુ, ડાબી બાજુ ઉભી રહે.

ડોકટર સાહેબ, તમે લાં સામે ખુરશી ઉપર બેસો. હજુ બે મિનીટ બાકી છે. મને ખાત્રી છે કે મારી ગણત્રીમાં જરાય ભૂલ નથી. ત્રણ ચાર જુદી જુદી રીતે ગણીને ખાત્રી કરી છે. એટલે બરાબર ચાર વાગ્યે સુલેખા જાગૃત થવી જોઇએ.

અત્યારે સૌને ઇંતેજારીમાં બે મિનિટ બહુ લાંબી લાગી.

ચારના ટકોરા ઘડીયાળમાં વાગતા પુરા થયા અને સુલેખાએ આંખ ઉઘાડી પહેલ વહેલું પ્રવીણ સામું જોઇ બોલી.

પ્રાણનાથ, પ્રણામ.

પછી વત્સલા તરફ જોઇ બોલી

વત્સલા બહેન, પ્રણામ.

તમે મને ઓળખો છો, બહેન ?

ઓળખુ છું એટલું જ નહિ પણ બધુય જાણું છું

એમ !

હા.

પણ તમે મને તું કહીને બોલાવજો. હું તમારાથી નાની છુ.

ના, તમે મારાથી મોટા છો. પણ તે તમને નહિ સમજાય. આપણે ઘેર જઇએ પછી તમને સમજાવીશ. મારા બાપુજી આવ્યા હતા ને ? ક્યાં ગયા ?

જીનુ શાહ માથા આગળથી ખસીને પ્રીતિની બાજુમાં આવીને બોલ્યા.

આ રહ્યો, બહેન અહિંજ છું

બાપુજી પ્રણામ.

અરે, ડોક્ટર સાહેબ, ઠેઠ વડોદરાથી હાથે મને જોવા આવ્યા છો ને સાં આઘે આઘે કેમ બેઠા છો ?

ડોક્ટર આગળ આવતાં બોલ્યા

બહેન, પણ, તમે બધું જાણતા હો તેમ શી રીતે બોલી શકો છો ?

હું મૃત્યુ પામી હતી એ વાત સાચી અને અત્યારે જીવતી છું એ વાત સાચી ખરૂં કહું તો તમે અને મારા પિતાશ્રીએ મને બચાવી છે. મને જીવતી રાખી છે માટે તમારા બંનેનો ઉપકાર હું કોઈ રીતે વાળી શકીશ નહિ.

પણ તમે બધું જાણ્યુ કેવી રીતે ?

મેં હમણાં જ બધું જાણ્યું. એક ક્ષણમાં જ જાણ્યું છે. છતાં મેં જાણ્યું છે તેટલું બધુ તમને કહેતાં લાંબો વખત જશે એટલે,

આપણે એ વાતો અમારે ઘેર જઈને કરીશું. પણ તમે હવે મને બરાબર તપાસી લીઓ કે હું તદ્દન નિરોગી ને સંપૂર્ણ સારી હાલતમાં છુ.

ડૉક્ટરે બારીકીથી તપાસી. શરીરમાં ક્યાંય રોગનું નામનિશાન જણાયું નહિ હાથ પગ વાળી જોયા બંને બાજુ પડખાં ફેરવાવી જોયાં. પણ કશય તકલીફ જેવુ જણાતુ નહિ છેવટે ડાક્ટરે નિર્ણય જાહેર કર્યો.

બહેન, અજબ જેવુ છે પણ ખરેખર હુ જોઉ છું કે તમે દરેક રીતે તંદુરસ્ત સાજાતાજા છો તમે ખુશીથી બેઠા થઈ શકો છો. પણ ચાલતાં પહેલા સંભાળજો. ઉભા થઈ ડગલું ચાલી બરાબર ઠીક લાગે તો જ આગળ ચાલજો

દરમ્યાન હોસ્પિતાલના ડૉક્ટર પણ આવી ગયા હતા. તેમની ડૉક્ટર મહેતાને બધાની ઓળખાણ કરાવી પછી સુલેખા બોલી.

બાપુજી, તમે નીકળ્યા પછી મારી બાને તાવ ઊતરી ગયો છે ને હવે તાવ આવશે નહિ માટે તમે અહિંથી હમણાં જ એક તાર મોકલી આપો કે મારી બા મારા સાસુ, સસરાને ખબર આપે ને તે બંનેને તથા સુધાબહેનને સાથે લઈને કાલે સાંજે વિમાનમાં અહિં આવી જાય.

તે પ્રમાણે તાર લખાઈ ગયો ને ટેલીફોનથી સેન્ટ્રલ તાર ઓફીસમાં મોકલી દીધો. તારનો ટેલિફોન કરી જતુ શાહ આવ્યા એટલે સુલેખાએ કહ્યુ

બાપુજી, તમારે મારા સાસુસસરાજીને પણ પહેલેથી જ ખબર આપી દેવા જોઈતા હતા. તમને તમારા જ્યોતિષની ગણત્રીની તો ખાત્રી હતી પછી શકા રાખવાનુ કારણ નહોતુ.

તોય બહેન આ બાબત એટલી બધી ગભીર હતી કે પહેલેથી બહુ ફફેરો કે હોહા કરવી એ મને ઠીક ન લાગ્યું.

કેમ, ડૉક્ટર સાહેબ, ત્યારે હવે આપણે બધાં જઈશું?

હા. ચાલો.

સુલેખા ઊભી થઈ. જરાય નબળાઈ ન લાગી. પગ થરથર્યા નહિ. સાજા માણસની પેઠે [illegible] તે ચાલી શકી. બધા

સારૂં, સારૂં, પણ જો બહેન નાના બા નહિ, મોટા બા.

કેમ, એ તો હમણાં આવેલા!

તોય મોટા છે એ તું પછી સમજીશ પણ તારે હમેશાં બહેનને મોટા બા કહેવા ને મને નાના બા કહેવા એ ધ્યાનમાં રાખજે.

જેવો તમારો હુકમ

બધા દિવાનખાનામાં ગયા.

ઓ હો, મામી, તમે તો અમારા પહેલાં જ આવી ગયાં છો ને શું?

તેં ચાર વાગ્યાનો વખત આપેલો, હરિપતાલથી આવતાં કરતાં દશેક મિનીટ તો ઓછામાં ઓછી થાય જ એમ ધારી હું અહિંઆ ચારને દશ મિનીટે પહોંચી ગઈ. તમને આવતાં બે ચાર મિનીટ મોડું થયું એટલું જ.

સુલેખા બહેન, આ મારા ઈન્દુ મામી. બી. એ. ના બે વર્ષ અહિં મેં એમને ત્યાં જ રહી અભ્યાસ કર્યો હતો. મારા મામી એવા હેતાળ છે કે મને જરાય પારકું ઘર છે એમ નહોતું લાગ્યું.

એ તો વત્સલા, તું જ એવી હેતાળ છે કે બધાયને હેતાળ કરી દે છે.

મામી, કુવામાં હોય તો અવેડામાં આવે. તમારામાં હેત ન હોય તો હું ક્યાંથી લાવું!

એ તો તું જેવી છો તેવાં બધાંને દેખે છે તું સારી છો એટલે જગત આખું સારૂં દેખાય છે.

સુલેખા તરફ જોઈને—

સુલેખા બહેન, વત્સલાનો પ્રેમ એટલો બધો છે કે અમે મામી ભાણેજ નહિ પણ બંને સખીઓ જ બની ગયાં છીએ.

પ્રેમની બલિહારી છે, ઇન્દુ શાહ બોલ્યા, સાચા પ્રેમ પાસે નાના મોટાનો સવાલ રહેતો જ નથી.

સત્ય અથવા તમારી બુદ્ધિ કબુલ કરે તેટલું જ સત્ય એમ તમે માનનારા. આ દશ્ય જગતની પાછળ તેનાથી પણ કેટલાએ ગણું મોટું સૂક્ષ્મ જગત પડ્યું છે તેની તમને ખબર નથી. તેમ તમે એ માનવાને તૈયાર નથી. અત્યારે હું જે વાત કરવાની છું તેનો સૂક્ષ્મ તત્વોની સાથે ગાઢ સંબંધ છે. તેથી કાંતો તમે મને ગાંડી ગણશો કે કાંતો મારી વાતને કપોળ-કલ્પિત ગપ્પાં માનશો.

આપ માનો છો એવા અમે નાસ્તિક નથી. અમારે પણ ધર્મ છે. અમે ધર્મને માનીએ છીએ.

તો ભલે પણ ખોટી ટીકા કરશો નહિ એ ધ્યાનમાં રાખીને હવે સાંભળો.

ત્યાં પ્રવીણે કહ્યું. સુલેખા. તું શું લઈશ. ચા પીશ કે?

હા, ભલે. આપણે બધા માટે ચા બનાવડાવીએ.

હરુ! પ્રવીણે બુમ મારી.

જી, આવ્યો.

અમારા બધા માટે ચા બનાવી લાવ.

અને ચા બને તેટલી વારમાં શાંતિને કહે કે બધાં માટે નાસ્તાની રકાબીઓ પણ તૈયાર કરે. વત્સલાએ કહ્યું.

પછી સુલેખાએ કહેવું શરૂ કર્યું.

હરિપતાશ્રમમાં હું મારા પ્રાણનાથ સાથે વાત કરતી હતી ત્યાં અચાનક બોલતી બંધ થઈ ગઈ. બોલાયું નહિ. તરત જ હું મારું સ્થૂળ શરીર છોડી મારા સૂક્ષ્મ શરીરે ઊંચે ચડી. ઊંચે ચડું છું એટલી ખબર પડતાં તો બેભાન થઇ ગઇ.

ત્યાં વત્સલાએ જીજુ શાહ તરફ જોઇને કહ્યું.

બાપુજી. આ વાતમાં સુલેખા બહેનથી તેમજ મારાથી વાતનો સંબંધ આવતાં અમારા પતિ માટે સંબોધનો બોલાઇ જવાય

તેથી આપની આમન્યાનો ભંગ થાય તો આપ બાજુના ઓરડામાં બેસો તો ?

બહેન, આપણા બધાયમાં તું વધારે કોમળ હૃદયની અને તેથી વધારે વિનયી અને વધારે શરમાળ છો એ હું તારા ગ્રહ ઉપરથી પહેલેથીજ જાણું છુ

તમે વળી મારા ગ્રહ ક્યારે જોયા ?

તારા બાપુજીએ જ્યારે ચીમનલાલ શેઠને ત્યાં તારા માટે કહેણ મોકલ્યુ ત્યારે અનુભવી ને વ્યવહારૂ તારા બાપુજીએ વખત નહિ ગુમાવવા માટે તારી જન્મકુંડલી પણ સાથે જ મોકલી આપી હતી, કારણ કે તે સમજતા હતા કે આપણા સામાન્ય રીવાજ પ્રમાણે ચીમનલાલ શેઠ સૌથી પહેલા તારી જન્મકુંડલી માગવાના. તે કુંડલી લઇને ચીમનલાલ શેઠ મારી પાસે આવેલ

પ્રવીણની અને સુરેખાની કુંડલીઓથી તો હું પૂરતો માહિતગાર હતો તેમાં તારી કુંડલી જોઇને તો અજબ થઇ ગયો. તમારા ત્રણેની કુંડલીઓ એકબીજા સાથે એટલી બધી મળતી હતી કે મને ખાત્રી થઇ ગઇ કે તમે ત્રણેય સાથે રહીને, એકરાગી થઇને, અભેદપણે જિંદગી ગુજારવાના

પણ હું તો ત વખતે મરી ગઈ હતી

બધા એમ માનતા હતા પણ તે વખતે મને ખાત્રી થઈ ચૂકી હતી કે તું જીવતી છે, જીવવાની છેજ

વત્સલાની કુંડળી પ્રવીણની કુંડલી સાથે સરખાવી જોઈ. બધા યોગો તપાસી જોયા સંપૂર્ણ મેળ છે એમ જોયું પ્રવીણના નશીબમાં બે સ્ત્રીનું સુખ છે તે ખાત્રી કરી પછી ચીમનલાલ શેઠને જવાબ આપ્યો કે — •

આ કહેણ જતું કરવા જેવુ નથી કુંડલી પ્રવીણની સાથે

આબાદ મળે છે. યોગ ઘણા જ સારા છે. તરત જ પ્રવીણને અમદાવાદ મોકલો. અને જુઓ કે પંદર દિવસમાં જ લગ્ન થઈ જાય છે કે નહિ ?

ચીમનલાલ શેઠ પણ અચંબો પામી ગયા કે હું શું વાત કરું છું એક તો તેમણે વત્સલના પુરુષદ્વેષી વિચારો વિષે છાપમાં વાંચેલું અને વળી પ્રવીણ તો ઓછામાંઓછા એક વર્ષ સુધી લગ્નની વાતનો વિચાર કરવાની જ ના પાડતો હતો. જો કે સગપણની ના નહોતો પાડતો

કારણકે મારા મૃત્યુ વખતે વત્સલા બ્હેન સાથે સગપણ, લગ્ન કરવાનું તેમણે મને વચન આપેલું હતું

એ કાંઇ મને ખબર નહોતી. મારે તો ગ્રહ ઉપરથી જેટલું સમજાય તેટલું જ કહેવાનું હતું. મેં શેઠને કહ્યું.

ગ્રહ ઉપરથી એમ સમજાય છે કે પ્રવીણ અને વત્સલાની આંખો મળતાં જ વત્સલાનો પુરુષદ્વેષ તદ્દન નહિ તો મોટે ભાગે અદૃશ્ય થઈ જશે અને લગ્ન પછી તો તેઓ તદ્દન એકરાગી થઈ જશે. મેં તેમને એ પણ કહેલું કે વત્સલા બહુ જ કોમળ, સ્નેહાળ અને વિનયી છે એમ એના ગ્રહ કહે છે.

એટલે જ મારા શરૂઆતના અવિનયને મારા સાસુસસરાએ જરાય ધ્યાનમાં નહિ લીધેલો.

ઉપરાંત ચીમનલાલ શેઠ અને તેમનાં શેઠાણી એટલાં બધાં પ્રેમાળ છે કે તેઓ સંતાનના નાના અવિનયને ધ્યાનમાંજ લેતા નથી. હા પણ તારી આમન્યાની વાતનો ખુલાસો કરવાનો રહી ગયો છે

બીજાઓ કરતાં આમન્યાનો મારો ખ્યાલ જુદી જાતનો છે વડિલ સાથે તોછડાઈથી વાત કરવી તે આમન્યાનો ભંગ છે. તેમજ

વડિલ પાસે પતિ પત્નિની ખાનગી પ્રેમચર્ચાની વાતો કરવી એ અસભ્યતા છે અને આમન્યાનો ભંગ છે. મિત્ર સાથે જેટલી છુટથી વાત કરો તેટલી છુટથી વડિલો પાસે વાત ન થાય. પણ અહિંઆ તમે તમારી ખાનગી પ્રેમચર્ચાની વાતો કરવાનાં નથી. તમારા સામાન્ય જીવનની વાતો કરવાના છો તેમાં તમારા પતિ માટે સામાન્ય પ્રેમ સંબોધન વાપરવું પડે તે પ્રમાણે વાપરો તેથી કાંઈ આમન્યાનો ભંગ કર્યો એમ હું માનતો નથી.

પ્રવીણને તો હું મારા દિકરા પ્રમાણે જ ગણું છું બહાર હું તેને તમે કહીને બોલાવું છું તે ફક્ત વહેવાર સાચવવા પુરતું જ. બાકી ઘરમાં તો હું તેને તું જ કહું છુ. અને વત્સલા, તું પણ મારી સુલેખા જેવી જ મારી દિકરી છે એમ સમજું છું. તમે ત્રણેય વિવેકી છો, શુદ્ધ હૃદયના છો એટલે તમોને તો સામાન્ય પ્રેમ સંબોધનો વાપરવાની છુટ હોવી જોઇએ. તમે સામાન્ય મનુષ્યો કરતાં અત્યારે પણ ઉચ્ચ છો અને હજુ ઉચ્ચતર થવાના છો. તમારુ જીવન તો સમાજના દરેક માણસ માટે અનુકરણીય બનશે.

બહુ પ્રશંસા કહેતા રહીએ નહિંતર અહંકારી થઈ જઇશું.

બિનઅધિકારીઓ—અજ્ઞાનીઓ માટે એ સાચું છે. તમે તો જ્ઞાની સમજુ છો તમે અહંકારથી પર રહેવાના છો એમ તમારા જીવનના ગ્રહો ખાત્રી આપે છે.

તમારી શુભાશિષ ફળો એમ ઇચ્છીએ છીએ.

ત્યાં તો હજુ ચાની તાસ (ટ્રે) લાવ્યો. વચ્ચે મોટું સંકેલાઇ જતું ટેબલ લાવીને ખોલીને ગોઠવી દીધું બધાની સામે ચાના કપ રકાબી મૂકી દીધા; શાંતા નાસ્તાની રકાબીઓ-લાવી તે પણ દરેકની સામે એકેક મૂકી દીધી.

સુલેખાએ પોતાના માટેની નાસ્તાની રકાબી આઘી મૂકતાં કહ્યું,

ડૉક્ટર સાહેબ, અત્યારે તો હું એકલી ચા જ લઉં છું રાત્રે ભૂખ લાગશે ત્યારે જમીંએ ઠીક કે નહિ ?

મને તો લાગે છે, બહેન, કે તમે તદ્દન સાજા માણસની માફક જ વર્તી શકો છો છતાં સંભાળની ખાતર રાત્રે દાળભાત કે એવું હલકું ભોજન લેજો કાલથી તો રોજનો ચાલુ ખોરાક લઈ શકશો

આ નાસ્તો પતી ગયા મુખવાસ અપાઈ ગયા પછી સુનેત્રાએ શરૂ કર્યું

બરાબર ચાર વાગ્યે હું ભાનમાં આવી ત્યારે મારા કાનમાં અવાજ આવ્યો કે હૃદયમા આભાસ થયો એ હું સમજી શકી નહિ પણ મને નીચે પ્રમાણે કહેવામા આવ્યું હોય એમ હું સમજી ગઈ

તારા અશુભ પૂર્વકર્મનું ફળ ભોગવવાનો કાળ ચાર વાગે અત્યારે પૂરો થયો છે ત્રણ મહિના તું બેભાન હતી તારા કર્મ પ્રમાણે ત્રણ મહિના તારે મૃત્યુ પામેલી જેવી સ્થિતિમાં રહેવાનું હતું તારા શરીરમાં જ તું રહે તો તો અનિષ્ટ થવાનો સંભવ હતો તેથી મેં તને તારા સૂક્ષ્મશરીર સાથે સુરક્ષિત સ્થળે રાખી હતી અને તારા સ્થૂળ શરીરની બરાબર કાળજી રાખવામાં આવી હતી હવે તને તારા શરીરમાં મૂકી દઉં છું પણ તે પહેલાં તને તારો પૂર્વભવ બતાવી દઉં છું કારણ તેમ કરવા હું વચનથી બંધાઈ ગયો છું

તે પછી પૂર્વભવનાં દૃશ્યો મેં જોયાં તે હવે વર્ણવું છું

## બીજો ભાગ સમાપ્ત



સિદ્ધશીલા

આદર્શ ગૃહસ્થ જીવન

# સમાન હક

લેખક—શ્રી નગીનદાસ ગિરધરલાલ શેઠ

ભાગ ૩ જો

પ્રવીણ
વત્સલા
સુલેખા
નો
પૂર્વ વૃત્તાંત

# સુલેખાનો વૃત્તાંત

વત્સલા બહેનને મેં મોટા બહેન કહ્યાં તેથી તે વિચારમાં પડી ગયા છે અત્યારના હિસાબે વાત પણ સાચી છે કે હું તેમનાં કરતાં ઉમરે મોટી છું તેમજ લગ્નના હિસાબે પણ મોટી છું. આજના હિસાબે એ ખરૂં છે પણ હું તો અમારા પૂર્વ જન્મના હિસાબે કહું છું કે વત્સલા બહેન મારાથી મોટા છે એટલુંજ નહિ પણ તેમણે મારા ઉપર ઘણા ઉપકારો કર્યા છે. હું તેમની ઋણી છું.

અમારા ગત ભવમાં વત્સલા બહેન તથા હું—અમે બંને આજ પ્રાણનાથની પત્નિઓ હતાં. વત્સલા બહેન મોટા હતા. મારી પહેલાં પરણેલા હતા અને ઉમરમાં પણ મોટા હતા. એટલે હું તેમને મારાથી મોટા ગણું છું ને ગણીશ.

મને તો કાંઈ ખબર નથી.

તમને થોડી વારમાંજ બધું યાદ આવી જશે.

વત્સલા બહેન તેમના તેરમા વર્ષની શરૂઆતમાંજ પરણેલાં.

તે વખતે પ્રાણનાથની ઉમર પણ નાની. લગભગ સાડાપંદર વર્ષની. હજુ છઠ્ઠી અંગ્રેજી ભણતા હતા. પણ બંનેના શરીર એવાં સારાં તંદુરસ્ત કે આજના હિસાબે કહું તો આજની વીશ વર્ષની કન્યા કે સ્ત્રી જેવાં વત્સલા બહેન લાગતાં. અને પ્રાણનાથ પણ આજના ૨૨–૨૫ વર્ષના યુવાન જેવા લાગતા તે વખતે આપણા સમાજમાં એટલી નાની ઉમરે લગ્ન થતા તેમ બંનેની તદુરસ્તી પ્રમાણે બંનેના માબાપોને કાંઈ અયોગ્ય નહોતું લાગ્યુ.

. વત્સલા બહેનનું હૃદય ઘણુંજ કોમળ બીજાનુ સહેજ પણ દુઃખ જોઈ એમનું હૃદય દ્રવી પડતું. છતા મનથી એટલાજ મજબૂત ગમે તેવા દુ.ખમાં પણ હતાશ ન થાય મનને દુઃખ ન લગાડે પણ સમભાવથી સહન કરે એવી મજબૂતાઈ અને એવી કોમળતાનો સુમેળ ભાગ્યેજ દેખાય છે એવા સુમેળવાળા વત્સલા બહેન વિરલ ભાગ્યશાળી હતા

પરણ્યા દશ વર્ષ થઈ ગયા છતાં વત્સલા બહેનને કાંઈ સંતાન થયુ નહિ પણ તેનું તેમને દુ ખ નહોતું બીજાઓના– પાડોશીઓનાં, સગાસંબંધીઓનાં છોકરાઓના કજીઆ જોઈ તોફાન જોઈ, ખોટાં વર્તન જોઈ વત્સલા બહેન ત્રાસી જતાં એ બોલી ઊઠતાં કે આ છોકરાઓને એટલી પણ સમજ નથી કે તેમનાં તોફાનથી ત્રાસથી તેમનાં માબાપોને કેટલું દુઃખ થતું હશે! તેમનાથી બીજાનો ત્રાસ, બીજાનું દુઃખ જોઈ શકાતુ નહિ તેથી વિચારતાં કે મારાથી તો આવો ત્રાસ સહન થઈ શકે નહિ, એવા ત્રાસ કરતાં બહેતર છે, કે ભલે હું નિ.સંતાન રહું.

. એથી એમ નહોતું કે એમનામાં માતૃપ્રેમ , નહોતો. એ તો પ્રેમના ભંડારરૂપજ હતા અને એમનો એવો પ્રબળ પ્રેમ એકાદ સંતાનમાંજ લુપાઈ જવા તૈયાર નહોતો. એ તો ગામનાંજ નહિ

પણ જગતનાં બધાં છોકરાંઓને સરખી રીતે ચાહતાં. એ જગતમાતા હતા એમ કહું તોપણ ખોટું નથી.

પ્રાણનાથ એમની ભાવના પૂરેપૂરી સમજતા. એમની પોતાની ભાવના પણ એવીજ હતી કે સંતાન હોય તો તે માબાપનું નામ ઉજાળે તેવુંજ જોઇએ. નહિતર નિઃસંતાન હોવું એ કાંઇ ખરાબ નથી. વળી એવી પણ એમની માન્યતા હતી કે ખરાબ પ્રજાથી સમાજ નીતિરીતિમાં ઉતરતો જાય. માટે સમાજમાં ખરાબ પ્રજા પાકવી ન જોઇએ. સમાજમાં સારી પ્રજાનોજ- ઉમેરો થવો જોઇએ.

આમ બંનેના વિચાર એક હતા. અને પરણ્યા ત્યારથીજ બંનેમાં સ્નેહ તો એટલો બધો જામેલો કે બંનેને એકાદ દિવસ પણ, કોઇપણ પ્રસંગે મનદુઃખ થયેલું નહિ. માબાપનો સ્નેહ પણ એવોજ હતો. એમ દશ વર્ષ તો તેમના આનંદમાં વીતી ગયા.

પણ પછી સાસુસસરાને ચિંતા થવા માંડી. તેઓ જુના જમાનાના રૂઢીચુસ્ત હોઇ તેમને એક વાતનું દુઃખ થવા માંડયું કે તેમનો વંશ નિર્મૂળ થવો ન જોઇએ. છતાં હજુ દિકરા વહુની ઉમર નાની છે. એક બે વર્ષમાં જરૂર છોકરૂં થશે. ઘણાંને મોડા મોડા છોકરૂં થાય છે તેમ વહુને પણ મોડું થશે એમ આશ્વાસન લઇ સાસુસસરાએ બીજા ત્રણેક વર્ષ કાઢી નાખ્યા.

હવે વત્સલા બહેનની ઉમર લગભગ ત્રીશ વર્ષની થઇ ગઇ હતી. તેથી સાસુસસરાએ પ્રાણનાથને સમજાવવાનું શરૂ કર્યું કે હવે વહુને સંતાન થાય તેમ નથી માટે તેણે બીજી પત્નિ કરવી. પ્રાણનાથને તો એ આઘાત સમાન હતું. એમણે એમના બંનેના પ્રેમની, ભાવનાની ખરી વાત કહી નાખી. પણ માબાપને વંશ રાખવાની એટલી લગની લાગેલી કે તેઓ કોઇ દલીલ કબુલ કરે

તેમ નહોતા છતાં પ્રાણનાથે કહી દીધું કે તેઓ એમની પત્નિના પ્રેમને કોઈ રીતે તરછોડશે નહિ.

સાસુ સસરાએ બીજો એક પ્રયત્ન કર્યો એક દિવસ એમના મિત્ર જેશંકર જોષી મળવા આવ્યા, તેમને તેમણે તેમના દુ:ખની વાત કહી. જોષીએ બન્ને કુંડલી જોવા માગી કુંડલી જોઈ કહ્યું કે વહુને સંતાન થાય તેમ છે જ નહિ એટલે ફરી પ્રાણનાથને બોલાવ્યા જોષીની વાત કરી તેમણે કહ્યું કે એને સંતાન થાય તેમ નથી તેમજ મને પણ સંતાન થાય તેમ નથી જોષી મહારાજ એમ હારે તેવા નહોતા તેમણે કહ્યું કે બીજી કરો તો જરૂર થાય પણ મારે બીજી પત્નિનો યોગ જ નથી તેમણે કહ્યું કે યોગ તો છે, એ તમારા નિર્ણય ઉપર આધાર રાખે છે પ્રાણનાથે તો ફરી પોતાનો એજ નિર્ણય કહી દીધો

આ વખતે વત્સલાએ પોતાનું માથુ કોચ ઉપર પછવાડે ઢાળી દીધુ તે તરફ પ્રવીણનું ધ્યાન જતા ઇશારાથીજ સુલેખાને બોલતી અટકાવી એકાદ મિનિટ શાંતિથી પસાર થઈ ગઈ ત્યા વત્સલાએ માથુ ઊંચુ કર્યું ને બોલી

હવે મને બધુ યાદ આવી ગયુ મારૂં નામ સુધા હતુ ખરૂં કે નહિ?

હા

ખરેખર, કુદરતનો જોગ પણ કેવો છે, જાણે કે એટલા માટે જ અહિંઆ પણ હું મોટી સુધા બની ગઇ છુ હું પરણીને આવી ત્યારથી બા તો મને વત્સલાને બદલે મોટી સુધા કહીને જ બોલાવે છે.

ત્યારે હવે પછીની વાત તમે કહો

ભલે જેવી તમારી મરજી

ના, તારી મરજી એમ કહો.

બહેન, તમે ખોટી જીદ્દ કરો છો. આપણા વહેવાર પ્રમાણે મારે તમારું માન જાળવવું જોઈએ.

મારું મન તો તમારા પ્રેમમાં છે અને આપણો વહેવાર તો આપણે પહેલા મળ્યાં ત્યારથી શરૂ થયો ગણાય અને એ વહેવાર પ્રમાણે તમારે મને તું જ કહેવું જોઈએ. માટે હવેથી મને તમે "તું" જ કહેજો.

તમે બંને વિવેકમાં એકબીજાથી ચડો તેમ છો. માટે વત્સલા તું, તમેનો નિર્ણય આપણે પછી કરીશું. હમણાં તો તું સુધા તરીકે વાત કરવાની છો. અને સુધા મોટી હતી. માટે હમણાં તો સુલેખાને તું, તું કહીને બોલાવે તો તેમાં કાંઈ ખોટું નથી.

– પ્રાણનાથનો નિર્ણય શિરોમાન્ય.



## ૨

# સુધાનો વૃત્તાંત

પ્રાણનાથના બીજા લગ્ન નહિ કરવાના નિશ્ચયથી મારા માસુ શ્વસરા સહુ દિલગીર રહેવા લાગ્યા તેમના મનનું દુઃખ મારાથી સહન થયું નહિ મેં વિચાર્યું કે મારા સિવાય મારા પ્રાણનાથને કોઈ બીજુ સમજાવી શકશે નહિ તેથી મેં જ તેમને સમજાવવા મનમાં નક્કી કર્યું તેજ રાત્રે સમજાવટ શરૂ કરી.

પત્નિઘેલા થઈ પુરુષો માબાપને પણ ભૂલી જતા હશે?

તું શું કહેવા માગે છે? હું મારા માબાપને ક્યારે ભૂલ્યો?

બા, બાપુજીના તમારા ઉપરના ઉપકાર યાદ છે?

કેમ નહિ મેટ્રીક પાસ થયા પછી મારે દશપંદર રૂપીઆના પગારની નોકરી શોધવાનો જ વખત આવ્યો હતો ત્યારે બા બાપુજીએજ મદદ કરી હતી બાપુજીને હું નોકરી કરું તે પસંદ નહોતું. પણ પાસે, નાણા નહોતાં કે કોઈ ધંધો કરુ ત્યારે બાએ પોતાનાં ઘરેણાં વેચી તેનાં નાણાથી દુકાન કરવાનું કહેલું.

એ ઉપકારનો બદલો વાળવાનો હોય કે નહિ?

પણ એ બદલો શી રીતે વાળી શકાય. દુકાન હું બાપુજીની જ સમજું છું મારી નહિ.

એ તો તમે એકલા જ વારસદાર છો પછી શામાટે ખોટી ચિંતા કરો.

ત્યારે તને મારી લાગણીની કાંઈ કિંમત જ નથી ને ?

લુખી લાગણીની કિંમત ન હોય. લાગણી વર્તનમાં મૂકાય ત્યારેજ તેની કિંમત ગણાય.

તને મારા વર્તનમાં શી ખામી દેખાણી ?

તમને માબાપની લાગણીની દરકાર જ ક્યાં છે ?

હવે સમજ્યો, તું શું કહેવા માગે છે તે. ત્યારે હવે તું જ કહેને કે બધી લાગણીઓ સાચી જ હોય છે ?

આ લાગણીમાં ખોટું વ શું છે ?

ખોટું, તો ઘણું તારો પણ ઉપકાર છે, બાએ ઘરેણાં કાઢી આપેલાં તેમ તેં પણ તારાં બધાં ઘરેણાં મારે હવાલે કરી દીધેલાં તે યાદ છે ને ?

તેમાં મેં ક્યાં નવાઈ કરી હતી ?

નવાઈની વાત નથી કરતો. ઉપકારની વાત કરૂ છું. પાંચ પાંચ વરસ સુધી તું એક પણ ઘરેણાં વિના ફરી હતી. હજી તો યુવાનીમાં પગલાં માંડતી હતી, ત્યારે ઘરેણાં વિના પૈસાદાર સગાસબંધીઓમા તેમ જ સખીઓમાં તુ ફરી હતી. તે વખતે તને કેટલો ક્ષોભ થયો હશે તે હુ સમજી શકું છુ છતાં તેં કદી મનમાં જરાય ઓછુ આણ્યું નથી. જરાય દિલગીર થઈ નથી અને ઉલટું હમેશ પ્રોત્સાહન આપતી રહી છે.

સાદાઈમાં જ ખરો આનંદ છે.

તેથી કાંઈ હું તારો ઉપકાર અને તારો પ્રેમ ભૂલી શકુ તેમ નથી

તમે ભૂલો એમ નથી એ વિશ્વાસથીજ હું વાત કરું છુ.

શી વાત કરે છે?

તમે બીજીવાર-લગ્ન કરો.

અને સ્વાર્થી-નીચ બનો.

નહિ, તમારી ફરજ બજાવો.

પુરુષને માબાપ તરફ ફરજ હોય છે તેમ પત્નિ તરફ પણ હોય છે. પત્નિનો ઉપકાર-પ્રેમ તરછોડીને માબાપની ખોટી ભક્તિ મારાથી થઈ શકે તેમ નથી.

પણ મારી લાગણીની યે તમને કયા દરકાર છે?

મારી ભૂલ થઇ હોય તો જલદી કહે. હું માફી માગવા તૈયાર છુ.

માફી નથી જોઇતી. ભૂલ સુધારો.

શી ભૂલ.

બા-બાપુજીના દુઃખથી હું બહુ દુઃખી થઈ રહી છુ. તમને ખબર છે કે મારાથી કોઇનું દુઃખ જોઇ શકાતું નથી. ત્યારે ઘરમાંજ ઉપકારી બા, બાપુજી દુઃખી હોય એ મારાથી કેમ સહન થાય?

મારાથી તને એક ક્ષણ પણ દુઃખી જોઇ શકાય તેમ નથી. તારૂં સુખ એજ મારૂં સુખ છે તને સુખી કરવા તું કહે તે કરવા તૈયાર છુ

તો બીજીવાર લગ્ન કરવાનું વચન આપો.

પણ તું એમા બહુ જોખમ ખેડે છે. આ વાતમાં બા, બાપુજીની લાગણીનો જ ખ્યાલ કરવાનો નથી. આપણા સુખનો, આપણી આખી જિંદગીનો સવાલ છે.

આપણી જિંદગી સુખમય જ જવાની

એવો આશાવાદ ન રાખીએ. બીજી સ્ત્રી કેવા સ્વભાવની હશે તે શું ખબર પડે રોજના કજીઆ થાય તારો ભોગ દેવાય એનો પણ ખ્યાલ કરવો જોઇએ

એક હાથે તાલી પડે જ નહિ આપણે કજીઓ કરીએ નહિ તો પછી કજીઓ થાય જ નહિ અને બીજા સુખ પાછે માગે ભોગ તો ન જ હવો છે

તું કેટલી બધી બુદ્ધિશાળી છે! તું કેવી ત્યાગી છે! તારી સમીપમાં કજીઆ દુ:ખ આવી શકે જ નહિ. તારી ઇચ્છા મારે મન આજ્ઞા સમાન છે

તો વચન આપો છો ને?

એક શરતે

શી?

મારાથી પક્ષપાત નહિ થઇ શકે તારો ભોગ પણ નહિ લઇ શકાય વધારેમાં વધારે એટલું કરી શકું કે બંને પત્નિઓને એકસરખી રીતે રાખી શકું

એ રીતે તો રહુંલને!

બીજી એક શરત છે.

હજી શું બાકી રહ્યું છે? બોલી નાખો

બીજી સ્ત્રી તારે પસંદ કરવી

કારણ!

હું આવી બુદ્ધિશાળી કારણ ન સમજે?

નથી સમજી.

તું પસંદ કરે એટલે પહેલેથી તું મારી શરત, મારી ઇચ્છા, એ પસંદ થનાર વ્યક્તિને કહી શકે. અને એ માન્ય થયા પછી આપણા સંસારમાં મનદુઃખ થવાનો સંભવ ન રહે.

તમારી અગમ બુદ્ધિ માટે મારા ધન્યવાદ. તમારી આજ્ઞા મુજબ જ હું કરીશ.

આ પ્રમાણે પ્રાણનાથની મંજુરી લીધી બીજે દિવસે સાસુ સસરાને વાત કરી. તેઓ સંતોષ પામ્યા. ઘરમાં ફરીથી આનંદમય વાતાવરણ હતું તેવુ થઈ ગયું.

હવે કન્યાની શોધ કરવા લાગ્યા. પણ એકે ઠેકાણું પસંદ આવતું નહિ. આ શોધમાંય ઘણો વખત નીકળી ગયો સાસુ સસરા હવે અધીરા થતા જતા હતા. અને ગમે તે કન્યા સાથે સગપણ કરી નાંખવાની હઠ પકડી બેઠા પાછી હું મુંઝવણમાં આવી પડી.

રીપોર્ટરો-ખબરપત્રીઓ ટાચણ કરવામાં, સાંભળેલું લખી લેવામાં મશગુલ હતા. બીજાઓ સાંભળવામાં મશગુલ હતા. એટલે પ્રવીણ તરફ કોઈનું ધ્યાન નહોતું. પણ વત્સલાને જ પ્રવીણ તરફ જોવાનું મન થયુ હોય કે અમથું જ કુદરતી રીતે પ્રવીણ તરફ જોવાઈ ગયું હોય. ગમે તેમ પણ વત્સલાએ પ્રવીણને ગાઢ ઊંઘમાં હોય તેમ કોચમા માથું ઢાળીને બેઠેલો જોયો એટલે બોલતી બંધ થઈ ગઈ.

જગતારમાં જ પ્રવીણ જાગૃત થયો અને બોલ્યો

હ હવે મને પણ બધુ યાદ આવી ગયુ આપણે કાઠિયાવાડમાં અમરાપરમા રહેતા હતા. ને મારું પહેલુ નામ પ્રાણલાલ હતું.

બરાબર. હવે બાકીનું તમે જ કહો

એટલુ બધુ મારાથી નહિ બોલાય. તું જાણે છે કે તમે બંનેના જેટલો બોલવામાં હું કુશળ નથી. ઝાઝું બોલવુ એ મારા

હટાણું કરવા આવેલા ગામડામાં ન મળે તે અમારા શહેરની બજારમાંથી ખરીદી જાય તેને એ લોકો હટાણું કહે એક દુકાને ખરીદી કરતાં કાંઈક વાત નીકળતાં બાઈથી દિલની વરાળ બહાર કઢાઈ ગઈ કે ઘણી માનતાઓ કરી પણ છોકરું થતું નથી એ દુકાનદાર મારા રાયચંદ કાકાનો દ્વેષી હતો. કારણ એને ધર્મિષ્ઠપણું પસંદ નહોતું તેણે ગંભીરતાથી 'બાઈને' કહ્યું

બાઈ તેં રાયચંદ શેઠની માનતા નહિ કરી હોય એણે તો ઘણાને ઘેર પારણા બંધાવ્યાં છે.

ના, બાઈ, મને તો ખબરજ નથી.

એટલેજ તમારે છોકરું નથી થયું

"તો અત્યારેજ હું તો માનતા માનું છુ હે, રાયચંદ શેઠ દેવ. મને દિકરો થશે તો સવા મહિનાનો થશે કે તરત તેને હું તમારી પાસે પગે લગાડી જઈશ અને જોડ નાળીએર વધેરી, સવા પાશેર સાકર તમારી પાસે મૂકીશ.

દુકાનદારે તો મશ્કરી કરેલ પણ યોગાનુયોગ બનવાનું કે બાઈને તે દિવસેજ ગર્ભ રહ્યો સવા નવ મહિને દિકરો આવ્યો. સવા મહિનાનો દિકરો થયો કે તે તો દિકરાને તેડીને અમરાપર આવીને રાયચંદ શેઠનું મંદિર ક્યાં તેની તપાસ કરવા માંડી જેને પૂછે એ કોઈ સમજે નહિ બિચારીને એને ક્યાં ખબર હતી કે રાયચંદ શેઠનું મંદિર હતું જ નહિ

કોઈએ જવાબ ન આપ્યો ત્યારે બાઈએ માન્યુ કે હવે શહેરના માણસો અભિમાની થઈ ગયા છે પછી વિચાર્યું કે બીજુ કોઈ નહિ તો પેલો દુકાનદાર તો મંદિર જરૂર બતાવશે કારણ બાધા પણ એણેજ રખાવેલી ને? દુકાનદારે પૂછ્યું એટલે તેણે ગંધી અમારી દુકાન-રાયચંદ કાકાની દુકાન બતાવી

દુકાન જોઈને બાઈ વિચારમાં પડી ગઈ કે મંદિર ક્યાં છે? એટલે તેણે રાયચંદ કાકાને જ પૂછ્યું.

ભાઈ રાયચંદ શેઠનું મંદિર ક્યાં આવ્યું?

શું કામ છે?

મેં માનતા માનેલી તે પૂરી કરવા આવી છું.

માનતા માનવાનું કોણે બતાવેલું?

સામેવાળા દુકાનદારે. આંગળી ચીંધીને દુકાન બતાવી.

રાયચંદ શેઠ દુકાનદારનું ટીખળ સમજી ગયા. બાઈને કહ્યું.

ભાઈ રાયચંદ શેઠ હું પોતે. મારૂં મંદિર એ આ દુકાન. તારી માનતા પૂરી કર.

બાઈએ છોકરાને તો રાયચંદ શેઠના પગ પાસે સુવાડી પગે લગાડ્યો, સાકરનું પડીકું સામે મૂક્યું હવે નાળીએર કેવી રીતે વધેરવા તેની બાઈને વિમાસણ થઈ પડી. કાકાએ કહ્યું. કાંઈ નહિ. તું અહિં નાળીએર મૂક બાઈએ નાળીએર મોઢા આગળ મૂક્યાં. કાકાએ બંને નાળીએરને પોતાની ટચલી આંગળી લગાડી કે ફડાક કરતાં બંને નાળીએર આપોઆપ ફુટી ગયાં.

દુકાનદારે તો ધારેલું કે ઠીક ટીખળ જોવા મળશે ને રાયચંદ શેઠના ધર્મનું પોગળ ખુલ્લું થશે. એટલે એણે તો આજુબાજુના ઘણા માણસોને બોલાવી સામે ટીખળ જોવા ઉભા રાખેલા. પણ જ્યારે નાળીએર આપોઆપ ફુટતાં જોયાં ત્યારે તો બધાયનું ટીખળ ચરમ તથા આશ્ચર્યમાં ફેરવાઈ ગયું ને તે દિવસથી રાયચંદ કાકાની માનતા ચાલુ થઈ ગઈ.

ત્યારે, પ્રવીણ શેઠ, એ રાયચંદ કાકાએ તમને કેમ દિકરો ન આપ્યો! એક રીપોર્ટરે પૂછ્યું.

અમારા નસીબ-જોગે મારી બા, મામાને ત્યાં લગ્ન ઉપર ગયેલા ત્યારે પહેરવા માટે ઘરેણાં લઈ ગયેલા તેથી તે ઘરેણાં બચી ગયા.

તમારી પત્નિ પાસે ઘરેણાં હતાં તે પણ તમારા બચેલા ઘરેણામાંથી જ બનાવેલા હશે?

ના એ તો મારા સસરાના ઘરના ઘરેણાં હતાં.

ત્યારે તો તમારા સસરા ઘણા પૈસાદાર હતા.

હા મારૂં સગપણ તો હું ચારેક વર્ષનો હતો ત્યારે થઈ ગયેલું. તે વખતે ઉપરનો બનાવ બનેલો નહિ. તેથી મારો સબંધ પૈસાદાર કુટુંબમાં બંધાય તે સ્વાભાવિક હતું તે વખતે સગપણો બહુ નાની ઉમરમાં થતાં. એક મારી માસીનું સગપણ તો તે ૭ માસના ઘોડીઆમાં રમતા હતા ત્યારે થયેલું

છતાં ય એવા સગપણો-સંબંધો સુખી નીવડતા ને?

ના, ના, એવું કાંઈ નહિ. ખરી વાત તો એ કે તે વખતના માણસોમાં ધર્મભાવના બહુ સારી હતી. તેઓ સંતોષ અને પ્રેમથી ભરેલા હતા આજની જેમ તેઓ સ્વાર્થ ને વિલાસનાં પુતળાં નહોતા આ મારી માસીનો જ દાખલો ૭ મહિનાના હતા ને સગપણ કરેલું. જેની સાથે સગપણ થયેલું એ છોકરો મોટો થતાં અરધા ગાંડા જેવો નીવડ્યો. બુદ્ધિ જરાય નહિ. કાંઈ ભણી શક્યો નહિ કોઈ જાતની-આવડત નહિ. આજના વખતમાં આવું બને તો તરત જ સગપણ ફોક કરી લેવાય. ત્યારે મારી માસીનું સગપણ કાયમ રહેલું મારા દાદાએ માન્યું કે દિકરીના નશીબમાં એવું હશે, હવે કાંઈ વચન ફેરવાય નહિ. માસીએ પણ એમ જ માન્યું કે સગપણ એક જ વખત થાય. નશીબમાં હોય તેવુંજ મળે. અને એ રીતે આખી જીંદગી ખુબ સહનશીલતાથી અને શાંતિથી

ગાળી. આખું જીવન સંતોષથી ગાંડા પતિ સાથે ગાળ્યું. આવી ધર્મભાવના, આવું તપ અત્યારે ક્યાં છે ?

ખરૂં છે જમાનો જ ફરી ગયો છે. ભોટુભાઇએ કહ્યું.

આપણા આચાર વિચાર જ ફરી ગયા છે. જીતુ શાહે કહ્યું.

તમે તો, પ્રવીણ શેઠ, તે ભવમાંય ભાગ્યશાળી હતા કે સુધા બ્હેનનો પ્રેમ મળ્યો હતો.

હા. અમે બંને તો પૂરા ભાગ્યશાળી હતા. વળી અમે બંને નાનપણથી જ સાથે રહેલાં. સાથે ભણેલાં. ને તદ્દન નજીક બાજુ બાજુમાં રહેતા. મારા ઘરથી સુધાના બાપને ત્યાં જતાં એક મિનિટ લાગે. અમે નાનાં બાળક સગપણ શું એ સમજીએ નહિ. અને અમારા માબાપે પણ તેટલા માટે જ જાણી કરીને અમને કહેલું જ નહિ કે અમારૂં સગપણ થયેલું છે. તેથી અમો તો પાડોશી તરીકે જ રમતાં ને ભણતાં. સુધા ઘણીવાર મારે ત્યાં શીખવા આવે, વાર તહેવારે સુધા અમારે ત્યાં જમવાની હોય પણ અમને ખબર નહિ કે સુધા સગપણને લીધે જમવા આવે છે.

એથી અમે છૂટથી વાત કરતાં. સગપણની ખબર હોત તો શરમથી બોલાત નહિ. ને આમળથી અમારાં મન મળ્યાં ન હોત. પણ અમારા માબાપે અગમચેતી વાપરીને અમને અજ્ઞાન રાખેલા. આડોશીપાડોશીઓ ઘણીવાર મશ્કરી કરતા પણ અમે એમ જ સમજતા કે એ તો ખોટી મશ્કરી કરે છે.

## ૪

# પ્રાણલાલનું સુધા સાથે લગ્ન

આ રીતે અમારે નાનપણમાં છુટથી સાથે હળવામળવાનું, રમવા ભણવાનું થયેલું તેથી અમને ઘણો જ ફાયદો થયેલો. અમારામાં ખરો પ્રેમ જાગ્યો અને તેથી એ વાત ઉપર મુખ્ય અસર થઈ.

અમારા આખા કાઠિયાવાડમાં સ્ત્રીઓમાં લાજ કાઢવાનો સખત રિવાજ મને એ રિવાજ પસંદ નહિ, પણ મારે તે સામે ઝાઝી ઝુમેશ ચલાવવી પડેલ નહિ.

તમને કેમ લાજ કાઢવાનો રિવાજ પસંદ નહોતો ? ઇન્દુ મામીએ પૂછ્યું

મેં તે વખતે એના બે કારણો વિચારેલા–(૧) સામાજીક, (૨) ઐતિહાસિક, સામાજીક કારણ એ હતું કે લાજ કાઢવાથી ઘણું કેદી જેવી બની જતી એક તો અમારા ગામમા સાસુવહુના ઝઘડા ઠેકાણે ઠેકાણે, દરેક ઘરમા કહું તો ચાલે, અને એ ઝઘડા વધતા એનું કારણ એ કે વહુને બચાવ કરવાની છુટ નહિ સાસુ વહુના સામે ખોટી ખોટી ફરિયાદો વહુના સાસરા પાસે કરે પણ વહુ તો લાજ કાઢે એટલે સાચી વાત કહી શકે નહિ તેથી બચાવ કરી શકે નહિ. આવી રીતે વહુઓને ખમવુ પડે તે મેં કેટલેક ઠેકાણે જોયેલું.

રાત્રે ઘરનાં બધાં માણસો ભેગાં થઈને બેઠાં હોય અને

કુટુંબની, સમાજની, ધર્મની વગેરે જુદી જુદી વાતો પ્રસંગાનુસાર કરતાં હોય. પણ વહુ તો કેદીની માફક રસોડામાં ભરાઇ રહે તેનાથી બધાની ભેગા બેસાય નહિ કે ચર્ચામાં ભાગ લેવાય નહિ પછી વહુની બુદ્ધિ કેમ ખીલે! વહુનો અનુભવ કેમ વધે!

અને ઐતિહાસિક રીતે તો તમે પણ જાણો છો કે લાજનો રિવાજ આપણા હિંદુઓમાં ને જૈનોમાં પણ પહેલેથી નહોતો એ રિવાજ તો મુસલમાનોએ હિંદુસ્તાન જીત્યા પછી શરૂ થયો. અથવા શરૂ કરવો પડ્યો. મુસલમાનો એવા જુલ્મી કે તેઓ સારી હિંદુ સ્ત્રી દેખે કે તેને તરત ઉપાડી જતા માટે મુસલમાનોથી બચવાને માટે ઘરમાંથી બહાર નીકળતી વખતે લાજ કાઢીને મોઢું છુપાવીને હિંદુ સ્ત્રીને બહાર નીકળવું પડતું કે જેથી કોઇ મુસલમાનની નજરે ન ચડે અત્યારે હવે એ ડર જતો રહ્યો છે તો એ રિવાજ પણ જતો રહેવો જ જોઇએ.

તો શું તમારા લગ્ન પછી તમારા માતાપિતા સુધાને લાજ કઢાવવા ઇચ્છતા હતા? ઇન્દુ મામીએ ફરી પૂછ્યું

હા એમને એમ કે લગ્ન પછી આવેલો આવતો રિવાજ અનુસરવો જોઇએ નહિતર એમની વડિલોની આમન્યા ન રાખી એમ કહેવાય.

ત્યારે પછી તમે શું કર્યું?

મેં મારા માતાપિતાને આ રિવાજ ખોટો છે એ મેં પહેલાં કહ્યું તે પ્રમાણે દાખલા દલીલથી સમજાવ્યું ને સુધાએ કહ્યું કે નાનપણથી હું તો અહિં રોજ આવું છું. આટલા વર્ષો સુધી તમે જ મને લાજ નહોતી કઢાવી ને હવે લાજ કાઢવાનું કહો તે કેટલું બેહુદુ લાગે?

સુધા પણ હિંમતવાન તો ખરી. ઇન્દુ મામીએ કહ્યું પ્રેમને સુધા બાબતની આ વાતોથી બહુ આનંદ થયો હોય એમ જણાયું.

એનાથી પણ મોટી હિંમતની વાત તો હજી હવે આવે છે.

એ શું?

સુધાએ મારું નામ બદલી નાખ્યું હતું

શું નામ રાખ્યું હતું?

પ્રાણલાલને બદલે પ્રાણનાથ.

એમાં શું એ તો બધી સ્ત્રીઓ બોલે

છતાં સુધાની વિશેષતા હતી લગ્ન પહેલાં સગપણ સબધની ખબર નહિ એટલે સુધા મને હમેશાં પ્રાણલાલ કહીને બોલાવતી. પરણીને આવતા પહેલી રાત્રે જ અમારા ઓરડામા આવતાંની સાથે જ મારી પાસે નમીને કહ્યું કે —

પ્રાણનાથ, પ્રણામ

મારું નામ તો પ્રાણલાલ છે

પણ હવે પ્રાણનાથ થયા

કેવી રીતે?

એટલું ય નથી સમજતા!

સમજ્યો નહિ માટે તો પૂછું છું

જુઓ ધર્મ પમાડે તે નાથ ખરા કે નહિ

હા આપણે ભગવાનને નાથ કહીએ જ છીએ

તો તમે મને ધર્મ પમાડ્યો છે માટે મારા નાથ થયા છો

મેં વળી તને ક્યારે ધર્મ પમાડ્યો?

કેમ ભૂલી ગયા? મારા માબાપે મને જૈનશાળામા જવા ઘણું કહેતું પણ મારી રમતિયાળ પ્રકૃતિને લઈ હું જઈ શકતી નહોતી

એક દિવસ તમે જૈનશાળાનો જ કાંઈક પાઠ કરતા હતા ત્યારે હું તમારી પાસે આવેલી. ત્યારે તમારા પાઠની વાત થઈ. તમે મને તમે જે શીખેલા તે બધું સમજાવ્યું ને પછી મને જૈનશાળામાં જતી ને ધર્મનું ભણવામાં રસ લેતી કરી. એ રીતે તમે મને ધર્મ પમાડ્યો હતો.

એ તો બહુ જુની વાત. એની પછી તો ઘણા વર્ષ સુધી હું પ્રાણલાલ જ રહ્યો છું.

કારણ કે ત્યા સુધી મને પ્રાણનાથ કહેવાનો અધિકાર તમે આપ્યો નહોતો અધિકાર તો પહેલો મને આજે જ મળે છે એટલે આજે પ્રાણનાથ કહું છુ.

એમ કહેને કે વાર્તાઓ વાંચીને પ્રાણનાથ શબ્દ શીખી આવી છો.

વાર્તાઓ મેં હજુ વાંચી છે જ ક્યાં ?

ધર્મની વાર્તાઓ તો ઘણી વાંચી છે.

હા, તો હું ધર્મની રીતે જ પ્રાણનાથ કહું છુ મને ધર્મ પમાડનાર તમે મારા નાથ છો તેમ જ મારા પતિ છો માટે મારા પ્રાણના પણ નાથ છો માટે પ્રાણનાથ શબ્દ હું કાંઈ ખોટો નથી બોલી

પણ એવો નાથ થવાની મારી લાયકાત જ ક્યા છે.

મારા કરતાં હુશીઆર છો માટે લાયકાત છે જ

તારા કરતાં હુશીઆર નથી. માટે તો તારી સાથે ચર્ચામાં હમેશ હું હરતો રહ્યો છુ ને આજે પણ હારૂં છુ

તમારે તો જીતીને હારવાનો ડોળ કરવો છે.

મેં શું ડોળ કર્યો ?

માઈ હૃદય જીતી લીધું પછી હારવાનું રહ્યું છે જ ક્યાં?

એ તો તું જાણે પણ તારી સાથે ચર્ચામાં હું ફાવનો નથી. એ ચોક્કસ સાથે એટલું ય ખરૂં કે તારી પાસે હારવામાં મને આનંદ થાય છે.

કહો કે મને આનંદ કરાવો છો.

તું જ આનંદની મૂર્તિ છો અને મને આનંદ આપ્યા જ કરે છે.

મેં તો ધારેલું કે અમારી આ ખાનગી વાત આટલેથી જ પૂરી થઈ ગઈ, પણ બીજે દિવસે સુધાએ તો બહારના બધાને મોઢે વાત કરતા મારા સંબંધમાં બોલવાનું હોય ત્યારે "મારા પ્રાણનાથ" કહીને વાત કરવા માંડી, અને તેથી ઘરમાં તેમ જ બહાર ખળભળાટ મચાવી દીધો.

માંજે હું ને મારા પિતાશ્રી જમતા હતા ત્યાં મારી બાએ વાત ઉપાડી મને કહ્યું—

હે ભાઈ, આ વહુ નાના મોટાની શરમ રાખ્યા વગર બધાને મોઢે વાત કરતાં તારા માટે પ્રાણનાથ શબ્દ વાપરે એ સારૂં કહેવાય?

બા, તમારા મોઢે તો એમ નથી કહેતી ને?

ના, પણ બીજા મોટેરાઓની તો શરમ રાખવી જોઈએ ને?

બા બોલી રહ્યા ત્યાં તો સુધાએ રસોડામાંથી બહાર આવી કહ્યું.

તમે હમણાં તમારા દિકરાને ભાઈ કહીને બોલાવ્યા ને?

હા. કેમ શું છે?

હું એમ પૂછું છું કે તમે તેમને પ્રાણ, કે પ્રાણલાલ કહી કેમ ન બોલાવ્યા?

તારામાં તે કાંઈ અક્કલ છે કે નહિ? પ્રાણ તો નાના

છોકરાને કહેરાય. ને પ્રાણલાલ કોઈ બહારનો માણસ છે કે તેને નામ લઈ બોલાવું ? દિકરાને તો ભાઈ જ કહીને બોલાવાય.

ઠીક બા, તમારો કહેવાનો ભાવાર્થ એવો છે ને કે ભાઈ કહીને બોલાવો તો માનું હેત જણાય.

હાસ્તો વળી

ને પ્રાણ નામ તોછડું કહેવાય. પ્રાણલાલ કહીને બોલાવવામાં પણ અળગાપણું દેખાય. ખરું ?

હા.

ઠીક બા તો સ્ત્રીને પતિ પહેલો કે પુત્ર પહેલો.

બા હવે ખીજાયાં ને બોલ્યાં. તું તે શું મૂર્ખાઈ જેવા સવાલો કર્યા કરે છે સવાલ કરતાં ન આવડતું હોય તો મુંગી બેસ

પણ બા, એમાં મેં ખોટું શું પુછ્યું ? સ્ત્રીને સૌથી પહેલો પતિ હોય કે નહિ એટલું જ કહો

બાએ ખીજમાં પણ હા કહી જવાબ આપી દીધો.

ઠીક, બા, તમે જ્યારે તમારા દિકરાને માન અને પ્રેમ ભરેલા શબ્દથી બોલાવો છો તો હું મારા પતિને માટે માન ને પ્રેમ ભરેલો શબ્દ વાપરૂં એમા ખોટું શું ? એમા મેં ખરાબ શું કર્યું ?

મારા બા કે બાપુજી બહુ ભણેલા નહિ તેમનામાં સુધાને જવાબ આપવાની તાકાત નહોતી તેથી મુંગા રહેવું પડ્યું

અને એ રીતે સુધાને છુટ મળી તેથી અમારૂં કુટુંબ સુધારક નહિ છતાં હવે સુધારક લેખાવા માંડ્યું પણ બહારના માણસો તો ખુબ મશ્કરી કરવા મંડ્યા સુધા તો કહે અમારે ગણકારવું નહિ એટલે લોકો બે દિવસ વાતો કરી બેસી જશે પણ મહિના દિવસમાં હું કંટાળ્યો એટલે મેં રસ્તો શોધી કાઢ્યો. મેં મારૂં નામ જ

પ્રાણનાથ લખવું શરૂ કરી દીધું, અને એમ પ્રાણનાથ તરીકે પ્રસિદ્ધ થઈ ગયો.

સુધા બહેનની તો કોઈએ મશ્કરી ન કરી ને? ઉર્મિલા ભાભીએ પૂછ્યું

પહેલાં તો એની પણ મશ્કરી થઈ. પણ સુધામાં કદાપણું બહુ સગાસબધીઓમાં કોઈ પણ મશ્કેલી આવી હોય તેની મારી બા ખબર લાવે ને રાત્રે અમે બધા સાથે બેઠા હોઈએ ત્યારે કહે ત્યારે સુધા પોતાની બુદ્ધિથી એ મુશ્કેલી પાર કરવાનો રસ્તો બતાવે બા બીજે દિવસે એ ધણીને સુવાએ આ રસ્તો બતાવ્યો છે એમ કહી આવે આવા થોડાક દાખલા બન્યા કે સુધાની હોશીઆરી પ્રસિદ્ધ થઈ ગઈ ને બધય મશ્કરીને બદલે સુધાના વખાણ જ થવા માંડ્યા.

તમારી બા તો ત્યારે મારા કરતાં સુધા બહેનની હોશીઆરી પોતાના નામે ચડાવી ન દીધી બાકી જુની વાર્તાઓમાં તો વાચીએ છીએ કે તે બખતે માણસોની વતણુક તો બહુ ખરાબ હતી છોટુભાઈએ કહ્યુ.

હા એ તો અમારા નશીબે મારી બા ભલા નીવડેલા બાકી બીજીઓની તો વાત જ નહિ કરવાની

થોડીક તો કાંઈ વિગત, દાખલા આપો છોટુભાઈએ કહ્યું. ચોપડીમાં તો વાંચેલું છે આ તો તમારા અનુભવનું જ સાંભળીએ.

ભાઈ, એ વાતોના દશ્યો જોતા હજુ પણ મને કંપારી છુટે છે જૈન સ્ત્રીઓમાંથી માણસાઈ જ ચાલી ગઈ હતી કમાઉને સા દયા હોય તેવી જૈન સ્ત્રીઓમાં દયા નહોતી હા અનાજમાંથી ઝીણી જીવાત મરી ન જાય તેમ કુશળતાથી કાઢી લેતી એમ એને ઝીણી જીવાતની તો બહુ દયા હતી પણ પોતાના દીકરાની વહુ, મનુષ્ય પ્રાણી, પોતાની દીકરી પ્રમાણે ગણાય તે વહુ તરફ કસાઈ જેટલી પણ દયા નહોતી.

મને તો એ વાત કરતાં ત્રાસ છુટે છે છતાં તમે પૂછ્યું છે ત્યારે એક બે દાખલા આપુ.

મારાથી ચાર પાંચ પેઢીએ છેટે મારા એક કાકા–કાકી હતાં. તેમને એમનો એક દીકરો તેનાં ધામધુમથી લગ્ન કર્યા. કાકી પહેલાં તો બહુ ભોળાં ને માયાળુ હતાં પણ તેમના એક નાનાં બહેન બહુ ખટપટી. કાકીના દીકરાનું નામ નવનીત તેનાં લગ્ન પછીના ત્રીજા દિવસની વાત. કાકી અને તેની બ્હેન સાંજના ઘરને ઓટલે બેઠા બેઠા વાતો કરતા હતાં. બ્હેન સમજાવતા હતા હવે વીસનોળી ઘરમા આવી છે સંભાળજે. દીકરો હવે તમારો નહિ વીસનોળીનો થઈ રહેશે પૈસા મુકો છો એ કબાટની ચાવી નવનીતને આપો છો એ બહુ ખોટું કરો છો વગેરે.

નવનીત મેડીના ઓશરીમાં કાકી બેઠા હતા તેની ઉપરની બારીમાં બેઠોબેઠો આ બધું સાંભળતો હતો. તેણે તે વખતે જઈને ચાવી બાને સોંપી દીધી પણ તે વખતથી જ ઝગડા શરૂ થયા.

નવનીતની વહુ બહુ જ એકવડીયા શરીરની ને નાજુક. એના માબાપ મુંબઈ રહેતા તેથી તેણે કોઈ દિવસ પાણી ભરેલું નહિ. અમારા ગામમાં નળ નહિ તેથી નદીએથી પાણી ભરી લાવવુ પડતું. એક દિવસે કામ પ્રસંગે સવારે એ કાકાને મળવાને મારે જવું પડેલું. અમે નીચે જ ઓશરીમા વાતો કરતા બેઠા હતા નવનીતની વહુ પાણી ભરીને આવી તેનાથી ઓટલાના પગથીયા ચડાય નહિ અમે બેઠા છીએ એ એણે જોયેલું નહિ એણે તો ધીમે સાદે કહ્યું–બા બેડુ ઉતરાવોને પણ મારા કાકી સાંભળે જ શેના અરધી મિનીટ થઈ બીજીવાર, વળી અરધી મિનીટે ત્રીજીવાર કહ્યું પણ કાકી બેડુ ઉતરાવવા આવે નહિ ત્રીજીવાર વહુએ કહ્યું ત્યારે ખીજીને રાડો પાડતાં આવ્યા. ગુસ્સામા બોલ્યા કામમાં હોઈએ તો એક મિનીટવાર લાગે એમ ભુસાભુસ શુ કરે છે!

આટલું છતાં મારા કામ કાંઈ ન બોલે પણ મારાથી રહેવાયું નહિ મેં કહ્યું કાકી, આ વહુ આવડું મોટું બેડું ઉપાડી શકે તેમ નથી તો પગથીઉ કેમ ચડે એક દોઢ મિનીટ એમ ઉભુ રહેવું પડયું ત્યાં કેટલીએ વાર એની ડોક હાલી હતી ને બેડું પડી જવાની તૈયારીમા હતું બેડું પડયું હોત તો નુક્શાન તમને થાત ને !

ત્યાં કાકી ખીજાયા ને ખીજમાં બોલ્યા. ખબર છે બહુ ડાહ્યા છો તે. વગરમ્હે મોઢના, ઘરની પચાતમાં ન પડવું તમારૂં ઘર સભાળો એટલે બસ

એ વહુને ત્યારથીજ ક્ષય લાગુ પડયો ને બે ત્રણ મહિનામાં તે ગુજરી ગઈ મામીને અફસોસ તે બન્ને અનંદ થયો કે બીજી વહુ એનાથી સરસ લાવશુ પણ એ વહુને પોતે જ મારી નાખી હતી એવુ એને દુ ખ નહોતું જવા દો એ વાતો મારી વાત જ આગળ ચલાવુ

ત્યાર પછી તુરત જ એ પ્રસગો બન્યા પછી ખાસ જાણવા જેવુ કાંઇ બન્યુ નહોતુ સુધાની હુશીયારીથી તેની સુવાસ, તેની કીર્તિ વધતા જતા હતા મારી દુકાન પણ ધીમે ધીમે ઠીક જામતી જતી હતી એમ કરતા બાર વર્ષ અમારા આનંદમાં નીકળી ગયા. તે પછી અમારા માતાપિતાની વશવારસની સખ્ત ઇચ્છાનો વંટોળ અમને નડ્યો તે પણ સુધાએ પોતાની હુશીયારીથી નિવાર્યો ને મારી પાસેથી બીજી સ્ત્રી પરણવાનુ વચન લીધુ એ સુધાએ પહેલાં કહી દીધુ છે



# થોડાક ખુલાસા

પ્રવીણ શેઠ, આપને વાંધો ન હોય તો એક સવાલ પુછું. એસોશિએટેડના રીપોર્ટરે કહ્યું.

ખુશીથી પુછો.

આપ આપના માતાપિતા અને સુધાબહેન સમજુ અને ડાહ્યા હતા તેથી આપે અને સુધાબહેને લીધેલી છુટનું પરિણામ સારૂં નીવડ્યું પણ બીજા બધાય એવી છુટ લીએ તો પરિણામ ખરાબ આવવાનો ય સંભવ ખરો કે નહિ?

સંભવ તો ખરો જ અને અમારા વખતે જ એવું બનેલું. અમારા જ એક છેટેના સગા રતનલાલ કરીને હતા. પોતે તો ખરેખરા રતન જેવા જ. પણ વહુ મળેલી ખરેખર કર્કશા છતાં દંભીલી. ઘરમાં રતનલાલને ખૂબ પજવે. અને બહાર રતનલાલ ઉપર અનહદ પ્રેમ હોય તેમ સુધાની પેઠે જ "મારા પ્રાણનાથ" કહીને રતનલાલ માટેની વાતો કરે. રતનલાલ એકલો જ હતો, માબાપ, ભાઇ કોઇ નહોતું. એતો ખૂબ ત્રાસી ગયો. છેવટે સુધા પાસે આવ્યો ને બધી વાત કરી. એની વહુને બહુ સમજાવી તો એણે તો ઉલટો વાંક રતનલાલ ઉપર ઢોળી દીધો કે એ બધું ખોટું બોલે છે ને મનેજ એ પજવે છે.

ત્યારે સુધાએ રતનલાલને એક રસ્તો બતાવ્યો. અને એની સુચના પ્રમાણે કરવાનો રતનલાલને થોડા દિવસમાંજ પ્રસંગ મળી ગયો. રતનલાલની વહુ તેની કોઈ બહેનપણીને ત્યાં સાંજના મળવા ગએલી. ત્યાં ટાંઇ વાતોમાં એવી ગુંથાઇ ગઇ કે અંધારું થવા લાગ્યું

તેની પણ એને ખબર ન પડી સાંજે મોડી ઘેર આવી તો ઘર અંદરથી બંધ. ખૂબ સાંકળ ખખડાવી. પણ રતનલાલે અંદરથી જવાબ જ ન આપ્યો. થોડીવાર પછી કંટાળો આવ્યો હોય તેવો મોટો અવાજ કાઢીને પૂછ્યુ—

કોણ છે એ! મારી ડેલીની સાંકળ ખખડાવી અમને હેરાન કરે છે તે છે કોણ?

પ્રાણનાથ, એ તો હું છુ જલ્દી ઉઘાડો. વહુએ કહ્યું.

તું કોણ?

કેવી વાત કરો છો હું તમારી પત્નિ

અરે બાઈ, કોઇને ગળે પડવા આવી છે કે શુ? કે ગાંડી થઈ ગઇ છે? મારી પત્નિ તે અત્યારે અંધારુ થાય ત્યાંસુધી બહાર રખડે? મારી પત્નિનો તો મારા ઉપર એવો પ્રેમ છે કું માગ જમવાના વખતે તો રસોઈ તૈયાર જ હોય. તારા જેવી લેભાગુ સ્ત્રીથી હું ઉતરાઉં એવો નથી ચાલી જા અહિંથી.

વહુએ ખૂબ કાલાવાલા કર્યા પણ રતનલાલ એકનો બે થયો જ નહિ એ તો કહે, મારી પત્નિ તો અહિં ગયે છે. તારા કકળાટમાં અમારે જમવાનુ મોડુ થાય છે માટે જલ્દી રસ્તો પકડ.

અંતે વહુ થાકી આજુબાજુના માણસો ભેગા થઇ ગયા શું છે? શુ છે? સૌ પુછવા લાગ્યાં એટલે વહુ ખૂબ શરમાણી. ને દોડતી દોડતી સુધા પાસે આવી બધી વાત કરી પોતાની ભૂલની માફી માગી હવે એવુ નહિં કરવાની ખાત્રી આપી છેવટે વહુએ સુધાને વિનંતિ કરીને કહ્યું કે હવે તમે મારી સાથે આવીને મારા પ્રાણનાથને સમજાવો સુધાને જ્યારે બરાબર ખાત્રી થઈ કે વહુ સાચેસાચી પસ્તાય છે ત્યારે પછી તેની સાથે ગઈ. તેને ઘેર વહુ પાસે રતનલાલની માફી મગાવી. મોઢેથી જ નહિ પણ રતનલાલને

સાષ્ટાંગ દંડવત પ્રણામ કરાવીને માફી મગાવી એ પ્રમાણે તેમનો બનેનો મેળ કરાવાને સુધા ઘેર આવી.

એટલે દરેક સ્ત્રીઓ છૂટનો દુરૂપયોગ પણ કરે તેવી વસ્તુ બોટી હતી એમ ન કહેવાય વળી બીજુ એ કે અમે તો સારા ઉચ્ચ ભૂમિકાએ પહોચેલા માણસોની જ વાત કરીએ છીએ એ પણ ધ્યાનમા રાખવુ

એ આપે કહ્યુ તે ખરાબર દરેક છૂટ અને દરેક જ્ઞાન પાત્ર પ્રમાણે જ શોભે છે અપાત્રે દુરૂપયોગ જ થાય હવે આગળ ચલાવો

જરા સબુર કરો, હું એક સવાલ પૂછી લઉં છોટુભાઇએ કહ્યુ

વત્સલા ભાભી તમે હવે તો પ્રાણનાથ શબ્દ નથી વાપરતા ? તે દિવસે અમારી સાથે વાત કરતા તમે પતિદેવ શબ્દ જ વાપરેલો એનુ શુ કારણ ?

ભાઇ, ખરી વાત તો એમ છે કે મારા પતિદેવ માટે ક્યારે કયું કે કેવુ સંબોધન વાપરવુ તેનો મેં કદી આગળથી વિચાર નથી કર્યો જે વખતે જે પ્રસગે મારી ઉર્મિને ઠીક લાગ્યુ તે મારાથી બોલાઈ જવાય છે હવે વિચાર કરતા મને એમ લાગે છે કે પ્રાણનાથ શબ્દ અત્યારે નાટકો દ્વારા, છિછરાના અર્થમા લેવાય છે એટલે એવો શબ્દ વાપરવાથી મેં સમાજનું અહિત કર્યું કહેવાય સમાજ મારા પોતાના માટે ગમે તે કહે તેની હું દરકાર ન કરૂં પણ મારા વર્તનનું ખોટુ અનુકરણ કરી બીજી સ્ત્રી ઉછાછળી બને તે પણ મારે માટે સારૂં ન કહેવાય

અત્યારે હું પતિદેવ શબ્દ વાપરૂં છુ ને તે શબ્દ મને ગમ્યો છે કારણ કે અત્યારના મારા ભાવોને અનુરૂપ એ શબ્દ મને લાગે છે મારે માટે એ મારા સામાન્ય પતિ નથી પણ ખરેખર દેવ જેવા છે માટે મને પતિદેવ શબ્દ બહુ ગમે છે અને મારૂં અનુકરણ કરી

બધી સ્ત્રીઓ પોતાના પતિને પતિદેવ માને તો સારું છે, એવું નથી.

પણ ભાભી, તમારા હિસાબે તમારી ગત ભવની વર્ણન ખોટી ઠરે છે, એનું શું?

ભાઈ, અહિયા અમારે તો અમે જે જીવન જીવી ગયેલા તેનું સાચું વર્ણન આપવાનું છે હું સર્વગુણસંપન્ન હતી એમ મારે પુરવાર કરવાનું નથી હું મારા પતિના પ્રેમમાં મશગુલ હતી તે તદન સાચુ છે. અને તે પ્રમાણે તે વખતે મને પ્રાણનાથ શબ્દ સારો લાગેલો તે વખતે અત્યારે સમજાય છે તેવો અથવા તેટલા બધા ઉછાંછળાપણાના અર્થમાં સમજાતો નહોતો. અને હું તો એ શબ્દને તેના મૂળ અર્થમા વાપરતી છતાં તે વખતે ૫ ખ્યાલ બહાર થયેલી તેનો દાખલો પણ મારા પતિદેવે હમણા જ કહી બતાવ્યો છે.

ભાભી, મારે એક વાત જાણવી છે. પ્રાણનાથ અને પતિદેવ એ બે શબ્દોમાં વધારે સારા ભાવવાળો શબ્દ કયો? ઉર્મિલાએ પૂછ્યું

શબ્દોના ભાવ પણ દરેક માણસ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જુદાજુદા ગણે છે પણ અર્થ જોઇએ તો મને પતિદેવ શબ્દ વધારે અર્થ અને ભાવપૂર્ણ લાગે છે

કેવી રીતે?

એ તમે નહિ સમજી શકો કારણ કે હું અમારી જૈન પ્રણાલિકા પ્રમાણે શબ્દનો અર્થ કરું છુ

તો ય જરાક તો સમજાવો

અમે જૈનો દેવ શબ્દને ઉત્તમમાં ઉત્તમ ગણીએ છીએ. ભગવાનને દેવ કહીએ છીએ અને એ અર્થની સાથે મને પતિદેવ શબ્દ મારા માટે સારો લાગે છે

સમજી ગઈ, હવે પ્રવીણભાઇ, આગળ ચલાવો



## ૬

# પ્રાણનાથનું કાંતા સાથે લગ્ન

એક વખત દેરાવાસી જૈન સમાજના મેળાવડામાં જવાનું અમને આમંત્રણ આવ્યું મૂર્તિપૂજક જૈનોને કાઠીઆવાડમાં અમારી બાજુ દેરાવાસી કહે છે અમારા ગામમાં સંપ એવો કે સ્થાનકવાસી તેમજ દેરાવાસી બન્ને સંપીસંપીને રહે કોઈ દિવસ ટંટાઓ નહિ કે કોઈ દિવસ તકરાર નહિ બન્ને મંડળો એકબીજાના ઉત્સવોમાં ભાગ લીએ. એ રીતે અમને આમંત્રણ મળેલું હું અને સુધા મેળાવડામાં ગયેલા.

મેળાવડામાં સ્વાગત ગીત કાંતા નામની કન્યાએ ગાયું બહુ સારું ગાયું તે પછી કેટલાક સંવાદો થયા તેમાં પણ કાંતાએ ભાગ લીધેલો ને તેનો સંવાદ સારો આકર્ષક થયેલો પણ સૌથી વધારે આકર્ષક સુધાને લાગ્યો

તે રાત્રે સુવાને મારી સાથે વાત ઉંડી

તમે પેલી કાંતાને જોઈને ?

કઈ કાંતા ?

મેળાવડામાં સ્વાગત ગાયું હતું તે.

હા એને જોઈ હતી

સંવાદમાં પણ એણે ભાગ લીધેલો તમને એનું કામ કેવું લાગ્યું ?

ગાયું હતું સારું અને બોલી હતી પણ સારું

?ખાતમાં કેવી લાગી ?
હીર, મારી લાગી
ઉમર પણ મોટી છે. લગભગ બાવીશ વર્ષની હશે
એટલે તું શી વેતરણમાં છે ?
એ જ વાળી
એટલે ?
તમને પસંદ છે કે નહિ એ કહો.
ગમે તેમ પણ તારે એ વાત છોડવી નથી.
મારાથી કેમ છોડાય ? ફરજ કેમ ચુકાય ?
તો પછી તને ફાવે તેમ કર.
એમ નહિ. મારા પર નારાજ ન થાઓ.
તું યે જબરજસ્તી લઇને બેઠી છે ને ?
ત્યારે શું તમારે તમારૂં વચન ફોક કરવું છે ?
બોલ્યો ફરુ તો તારે લાયક કેમ રહું ?
તો પછી નારાજ શા માટે ?
તું પટેલ શું કામ કરે છે ? આ, બાપુજીનું કામ કે તે એ કરશે !
અને પછી ગમે તેવી છોકરી સાથે પરણાવી દેશે તો તમારી અને મારી બન્નેની જિંદગી રદ થશે
એમને એવુ કરવુ હોત તો આજસુધી બેસી રહેત ?
અત્યાર સુધી એવુ નહોતુ કરવું પણ સારી કન્યા નથી મળતી માટે હવે ગમે તેવીની સાથે ચોકઠું બેસાડવા તૈયાર થયા છે.
તેં કેમ જાણ્યું ?
એમના પોતાના જ મોઢેથી.
એટલા માટે તેં આ પસંદગી કરી છે ?
હા.

તો વગર પુછ્યે મારી તને પરવાનગી છે.

ના. એમ નહિ. આપણે બંને બધી બાબતનો વિચાર કરીએ ને પછી નિર્ણય કરીએ.

કઈ બાબત વિચારવાની બાકી છે?

જુએ, કાંતા દેખાવમાં મને પસંદ પડી. તેનું સ્વાગત ગીત મને સારૂં લાગ્યું એટલે મારી બાજુમાં બેઠેલા એક બહેનને એની ઓળખાણ પુછી લીધી. એનું નામ કાંતા. એ પેલા જાણીતા સુધારક મણીલાલ મહેતાની દીકરી. સુધારાના વિચારમાં નાની ઉમરમાં છોકરીનું સગપણ કર્યું નહિ—કરવાનો વિચાર જ કર્યો નહિ. કાંતા ઉમર લાયક થયા પછી ખૂબ મહેનત કરવા માંડી. ઘણે ઠેકાણે કહેણ મોકલ્યાં પણ ક્યાંય ઠેકાણું પડ્યું નહિ કયાંક વિચાર થતો હોય ત્યાં મણીલાલ શરત મૂકે કે કાંતાને તમારે લાજ કઢાવવી નહિ કે તરત વાત ખેંચરાઇ જાય બીજા ઘણાં તો પહેલેથી જ વહેમાય કે આવડી મોટી છોકરી કુંવારી રહી છે માટે કાંઇક કહેવાપણું હશે એટલે એનો વિચાર જ કરે નહિ.

આ રીતે સુધારાની ધૂનમાં મણીલાલે દીકરીની ઉમર ઘણી મોટી થતી જાય છે એ બાબત વિચાર જ કર્યો નહિ. હવે અત્યારે તેને વસ્તુ સ્થિતિ બરાબર સમજાણી છે. બાવીશ વર્ષની કન્યાને આપણી નાતમાં કોઇ લીએ તેમ નથી. પરનાતમાં પરણાવવા જેટલી મણીલાલમાં હિંમત નથી તેથી કાંતાને કુવારા જ જિન્દગી ગુજારવી પડશે એવો વખત આવ્યો છે

માટે તારૂં કહેવું એમ છે કે આપણે તેને કહેવરાવવું એટલે તે માની જશે એમને?

હા.

એમ નહિ. એટલી બધી ઉતાવળ ન થાય. પહેલાં તું કાંતાને

ખાનગીમાં મળ. ને તેનો અભિપ્રાય જાણી લે. તે પછી આપણાથી નિર્ણય થાય.

મેં તપાસ કરીને ! સૌ કહે છે કે કાંતા તો હવે જે મળે તેની સાથે પરણી જવા તૈયાર થઇ છે. કુંવારા તેને જિંદગી નથી કાઢવી.

બહારના માણસો તો પોતાની મનની ઉકલણીથી ગમે તેમ બોલે. એ લોકો કાંતાનો જ અભિપ્રાય કહે છે એમ મનાય નહિ. માટે સૌથી સારું એ છે કે તું કાંતાને મળીને, તેની સાથે વાતચીત કરીને, તેનો અભિપ્રાય જાણી લે.

ભલે, તો કાલે જ મળી આવીશ.

બીજે દિવસે સુધા કાંતાને મળી આવી અને રાત્રે ફરી આ પ્રમાણે વાતચીત થઈ.

હું બપોરે કાંતાને મળી આવી. પહેલાં તો મેળાવડામાં એણે સારું કામ કર્યું હતું તેનાં વખાણ કર્યાં. પછી હજુ સુધી લગ્ન કેમ નથી કર્યું તે પૂછ્યું તો ગઈ કાલે બીજાઓ તરફથી સાંભળેલું તેનું જ તેણે કહ્યું. ત્યારે મેં તેને પૂછ્યું —

તારો શો વિચાર છે ?

હું શું વિચાર કરી શકું ? મને કાંઈ સુઝતું નથી.

તને હવે એમ તો લાગતું જ હશે કે પંચવર મળી શકે તેમ નથી.

અરે બહેન, હવે તો બીજવર મળે તોય સારું. માબાપ છે ત્યાંસુધી બધુંય સારું છે. પછી કાંઈ કુંવારા જિંદગી કાઢી શકાશે ?

તું બીજવર સાથે લગ્ન કરવા તૈયાર હોય તો હું ઠેકાણું બતાવું.

હું તૈયાર જ છું. મને કહો, કોની વાત કરો છો.

હું મારા પ્રાણનાથની જ વાત કરું છું.

તમારા બંનેનો અગાધ પ્રેમ છે. એમ મેં સાંભળેલું છે. છતાં પ્રાણનાથ બીજીવાર લગ્ન કરે એ નવાઈ જેવું છે.

તેમની તો ઇચ્છા નથી પણ મારે ખાતર હા પાડી છે

એ વળી વધારે નવાઇની વાત છે તમે તમારા ઉપર જ શોક્ય લાવવા કેમ તૈયાર થયાં છો

સાસુ સસરાના મતે વળી ખાતર મને સંતાન નથી સાસુ સસરાને તેમનો વંશ નિર્મૂળ થાય તેનું તેમને બહુ દુઃખ છે એ તેમનું દુઃખ મારાથી સહન થતું નથી તેથી મેં મારા પ્રાણનાથને બીજીવાર લગ્ન કરવા સમજાવ્યા ને તેણે મારા ખાતર કબુલ્યું છે પણ તેણે એક શરત કરી છે

શી !

તેમણે કહ્યું છે કે તેઓ બંને સ્ત્રીઓને એકસરખી ગણશે હવે બોલ, બહેન તને એ શરત પસંદ હોય અને મારી બહેન થવા ખુશી હો તો હા પાડ

બહેન, તમારા જેવા પ્રેમાળ માણસો મળવા મુશ્કેલ છે તમે તો સાસુ સસરા ખાતર અરધા સુખનો ભોગ આપો છો ઉપરાંત મારી મુંઝવણ ટાળો છો, મારી જિંદગી સુધારો છો એથી મને વધારે આનંદ કયો હોય ?

તો તને કબુલ છે ! તારી હા હોય તો પછી વડિલો મારફત વાત ચલાવીએ

એ શરતે કબુલ છું

શી શરત છે

મને ધર્મ ઉપર બહુ પ્રેમ છે આજલગી વર્ષ સુધી દેરે (મંદિરે) જતી આવી છુ પરણ્યા પછી એ છુટ મને રહે તો હું કબુલ છુ

'બહેન, એ તો ખોટી શરત કહેવાય આપણામાં ચાલતો આવતો રિવાજ છે કે પરણ્યા પછી 'કુટુંબનો ધર્મ હોય તે જ ધર્મ

પરણીને આવેલી વહુ અગીકાર કરે સ્થાનકવાસીની દીકરી દેરાવાસીમાં પરણે છે ત્યારે દેરાવાસી થઈ જાય છે અને દેરાવાસીની દીકરી સ્થાનકવાસીમાં જાય તો તે સ્થાનકવાસી થાય એ તો આપણો પરંપરાનો રિવાજ છે એ કાંઈ ફેરવાય નહિ

પણ, બહેન હુંયે આટલા વર્ષની જામેલી શ્રદ્ધા કેમ ફેરવી શકું ?

ધર્મ તો એક જ છે થોડી માન્યતામાં ફરક છે તારી આખી જિંદગી સુધરતી હોય તો નજીવી માન્યતા ફેરવવામાં વાંધો શો છે ?

તમે આટલા બધા ઉદાર છો તો મારી એવી નજીવી માન્યતા તરફ ઉદારતા બતાવો તો ખોટું શું છે ?

એમાં મારી એકની ઉદારતાનો સવાલ નથી ને ! કુટુંબના બધાયની ઉદારતા સાથે જોઈએ ?

તો બન્ને તમે બધાય વિચાર કરી જુઓ અને હુંય વિચાર કરી જોઈશ

આમ એક મોટી મુશ્કેલી આવી છે વચનું અને જ્ઞાનનું કજોડું ન થાય એ માટે હું અત્યાર સુધી કાળજી રાખતી આવી છું કારણ કે કજોડાપણું થી મતભેદ થાય અને આપણા બન્નેની–ત્રણેયની જિંદગી બરબાદ થય જાતા બીજી બની જીને સારી નીવડી તો એણે વળી આ એક મોટી મુશ્કેલી ઊભી કરી છે હવે શું કરું ?

આપણા ઘરડાઓએ જે રિવાજ કર્યો છે તે બહુ દૂરદેશીથી કરેલો છે કારણ કે એવો રિવાજ ન હોય તો આપણો વ્યવહાર અને ધર્મ સમાનતાથી ટકી શકે નહિ દરેકને સમાન હક હોવો જોઈએ એટલે એ રિવાજ બરાબર છે એમ હું માનું છું પણ મારી અંગત માન્યતા જુદી છે

તમારા વિચાર કેવા છે?

હું એમ ધારું છું કે ધર્મમાં જબરજસ્તી ન હોઈ શકે ધર્મ એ અંતરની માન્યતાનો સવાલ છે. તે વ્યવહારની માન્યતાનો સવાલ ન હોવો જોઈએ.

તમારી માન્યતા પ્રમાણે તો આપણો વ્યવહાર જ તૂટી જાય.

માટે જ મેં કહ્યુ કે આપણો રિવાજ ખોટો નથી, પણ ખોટા ધોરણ ઉપર રચાયો છે

આપણે એકલા ધોરણ બદલી શકીએ તેમ નથી અને બા બાપુ પણ માનશે નહિ

હું પણ એમ ધારું છું ખાસ કરીને આપણા દૂરના કુટુંબીઓ નિર્મળા ભાભી, ખેમચંદભાઈ ને મણકચંદભાઈના કિસ્સા બન્યા પછી બા, બાપુજી એ બાબતમાં તો મજબૂત જ રહેશે.

તો હવે શુ કરવુ?

તારો પોતાનો શો વિચાર છે?

મને એમ છે કે કાંતાની માન્યતા જુદી હોય તો આપણામાં સંઘર્ષણ થવાનો સંભવ છે

પણ એમાં સાવચેતી રાખી, સંઘર્ષણ થવા ન દેવુ એ આપણું કામ છે.

એમ તો કાંઈ સમજાણું નહિ, સરખી રીતે સમજાવો.

કાંતાને આપણે દેરે (મંદીરે) જવાની છુટ આપીએ તેની સાથે તેણે ઉપાશ્રયે આવવાનું કબૂલ કરવું જોઈએ ઉપાશ્રયે જાય એટલે આપણી માન્યતા કાંતાએ સ્વીકારી છે એમ બધા સમજી લીએ. અને તેને દેરે જવાની છુટ છે એમ સમજી એ નારાજ પણ ન થાય

પણ એ તો દરરોજ દેરે જાય એટલે સંઘર્ષણ થાય જ.

તો એટલું થવું જોઇએ કે એ દરરોજ ન જાય. બધાં માણસો કાંઈ થોડા જ દરરોજ જાય છે! વાર પરબે જવાની છુટ, અને તે પણ ઉપાશ્રયે જવાની સાથે. અને થોડા વખત પછી કાંતાનાં પ્રેમ અને શ્રદ્ધા આપણામાં જામે ત્યારે તેને આપણા વિચારમાં સંમત કરવાનું આપણું કામ.

એ તો મને તમારી આવડતમાં વિશ્વાસ છે કે તમે કાંતાને આપણી શ્રદ્ધામાં તેની રાજીખુશીથી સંમત કરી શકશો.

મારો એમ કરવાનો જ ઇરાદો છે.

હું ધારું છું કાંતા પણ આ યોજના કબૂલ કરશે. કારણ એ સમજુ છે એટલે પરિસ્થિતિ સમજે છે. પોતાની પરિસ્થિતિ સમજે છે. તેમ આપણી પરિસ્થિતિ પણ સમજી શકશે. સમાજ વ્યવહાર કેવો છે એ પણ જાણે છે. માટે એ કબૂલ થશે, એમ મને લાગે છે. કાલે જ હું તેને ફરીથી મળીશ. બરાબર સમજાવીશ. અને બનતાં સુધી હા પડાવીશ.

કાંતાએ પણ પોતાના મનમાં પરિસ્થિતિનો બરાબર ખ્યાલ કર્યો અને ધર્મની માન્યતા પકડી રાખી જીવન બગાડવું નહિ અને આવો અવસર જવા ન દેવો માટે અરધા રસ્તે મળી જવું એમ એણે પણ એના મન સાથે નક્કી કરેલું તેથી બીજે દિવસે તેને સમજાવવામાં ઝાઝી મહેનત ન પડી.

કાંતાની હા થઈ એટલે પછી વડીલો મારફત સગપણનું નક્કી થઈ ગયું. અને થોડા દિવસમાં અમારા લગ્ન થઈ ગયા.



## ૭

# ધર્મ સંબંધી છુટછાટનો દુરૂપયોગ

પ્રાણ શેઠ આપે જે આપના કુટુંબીઓ–નિર્મળા ભાભી પ્રેમચંદભાઈ અને મલુકચંદભાઈનો આપની વાતમાં ઉલ્લેખ કર્યો તેઓના સંબંધમાં જાણવા જેવી હકીકત હોય તે કહોને યુનાઈટેડ પ્રેસના ખબરપત્રીએ કહ્યું

એ વાતો અમારા જીવન સાથે સબંધ ધરાવતી નથી સામાજીક ઉપયોગની છે ખરી. તમારી ઈચ્છા છે તો ભલે કહું છુ પ્રાણે જવાબ આપ્યો

નિર્મળા ભાભી મારા દૂરના કુટુંબી થાય. એમના પતિ મારા પિતરાઈ મગનભાઈ નાની ઉમરમા ગુજરી ગયા, ત્યારે મારા નિર્મળા ભાભીને બે દિકરા હતા એક પંદર વર્ષનો અને બીજો તેર વર્ષનો બન્ને ભણતા હતા

નિર્મળા ભાભી વૈષ્ણવની દિકરી હતા અમારા કાઠિયાવાડમાં

લગ્નમાં ધર્મનો બાદ ગણતા નહોતા જેમ જૈન ધર્મના ગમે તે સપ્રદાયમા લગ્ન થઈ શકતા • તેમ જ વૈષ્ણવ સાથે પણ લગ્ન વહેવાર હતો ફક્ત નાત એકની એક હોય તો કોણ કયા ધર્મનો છે તે જોવાતું નહોતું

મારા નિર્મળા ભાભી પરણીને અમારા કુટુંબમાં આવ્યા ત્યારે રિવાજ પ્રમાણે તેમને જૈન ધર્મ અનાવવો પડ્યો પણ મનથી હરડ વૈષ્ણવ પિયર જાય ત્યારે વૈષ્ણવ ધર્મ જ પાળે

અમારા કુટુંબમા એવો રિવાજ હતો કે આવી રીતે કોઈ કુટુંબ નિરાધાર થઈ જાય તો અમારૂં આખુ કુટુંબ કે જેમા ઘણાં ઘર હતા તે બધા ભેગા થઈને આ નિરાધાર કુટુંબનું ખર્ચ ચલાવે આ પ્રમાણે અમારા મગનભાઈના ઘરનું ખર્ચ વરાડે પડતુ વહેંચી લેવા કુટુંબના માણસો ભેગા થયા ત્યારે મારા નિર્મળા ભાભી બોલી ઊઠ્યા મારે એવા તમારા ઘર ઘરના ટુકડા નથી ખાવા. મને પાળનાર મારો ભાઈ સમર્થ બેઠો છે હું મારે પિયર જવાની છુ.

બધા કુટુંબીઓએ ઘણું સમજાવ્યુ પણ કોઈનું ન માન્યુ ભાભીના ભાઈ લીલાપુરના દિવાન હતા ત્યા બન્ને પુત્રોને લઈ ભાભી ચાલી ગયા ત્યાં ભાભીની ભાભીએ ફક્ત એક દિવસ જમાડ્યા ને બીજે દિવસે તેમનુ પોતાનું ઘર માડી લેવાની નોટીસ મળાવી દીધી ! ત્યારે નિર્મળા ભાભીની આંખ ખરી ઉઘડી. તેમણે ભાઈને કહ્યુ કે ભાઈ, મારા સાસરીયા જૈન છે આપણે વૈષ્ણવ મને વૈષ્ણવ ધર્મ ઉપર ખાસ પ્રીતિ અને મને વૈષ્ણવ ધર્મ પાળતા કોઈ અટકાવી શકે નહિ માટે મારૂં સાસરૂં-મારૂં ઘર છોડી અહિં તારી પાસે આવી પહેલા હું જ્યારે તારે ત્યા આવતી ત્યારે તું કેટલું બધુ હેત દેખાડતો હતો એ હેતથી ખેંચાઈને હું તારે ત્યા આવી અને હવે આમ તું મને ધક્કો દીએ તે સારૂં લાગે છે ?

'ભાઈએ ચોખ્ખો જવાબ દઈ દીધો કે 'બહેન, તારું ખરું ઘર તો તારું સાસરું. પિયરમાં રહેનાર સ્ત્રી તો નફટ કહેવાય. પરણેલી સ્ત્રી પિયરમાં તો મહેમાન કહેવાય. વધારેમાં વધારે નવ દિવસ પિયરમાં સારી રીતે રહી શકાય. પછી વધારે રહેનારની કાંઈ કિંમત નહિ.'

ભાભી બરાબર સપડાયા ને હવે શું કરવું તે પૂછ્યું ત્યારે ભાઈએ કહ્યું કે જુદું ઘર લઈ લીઓ. બન્ને છોકરાઓને હું સ્ટેટમાં નોકરીએ રખાવી દઈશ, ખાઓપીઓ ને મજા કરો.

ભાભીની હાલતની અમને બધાને ખબર પડી ત્યારે અમને લાગ્યું કે ભાભીને ભલે કુટુંબની દરકાર ન હોય પણ અમારે તો દરકાર કરવી જોઈએ. એટલે બધાએ ભેગા થઈને મને ભાભીને તેડવા મોકલવાનું નક્કી કર્યું. તે પ્રમાણે હું લીલાપુર ગયો.

મેં ભાભીને સમજાવ્યા કે આ બે દિકરાઓને ભણતર છોડાવીને એનું ભવિષ્ય બગાડો નહિ. અમરાપર ચાલો. અમે તમને અપનાવવા તૈયાર છીએ. ત્યારે ભાભી કહે મને વૈષ્ણવ ધર્મ પાળવાની છુટ આપો તો આવું. મેં કહ્યું, તમને વૈષ્ણવ ધર્મ ઉપર બહુ પ્રીતિ છે તો તમારો ધર્મ અમારા જૈન ધર્મ કરતાં કઈ રીતે સારો એ બતાવો. તો ભાભી કહે મારે એવો વાદવિવાદ કરવો નથી. હું મારું ફોડી લઈશ. તમારે ખોટી ચિંતા કરવી નહિ.

ત્યાર પછી મેં મારી નજર ખેમચંદભાઈ તરફ ફેરવી. ખેમચંદભાઈને મેં કહ્યું, ભાઈ, તું તો ભણતરની કિંમત સમજે છે. બે વર્ષ ભણી લે. મેટ્રીક થઈ જા પછી ફાવે તેમ કરજે. ખેમચંદભાઈ કહે કે તમે મને અહિંની નિશાળમાં ભણાવો તો ભણું. બા અહિં રહે ને હું અમરાપુર આવું એમ ન બને. મેં કહ્યું, તું બાને કહે તો બાને આવવું જ પડશે પણ ખેમચંદ એટલું કરવા ય તૈયાર ન થયો. છેવટે હું એમને એમ પાછો આવ્યો અને નિર્મળા

ભાભીએ બેમચંદને પણ હરડ વૈષ્ણવ-અંધ વૈષ્ણવ બનાવી દીધો.

મલુકચંદભાઈની તો વાત ન આવી? ખબરપત્રીએ યાદ કર્યું.

અમાગ નિર્ભંગા ભાભીના જેઠના દીકરા મલુકચંદભાઈ ત્રણ વખત પરણેલા. પહેલી બે વખતની પત્નિઓ જૈન કુટુંબની દિકરીઓ હતી. પણ બંને બબ્બે ત્રણ ત્રણ વર્ષ ગૃહવાસ ભોગવી ગુજરી ગઈ. ત્રીજી વાર મલુકચંદભાઈ વૈષ્ણવ કુટુંબમાં પરણ્યા. મલુકચંદભાઈ પત્નિ કહે તેમજ કરે એટલે પત્નિએ મલુકચંદ ભાઈને વૈષ્ણવ બનાવી દીધા.

મલુકચંદભાઈના ભાઈ હતા રતિલાલ તે દેરાવાસીની દીકરી પરણેલા માટે એ ભાઈ રતિલાલ દેરાવાસી થઈ ગયા

આમ અમારા કુટુંબીઓ બૈરાઓની બુદ્ધિએ ચાલી અમારો ધર્મ છોડવા માંડ્યા ત્યારે સૌને ચિંતા થવા માંડી અને મારા પિતાશ્રીએ બધાને ચોખ્ખું કહી દીધું કે હવે જમાનો બદલાયો છે, માટે આપણે આપણા કુટુંબમાં તો એવો જ નિયમ કરો કે સ્થાનકવાસી સિવાય બીજા કોઈની કન્યા લેવી નહિ અને સ્થાનકવાસી સિવાય કોઈને કન્યા આપવી નહિ મારા પિતાશ્રીનો આવો વિચાર મારા કાંતા સાથેના સગપણ થવામાં આડો આવશે એમ ધારી મેં એ ઉલ્લેખ કરેલો.

હવે આગળ ચલાવો

મારા કાંતા સાથેના લગ્ન પછી લગભગ સવા વર્ષે તેને દિકરો આવ્યો.

ના, પ્રાણનાથ એમ નહિ, આજે મારા સજીવન થવાના દિવસે મારે આ બધા મહેમાનોની રૂબરૂમાં મારા પાપનો એકરાર કરી પ્રાયશ્ચિત કરવું છે માટે એ વાત હું જ કહું છુ



# ૮

# કાંતાનો એકરાર

માત્ર લગ્ન પછીના પાંચ દિવસમાં તો હું મારી આગલી સ્થિતિ તદ્દન ભૂલી ગઈ. મારામાં અહંભાવ અને રાગદ્વેષ પ્રવેશી ગયા. મને એક ભયાનક વિચાર સૂઝ્યો. પ્રાણનાથે મને અને સુધા બહેનને સરખી રીતે રાખવાનું કહેલું છે. પ્રાણનાથે સુધા બહેન સાથે ચૌદ વર્ષ સુધી નિરંતર સહવાસ સેવ્યો છે તો હવે મને ચૌદ વર્ષ સુધી નિરંતર સહવાસ કેમ ન આપે ?

વિચાર કરતી ગઈ એમ મને લાગતું ગયું કે હું જ સાચી છું. પહેલે જ દિવસે એ વિચાર મને કેમ ન સૂઝ્યો એની મને નવાઈ લાગી. કંઈ નહિ. હજી શું મોડું થઈ ગયું છે. આજે રાત્રે જ પ્રાણનાથ પાસે નક્કી કરાવી લઈશ. ત્યારે હું ખરેખર કૈકેયી બની ગઈ હતી. કૈકેયીએ તો શોક્યના દીકરાને વનવાસ અપાવ્યો હતો. હું તો ખુદ શોક્યને જ વનવાસ અપાવવા તૈયાર થઈ ગઈ.

સુધા બહેન પાસેથી પહેલે દિવસે જ મેં પ્રાણનાથ છીન- વી અપનાવી લીધેલા. પાંચમી રાત્રે હું સુવા ગઈ ત્યારે નીચે પ્રમાણે મારા પ્રાણનાથ સાથે વાત કરવાની શરૂઆત કરી.

પ્રાણનાથ, તમે તો કહેતા હતા કે મને અને સુધા બહેનને એકસરખી રીતે રાખશો. હું તો એવું કાંઈ દેખતી નથી !

મેં પક્ષપાત કર્યો હોય એવું મને કાંઈ દેખાતું નથી. તું મને સમજાવ તો હું મારી ભૂલ સુધારી લઉં.

સમજાવવા જેવું છે શું? દીવા જેવી ચોખ્ખી વાત છે.

તું શુ કહે છે, કઇ બાબતની વાત કરે છે! હું તો કાંઇ સમજતો નથી. ખુલાસાથી સમજાવ તો સમજ પડે.

તો જુઓ, તમે સુધા બહેન સાથે આજ ચાદ વર્ષ સુધી નિરંતર સહવાસ સેવેલો કે નહિ?

એમાં પુછવા જેવુંજ શું છે?

એમ કે, તો તમારા નિયમ પ્રમાણે હવે તમારે મારી સાથે ચૌદ વર્ષ સુધી નિરંતર સહવાસ સેવવો જોઇએ તો જ તમારું વચન સાચું કહેવાય.

કાંતા તારી ભૂલ થાય છે. તું સમજુ થઇને એ ન સમજે એની મને નવાઈ લાગે છે.

હું બધું સમજું છુ. તમારે વચન પાળવુ નથી ને ખોટા ડોળ કરવો છે.

પણ મેં વચન આપેલું તે તો હમણાં આપેલું તેને આગલી વાત સાથે સંબંધ ન હોય.

કેમ ન હોય? તમારે બંને પત્નિઓને સરખી રાખવી જ નથી એમ કહોને.

હું તો બંનેને સરખી રીતે જ રાખુ છું ને રાખીશ.

તમે મને તમારો ચૌદ વર્ષ સુધી નિરંતર સહવાસ આપો ત્યારે તમે બંનેને સરખાં રાખ્યાં કહેવાય

કાંતા, તું અર્થનો અનર્થ કરે છે મારાથી અન્યાય તો નહિ થાય.

મારાથી પણ અન્યાય સહન નહિ થાય.

એટલે?

તમારે આમ અન્યાય કરવો હોય તો મેં બે દિવસ પરણ્યાનું

સુખ ભોગવ્યુ તેટલુ જ બસ છે હવે હું વનવાસ ભોગવીશ હું અન્યાય સહન કરી શકીશ નહિ

કાંતા, શુ બોલે છે તેનો વિચાર કર, પરિણામનો વિચાર કર આબરૂનો વિચાર કર કુ જનો વિચાર કર

એ બધા વિચાર તમારે કરવાના છે સૌ જાણે છે બીજવરને પરણવાના ફળ માઠા જ હોય તમને જોઈએ તો વિચારીને મને સવારે જવાબ આપજો પણ સવારે તો નક્કી થવુ જ જોઈએ

સંતાન માટે તો મને લાવેલા માટે મને ચાલી જવા દઈ જ ન શકે એમ ખાત્રી રાખીને મેં મક્કમતાથી વાત કરેલી હું ફાવવાની એની મને ખાત્રી હતી એટલે હું તો નિરાંતે ઊંઘી ગઈ સવારે જાગી ત્યારે મારા પ્રાણનાથ રાત્રે ખુરશીમા જે રીતે બેઠેલા તેવીજ સ્થિતિમા મેં તેમને બેઠેલા જોયા સમજાયુ કે આખી રાત તેમણે ખુરશીમાં બેઠી રહીને વિચારમા જ ગાળી હશે

ત્યા તો સુધા બહેન પ્રાણનાથને પ્રણામ કરવા આવ્યા તેમનો હમેશનો નિયમ હતો કે ઉઠીને પહેલાં પ્રાણનાથને પ્રણામ કરવા તેમણે પ્રાણનાથને વિચારમા બેઠેલા જોઈ પુછ્યુ કે શા વિચારમા છો! પ્રાણનાથે કાંઈ જવાબ ન આપ્યો ત્યારે તેમણે મને પુછ્યુ કે શુ વાત છે? મેં તો નફટ થઈને બધી વાત કરી દીધી સુધા બહેન તો નારાજ થવાને બદલે હસતા હસતા બોલ્યા બસ એટલું જ ને બહેન આજથી પ્રાણનાથ તારા આજથી બસ મને તો તમારા બનેનો પ્રેમ હોય તો બીજુ કાંઈ જોઈતું નથી

સુધા, વ્હાલી, તું શુ બોલે છે કેવો ત્યાગ કરે છે તેનો વિચાર કર

પ્રાણનાથ, મેં વિચાર કરી લીધો છે તમે કાંતાને સુખ આપો કાંતા સુખી થાય એથી વધારે મને બીજો કોઈ આનંદ નથી

મને તો જોઈતું મળી ગયું. સુધા બહેને પોતાના સાગથી શોક ચિંતાનું વાદળ આનંદમાં ફેરવી નાખ્યું.

બે માસ મારા પૂર્ણ આનંદમાં વીતી ગયાં. પછી એકદમ માંદી પડી. લગ્ન પછી મહિનો દોઢ મહિનો અમારે દરરોજ મિષ્ટાન્ન ખાવાનું થયેલું તેથી મને આફરો, અપચો, ઝાડા એમ કોઈક કોઈકવાર થઈ જતું. પણ મેં એવી ઝીણી વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. ખોરાકમાં પણ કાંઈ ફેરફાર કર્યો નહિ એટલે બે મહિના પછી એકદમ પટકાઈ પડી. સખ્ત તાવ આવ્યો. ૧૦૬ ડીગ્રી સુધી ચડી ગયો. ડાક્ટરને બોલાવ્યા, બધાયને ફીકર થઈ પડી. ખૂબ ઉપચારો શરૂ થઈ ગયા બીજે દિવસે સવારના તાવ ઓછો થઈને ૧૦૧ ડીગ્રી થયો એથી ઓછો ન થયો વળી બપોરનાં વધ્યો. ડૉક્ટરે તપાસીને કહ્યું કે મુદતીઓ તાવ લાગે છે. ખૂબ સંભાળજો

ખાવાનું બંધ કર્યું પ્રવાહી લેવાનું રાખ્યુ ત્રણ અઠવાડીયા સુધી તાવ ચડઉતર થયો. પણ તદ્દન કોઈ દિવસ ઉતર્યો નહિ. મારા સાસુજી તો વૃદ્ધ થઈ ગયાં હતાં છતાં રસોઈ કરતાં અને સુધા બહેન ચોવીશે કલાક મારી પાસે રહેતા રાત્રે અખંડ ઉજાગરા કરતા. માથે બરફ મૂકવો, દવા આપવી, પેસાબ કરાવવો, વગેરે બધુ સુધા બહેન કરતાં અને છતા હંમેશ હસતા ને હસતા મને હિંમત આપતા કે શરીર છે, મંદવાડ આવે ગભરાવું નહિ મુદત પુરી થયે તાવ ઉતરી જશે.

મારા પ્રાણનાથને દિવસના તો દુકાન સંભાળવાની છતાં એ પણ રાત્રે ઉજાગરો કરતા સુધા બહેનના પરાણે સુવાનું કહેતા છતાં સુધા બહેન ભાગ્યેજ રાતના બે કલાક સુના.

ત્રણ અઠવાડીએ એક વખત તાવ તદ્દન ઉતરી ગયો પણ પાછો થોડોક આવ્યો. પણ હવે ડાકટરે કહી દીધુ કે ફીકર જેવુ નથી. ચોથું

આવાડીયું પુરું થયું ને હું ખાટલામાં મારી મેળે બેસી શકું તેવી સ્થિતિમાં આવી ગઇ પણ આ મહિનામાં સુધા બહેને મારી જે માવજત કરી તેથી મારી આંખ ઉઘડી ગઇ. મેં તેમને કેવો અન્યાય કર્યો છે તેનો મને પશ્ચાત્તાપ થયો બરાબર એક મહિના પછીની સવારે મારા પ્રાણનાથ તથા સુધા બહેન પાસે નમીને મેં મારા અપરાધની માફી માગી મેં ખરેખર ભૂલ કરી હતી તે કબુલ્યું મેં મારા પ્રાણનાથને આજીજી કરી કે હવેથી મને અને સુધા બહેનને એકસરખી રીતે જ રાખે સુધા બહેને તો હજુ પણ કહ્યું કે તેમને તો દૂરથી પ્રાણનાથનો સ્નેહ મળે તેય ઘણું છે પણ મેં આજીજીને આગ્રહ કરી બંનેને સરખી રીતે રાખવાની વાત કબુલ કરાવી.

આ ત્રણ મહિના હું જે મૃત્યુ જેવી હાલતમાં પડી રહી અને એ રીતે ત્રણ મહિના મારા પ્રાણનાથનો વિયોગ થયો એ મારા પૂર્વભવના પાપનું ફળ હશે એમ મને લાગે છે મેં સુધા બહેનને ત્રણ મહિના પ્રાણનાથનો વિયોગ કરાવેલો તેથી જ આ ત્રણ મહિના વિયોગ થયેલો હશે મારા બીજા પૂર્વપાપનું ફળ સાથે હશે પણ મુખ્યત્વે મારા આ પાપનું જ ફળ મેં ભોગવ્યું એમ મને લાગે છે

ભૂલ તો દરેક માણસ કરે છે. પણ ભૂલની માફી માગવી, પશ્ચાત્તાપ કરવો, એકરાર કરવો એવું તો આપના જેવા મહાન આત્માઓ જ કરી શકે છે યુનાઇટેડના ખબરપત્રીએ કહ્યું

મારે મારા પ્રાણનાથને લાયક થવું હોય, સુધા બહેનની નાની બહેન તરીકે લાયક રહેવું હોય તો મારે એકરાર કરવો જ જોઇએ. એ તો મહાન થઇ ચૂક્યા છે મારે તો તેમને લાયક બનવાનું છે.

તમારા એ શબ્દો જ તમારી મહાનતા સુચવી રહ્યા છે. ખબરપત્રીએ કહ્યું હવે આગળ ચલાવો.

# ૯

# કાંતાને પોતાની ભૂલ સમજાય છે

બીજા બે મહિના આનંદમાં વીતી ગયા મારા એકના નહિ અમારા ત્રણેયના કારણ મેં માફી માગ્યા પછી ત્રણેયના દિલમાં એકબીજા માટે સરખો પ્રેમ થઈ ગયો હતો ત્યાં અમારા પર્યુષણ આવ્યા. તે વર્ષે દેરાવાસીના પર્યુષણ એક દિવસ વહેલાં શરૂ થતાં હતાં. મારો દેરાવાસી તરફનો પક્ષપાત કાયમ જ હતો એટલે મારા પર્યુષણનો દિવસ એક દિવસ વહેલો હતો મેં કોઈને પૂછ્યા વિના તે દિવસ અપવાસ કરવાનું ધારેલું તે ઉપરાંત મને એક મહત્ત્વાકાંક્ષા જાગી તે દિવસે હું એકલીજ મંદિરે શું કામ જાઉં ? મારા મોટા બહેન તથા મારા પ્રાણનાથ પણ મારી સાથે દેરે ન આવે ? પણ તો તો મારે આગળથી જ વાત કરી લેવી જોઈએ. સુધા બહેન બહુ ઉદાર છે. મારા પ્રાણનાથ પણ ઉદાર છે, બંનેનો મારા પર પ્રેમ છે તો જરૂર બંને હા પાડશે હું બંનેને મારી સાથે દેરે લઈ જઈશ. એવા કંઈ કંઈ વિચારો મારા મનમાં આવી ગયા. ને તે રાત્રે જ એટલે કે અગીયારસની રાત્રે જ મેં વાત કરવાનું નક્કી કર્યું.

મારા સાસુ સસરા નીચે સૂતા હતા. તેઓ તેમના ઓરડામાં

સૂવા ગયા પછી હું ને સુધા બહેન સાથે જ ઉપર ગયા. દાદર ચડતાંજ મેં હોંશથી સુધા બહેનને કહ્યું કે, મારે આજે તમને એક વિનતિ કરવાની છે. બહેને પુછ્યું શું છે ?, મેં કહ્યુ ચાલો, ઉપર જઇને કહું છું. અમારા ઓરડામાં જઈને મારા પ્રાણનાથ તથા સુધા બહેન સાથે આ પ્રમાણે વાત કરી.

આવતી કાલે પર્યુષણ શરૂ થાય છે તો મારી ઈચ્છા છે કે તમે તથા સુધા બહેન બને મારી સાથે દેરાસર આવો તો આનંદ થાય.

કાલે કઈ તિથિ છે ?

કાલે બારસ છે.

તું મહાવીર ભગવાનને માને છે ?

હું જૈન છું અને તીર્થંકર ભગવાનને માનું નહિ એમ હોય ?

તો મહાવીર ભગવાને પર્યુષણ પર્વ કયા દિવસથી શરૂ કરવાનું કહ્યું છે ?

કેમ પરાપૂર્વથી પર્યુષણ બારસથી. શરૂ થતા આવ્યો છે.

પરાપૂર્વથી એટલે ?

મહાવીર સ્વામી કે તેમનાથી પણ પહેલાંથી.

તો તું ભૂલે છે મહાવીર સ્વામીના વખતમાં તો તેરસથી પર્યુષણ શરૂ થતા અને તે ય પણ ઘણા કાળ સુધી તેરસથી જ શરૂ થતા રહ્યા હતા.

તો બારસથી અત્યારે કેમ શરૂ કરાય છે ?

તેરસે શરૂ કરે તો સંવત્સરી પાંચમે આવે, પણ સંવત્સરી ચોથની લાવવા માટે એક દિવસ વહેલા શરૂ કરવાનું કર્યું.

તો પહેલાં સંવત્સરી ચોથની નહોતી ?

તેને નથી ખબર ?

ના

તો લે 'આ વાચ એમ કહી મારા પ્રાણનાથે પૂર્વાચાર્યોના ચરિત્રનું એક પુસ્તક કાઢીને તેમાથી એક પાનું બતાવ્યું મેં તે વાંચ્યું ને પછી કહ્યુ

આ ઉપરથી તો એમ લાગે છે કે, શ્રી કાલિકાચાર્યે ચોથની સંવત્સરી કરી

એમ નહિ એમણે તો એક જ વખત જરૂરી કારણે એક દિવસ વહેલી સંવત્સરી કરેલી

તો પછી દર વર્ષે ચોથ શુ કામ અપનાવી ?

ઇતિહાસના હિસાબે ગુરુભક્તિ ગણી શકાય

સ્થાનકવાસીઓ પાચમની સંવત્સરી કરે છે તો તેઓની ગુરુભક્તિમાં ખામી ન ગણાય ?

ભગવાન મોટા કે આચાર્ય ?

ભગવાન જ વળી

તો મહાવીર ભગવાને પાચમની સંવત્સરી પ્રરૂપી તે પ્રમાણે ભગવાનની આજ્ઞા પાળતાં ગુરૂભક્તિનો દોષ લાગે ?

ના, દોષ ન લાગવો જોઇએ હવે સમજી આપણે જૈનોએ સૌથી પહેલાં ભગવાનના વચનને જ અનુસરવુ જોઇએ તો હવે મારે કઇ સંવત્સરી પાળવી ?

તને ઠીક લાગે તે

ઠીક તો ભગવાનનું વચન પાળવાનું જ હોય • ( થોડી વાર વિચાર કરી પછી કહ્યુ ) ભલે ત્યારે, હું પણ સંવત્સરી પાંચમની જ કરીશ પણ ભગવાનની પૂજા કરવામાં શો વાધો ?

ભગવાનની પૂજા માટે કોઇને વાધો હોઇ શકે જ નહિ

તો પછી કાલે તો મારી સાથે દેરાસરમાં આવો કાલે દેરાસરમાં સિદ્ધચક્રની ખાસ મહાપૂજા છે કેટલી બધી ધામધુમ હશે કેટલો બધો આનંદ હશે તમને પણ જરૂર આનંદ થશે

સામાન્ય રીતે આપણને બૈરાઓને ધામધુમથી આનંદ આવે એ તો સ્વાભાવિક વાત છે પણ સિદ્ધચક્ર એટલે શું ? સુધા બહેને પૂછ્યું

બહેન, તમે પણ શું મશ્કરી કરો છો ? સિદ્ધચક્રને તમે ન જાણતા હો એવું કાંઈ બને ?

હા બહેન, હું નથી જાણતી માટે જ પૂછું છું ધર્મની વાતમાં હું મશ્કરી ન કરું

સિદ્ધચક્ર એટલે નવપદજી

નવપદજી એટલે નવકાર ? નવકારમાં તો પાંચ પદ હોય છે ?

નવપદજી એટલે નવકાર નહિ પણ નવપદજી એટલે અરિહંત, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય, સાધુ, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ નવને નવપદજી અથવા સિદ્ધચક્ર કહેવાય છે કારણ કે આ નવ પદ જ મોક્ષ-સિદ્ધિ અપાવનારાં છે

હવે સમજી એ નવે પદ આપણને મોક્ષ અપાવનારા છે એ તો બરાબર તો હવે તેની પૂજા કેવી રીતે થાય છે તે કહે

પૂજાની વિધિની તો મને ખબર નથી પણ એ બધું વિધિ પ્રમાણે જ થશે

પણ કેવી રીતે પૂજા થશે તેની માહિતી તો સમજાવું પાડ

હું ધારું છું, સિદ્ધચક્રનું મોટું ચિત્ર દોરેલું હશે અને એ ચિત્રની મહારાજશ્રી પૂજા કરશે ત્યારે આપણે બધાએ હાજર રહેવું તે વખતે સ્તુતિઓ ગવાશે ને ઘણી ધામધૂમ થશે

વારૂ, હું એક વાત તને પૂછું ?

પૂછોને! એમાં વળી મને પૂછવાનું શું હોય ?

તો કહે જોઈએ, તને પૂજાથી આનંદ થાય છે કે ધામધૂમથી ?

પૂજામાં ધામધૂમ તો હોય જ ને ?

કેમ, ધામધૂમ વિના ન થઈ શકે ?

થઈ શકે પૂજાની વિધિ તો ઘણી જાતની હોય છે પણ મોટી પૂજામાં મોટી વિધિ અને ધામધૂમ પણ વધારે હોય જ

ને ઠીક છે પણ વગર ધામધૂમે તારે એકલા એકલા પૂજા કરવી હોય તો આનંદ આવે કે નહિ ?

આપણા ધરમ પ્રમાણે પૂજા તો કરવી જ જોઈએને ?... (જરા વાર વિચાર કરી પછી...) હા પણ ધામધૂમ ન હોય તો આનંદ ઓછો તો આવે જ

બરાબર છે એટલે કે ખરી રીતે તું આનંદની ખાતર પૂજા કરે છે પણ ભાવથી નહિ એમજ ને ?

એમ હોય ? ભાવ ન હોય તો હું પૂજા કરવા જાઉં જ શું કામ !

એ તો આનંદના ભાવ માટે ભક્તિભાવ માટે નહિ.

હું હમેશ ભક્તિભાવથી જ પૂજા કરું છું

એમ તું માને છે ને તારા બાળાચારને લઈને પણ હૃદયથી નહિ

એટલે શું મારા હૃદયમાં ભક્તિભાવ નથી એમ તમે કહો છો ?

હજુ સુધી ખરો ભક્તિભાવ પ્રગટ્યો નથી એમ હું જોઈ શકું છું ને તું વિચાર કરીશ તો તને પણ મારૂં કહેવું જ ખરૂં લાગશે.

ત્યારે તો મારે વિચાર કરવો જ પડશે

ભલે, શાંતિથી વિચાર કરી જોજે હવે એક બીજી વાત પૂછું છું ધાર કે તું ખૂબ ભૂખી થઈ છે ને સામે મિષ્ટાન્નનો થાળ પણ પડેલો છે ત્યારે હું તને કહું કે તું એ થાળની પૂજા કર એટલે તારી ભૂખ મટી જશે પેટ ભરાઈ જશે તો તું એ વાત ખરી માનશે કે ?

ખાધા વિના પેટ કેમ ભરાય ?

તો ખાવું જરૂરનું જ છે ને ?

હા જ તો

ઠીક તો ખાવું તે અંતરિક ક્રિયા છે અંતરમાં ઉતારવાની ક્રિયા છે એ આંતરિક ક્રિયાથી જ ભૂખ મટે, સિદ્ધિ થાય ખરુ ?

હા

એટલે કે સિદ્ધિ માટે આંતરિક ક્રિયા, ભાવ સાથેના આચારની જરૂર છે તેમ જ તપને બહારથી નમસ્કાર કર્યા કરીએ તેમાં કાંઈ સિદ્ધિ નથી તપ પણ આચારની વસ્તુ છે તપ આચરીએ ત્યારે જ તે તપ કહેવાય અને તે પણ ખરા ભાવથી આચરીએ તો જ તપ એ સાધન છે, સાધ્ય નથી

સમજી સમજી જેમ મિષ્ટાન્નની પૂજા કરવાથી જ પેટ ભરાઈ નથી જતું તેમ તપને ચિત્રરૂપ બનાવી બાહ્ય પૂજા કરવાથી સિદ્ધિ ન મળી શકે પણ તપની ક્રિયાઓ કરવી જોઈએ તપને આદરવો જોઈએ

તો જ એ તપ કહેવાય

બરાબર પણ જ્ઞાન, દર્શન, ચારિત્રની તો પૂજા કરવી જોઈએ ને ?

જેમ તપ તેમ ચારિત્ર. ચારિત્ર પણ આચાર જ છે ચારિત્રની

પૂજા એટલે સદ્ચારિત્ર આચરવું તે., તેવી જ રીતે જ્ઞાન અને દર્શન સમજવાની વસ્તુ છે સદ્જ્ઞાન અને સદ્દર્શન પ્રાપ્ત કરવાની મહેનત કરવી એજ ખરી પૂજા છે. જ્ઞાનદર્શનના પ્રતીકને ટીલાં ટપકાં કરી શોભા કરવાથી આપણામાં જ્ઞાનદર્શન આવી જતાં નથી

એટલે કે આપણા મનના ભાવથી આચરણ કરવુ એને જ તમે ખરી પૂજા કહો છો ને?

હા

હવે ત્યારે એટલું તો હું બરાબર સમજી કે ખરુ જ્ઞાન મેળવી, ખરુ દર્શન સાધી, તેના ઉપયોગ સહિત તપ કરવુ અને વર્તન રાખવુ, એજ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની ખરી પૂજા છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચારેય બાહ્ય પૂજા કરવા જેવી વસ્તુઓ જ નથી. પણ અરિહત વગેરે પચ પરમેષ્ઠીની તો પૂજા કરવાની ને?

પૂજા એટલે શુ?

પૂજ્યભાવથી નમસ્કારવિધિ કરીએ તે.

એ વિધિ શુ?

મૂર્તિને કેસરના ચાદલા કરવા ને સાથેસાથે સ્તુતિ કરવી,

વારૂ, પૂજા–સ્તુતિ આપણે જીવત પરમેષ્ઠીની કરીએ તે વધારે સારુ કે મૂર્તિની કરીએ તે?

(જરાવાર વિચારમાં રહીને ••) જીવત પરમેષ્ઠીની પૂજા થઈ શકે તો તો વધારે સારુ પણ જીવત પરમેષ્ઠી છે જ ક્યા?

અર્હંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આપણા સપ્રદાયમાં ઘણાય છે એ તો તને ખબર છે. તો તેઓ જ ખરા પૂજવા લાયક ગણાય કે નહિ?

હા. પણ આચાર્ય વગેરે સાધુઓ આપણા ગામમાં આવે છે, ત્યારે આપણે તેમને વદન નમસ્કાર કરીએ જ છીએ. પણ તેઓ ન

હોય ત્યારે શું કરવું ? અને ભગવાન તો આ કાળમાં થવાનાં જ નથી તો પછી શું કરવું ?

આપણા પ્રાણનાથ થોડા દિવસ બહારગામ જાય ત્યારે આપણે શું કરીએ ?

આપણે આપણું કામ કરીએ બીજું શું ? પણ આપણે તો ભગવાનની વાત કરતા હતા એ કેમ છોડી દીધી ?

વાત છોડી નથી દીધી. હું તારા સવાલનો જવાબ જ આપી રહી છું.

તમે તો વચમાં પ્રાણનાથની વાત ઉપાડી.

હા. પણ એ તો કહે કે પ્રાણનાથ આપણા ભગવાન ખરા કે નહિ ?

સ્ત્રીએ પતિને ભગવાન ગણવા એમ તો મેં વાંચેલું છે. પણ પતિ કાંઈ ખરા ભગવાન કહેવાય ?

કેમ નહિ ?

કારણ એ બંનેમાં ફરક દેખીતો છે.

બરાબર. પણ એ ફરકની સાથે આપણને શું લાગે વળગે ?

કેમ નહિ ?

જો, તીર્થંકર ભગવાન જેમ આપણને ધર્મ સમજાવી આપણા ઉપકારી થયા છે તેમજ પ્રાણનાથ પણ આપણને ધર્મ સમજાવે છે, ધર્મનું રહસ્ય સમજાવે છે એટલે તેઓ પણ ભગવાન જેટલા જ આપણા ઉપકારી છે. ખરું કે નહિ ?

હા.

તો આપણે પ્રાણનાથને આપણા ભગવાન માનવા કે નહિ ?

હા.

તો આપણે આપણા જીવંત ભગવાનને જ પૂજવા જોઈએ કે નહિ ?

હા. પણ તો શું દેરાસરમાં પૂજા કરવા જવાની જરૂર નહિ ?

જરૂર છે કે નહિ એ તો તારે નક્કી કરવાનું છે !

કેવી રીતે ?

દેરાસરમાં પૂજા કરવાથી ખાસ લાભ શું થાય છે ?

ધર્મભાવના વધે અને દૃઢ થાય તે.

બરાબર હવે જો આપણે ધર્મની વાતો કરીએ, ધર્મનાં સિદ્ધાંતો સમજીએ, ધર્મના કામોના વિચાર કરીએ તો ધર્મભાવના વધે કે નહિ ?

વધે.

ઠીક. તો ધર્મભાવનાનો આધાર આપણા વિચાર ઉપર છે એ સમજાય છે કે નહિ ?

હા. એ તો સમજાયું, પણ ત્યારે પૂજાની જરૂર નહિ ?

મેં તને પહેલાં પણ કહી દીધું હતું કે પૂજાની જરૂર છે કે નહિ તે નક્કી કરવાનું કામ તારું છે.

પણ નક્કી કરવું શી રીતે ?

હજી ન સમજી ? જો પૂજા, આપણામાં ધર્મભાવના જાગે અને ધર્મભાવના જાગૃત રહે એટલા માટે છે એમ તેં જ કહ્યું હતું ને.

હા.

અને એ ધર્મભાવના આપણા ધાર્મિક વિચારોથી પણ જાગૃત રહેતી હોય તો પછી પૂજાની જરૂર રહે ?

રહેવી ન જોઈએ.

ભગવાન મહાવીરના વખતમાં પણ તું કહે છે તેવી પૂજાની જરૂર નહોતી. અને આજે પણ ઘણા માણસોને પૂજાની જરૂર નથી હોતી.

એટલે કે થોડા માણુસોને તો પૂજાની જરૂર છે એમ તમે કહો છો ને ?

જરૂરીઆત છે કે નહિ એ તો દરેક માણુસે પોતે જ નક્કી કરવાનું છે જેઓની ધર્મભાવના મૂર્તિપૂજાથી જાગૃત થતી હોય અથવા જાગૃત રહેતી હોય તેઓ ખુશીથી મૂર્તિપૂજા કરે. અથવા તેમણે મૂર્તિપૂજા કરવી જોઇએ. મૂર્તિપૂજા એ ધર્મભાવના જગાડવા માટેનું એક સાધન છે. તેમ બીજાં પણ ઘણાં સાધનો છે. અને બીજાં સાધનો વધારે જરૂરનાં અને વધારે ફળદાયક છે. આપણે આપણી લાયકાત પ્રમાણે અથવા આપણી જરૂરીઆત પ્રમાણે એ સાધનોનો ઉપયોગ કરવો જોઇએ.

પણ એ બધાંય સાધનોનો આધાર આપણા મન ઉપર જ છે ને ?

હા માટે જ આપણે આપણા મનને કેળવવાની જરૂર છે. સૌથી વધારે અગત્યની જરૂર એની જ છે.

પણ એમ જલદી મન કેળવાય શી રીતે ?

મનને તાલિમ આપવાથી.

કેવી રીતે ?

આપણા મનને આપણી પ્રિયમાં પ્રિય વસ્તુમાં કેંદ્રિત કરીએ તો મન બીજે હજાર ઠેકાણે ભટકતું અટકી જાય કે નહિ ?

( થોડો વખત વિચારમાં થોભીને...) અટકે ખરૂં.

વારૂ. તો કહે જોઇએ કે આપણી પ્રિયમાં પ્રિય વસ્તુ કઈ ?

( વળી વિચારમાં થોડો વખત ગાળીને... ) સૌથી પ્રિય તો આપણા પતિ જ.

સાચું તો આપણે આપણો બધો પ્રેમ આપણા પતિમાં જ ઢોળી દઇએ આપણા મનને આપણા પતિમાં જ કેંદ્રિત કરી દઇએ તો પછી મન બીજે ક્યાય ભટકવા ન જાય ખરૂં કે નહિ ?

હું તો પ્રાણનાથને પ્રેમ કરું જ છું.

સાચું કહે છે ?

તમને કેમ ખોટું લાગે છે ?

તેં હમણાં ભગવાનની પૂજાની વાત કરતાં કહ્યું હતું કે પૂજ્ય ભાવથી નમસ્કાર કરીએ તે પૂજા.

હજુ પણ હું એમ જ કહું છું.

ભલે પણ નમસ્કારમાં ભગવાન માટેનો પ્રેમ હોય કે નહિ ?

પ્રેમ ન હોય તો પૂજા નમસ્કાર થાય ક્યાંથી ?

એટલે કે પ્રેમ હોય તો પૂજા નમસ્કાર પણ હોય. તું કહે છે કે તું પ્રાણનાથને પ્રેમ કરે છે, તો કહે જોઉએ કે પૂજા નમસ્કાર વિના પ્રેમ હોઈ શકે.

ખરેખર બહેન, તમે મારી ભૂલ બરાબર પકડી પાડી. ને મારું અજ્ઞાન પણ દૂર કર્યું હું અત્યાર સુધી ખોટા ભ્રમમાં જ હતી. તમે રોજ પ્રાણનાથને સવારે ઉઠીને પ્રણામ કરો છો રાતના સુતા પહેલાં પ્રણામ કરો છો હું તો કાંઈ નથી કરતી. મારી ભૂલ છે. મારો પ્રેમ સાચો નહિ અધૂરો એની હવે મને ખાત્રી થઈ. હું અજ્ઞાન હતી, અંધ હતી, તે તમે મને દેખતી કરી.

હું પણ તારા જેવી જ અંધ હતી. મને ધર્મનું જ્ઞાન આપનાર પણ પ્રાણનાથ જ છે અને તેથી જ હું તેમને મારા પ્રાણના નાથ–પ્રાણનાથ કહું છું તું વગર સમજ્યે મારું અનુકરણ કરીને પ્રાણનાથ કહે છે પણ હવે તું તેમને ખરા પ્રાણનાથ ગણ એમને ભગવાનની જીવંત મૂર્તિ ગણી તેમની જ પૂજા કર અને જોજે કે તારું મન ભટકતું બંધ થઈ જશે તને બીજા શેમાંય રસ નહિ પડે. હું તો પ્રાણનાથને જ મારા જીવંત ભગવાન ગણું છું. એટલે આપોઆપ જીવનમુક્ત ભગવાનમાં મારું મન કેન્દ્રિત થઈ જશે.

હું પણ હવે એમ જ કરીશ. એમ કહીને તે જ વખતે મેં ઉઠીને મારા પ્રાણનાથને ખરા ભાવથી, ખરા પ્રેમથી પ્રણામ કર્યા. ત્યારે મને જે આનંદ થયો તેથી મને મનમાં ખાત્રી થઈ કે ખરેખર એ જ મારા પ્રભુ છે.

કેમ બહેન, ત્યારે હવે તારી શી ઇચ્છા છે?

હવે મારી શી ઇચ્છા હોય. મારે દેરાસર જવું હતું ભગવાનને વાંદવા. હું મુરખ હતી, અજ્ઞાન હતી. હવે સમજ પડી કે મારા ખરા ભગવાન તો અહિં જ બેઠા છે. તો ભગવાનને છોડીને હું ક્યાં જાઉં? હવે તો તમે જ મારા ગુરૂ. તમે મને જ્યાં તેડી જાઓ ત્યાં જ જવાની બીજે ક્યાંય નહિ.

પણ સાથે સાથે ભગવાનને પણ મનમાં યાદ રાખવા. ભૂલવા નહિ. જેમ પ્રાણનાથ બહારગામ જાય ત્યારે આપણે તેમની યાદ મનમાં રાખીને કામકાજ કરીએ છીએ તેમ જ અરિહંત, સિદ્ધ ભગવાનને પણ મનમાં યાદ તો રાખવાના જ.

હા. અરિહંત, સિદ્ધ ભગવાનને પણ હું યાદ તો રાખીશ જ. તેમની ભક્તિ કાંઇ હું ભૂલી નહિ જાઉં.

તારૂં જ્ઞાન સદૈવ કાયમ રહો.

તમારી આશીષ માથે ચડાવું છું.

સુધા બહેને ન્હરય તો બહુ સારૂં સમજાવ્યું. ઇંદુભાઇએ કહ્યું.

અને પોતાના વર્તનમાં ઉતારેલું તે જ સમજાવ્યું એટલે સાંભળનારમાં સચોટ અસર થાય જ. ઇન્દુભાઈથી આયોજની પ્રશંસા કર્યા વિના રહેવાયું નહિ.

બરાબર છે. ઉર્મિલાએ ટકો આપ્યો.

પણ હજી મારી વાત પૂરી નથી થઇ. કાંતાએ કહ્યું.

હજુ પણ કાંઇ રહસ્ય બાકી હોય તે પણ કહી દીઓ. અમને સાંભળતાં બહુ આનંદ થાય છે. છોટુભાઇએ કહ્યું.

અમે એટલી વાતચીત કરી ત્યાં અમારા પ્રાણનાથે કહ્યું.

તમે બને જણા પ્રેમ ઢોળી નાખશો તો તે ખાલી પડેલી જગ્યા પૂરવી તો પડશે ને ? કે એમને એમ ચાલશે.

ખાલી પડેલી જગ્યા તમારા પ્રેમથી પુરાઇ જશે.

તેં એવું કયાં કહ્યું હતું ?

એટલું અધુરું હતું. કારણ કે હજુ કાંતા સાથેની વાત એક જ બાજુની-અમારી બાજુથી પૂરી થઇ હતી. તમારી બાજુની વાત બાકી છે. પણ હવે એ તમે જ પુરૂં કરો. સુધા બ્હેને કહ્યું.

ભલે તો તમારી વાતમાં હું એટલો ઉમેરો કરૂં છું કે મારો પ્રેમ હું તમારા બંનેમાં સરખો ઢોળું છું. અને આપણે ત્રણેય એ પ્રમાણે એકબીજાનાં મન એકબીજામાં ઓતપ્રોત કરી દઇએ. કાંતા મારા ઉપર જ પ્રેમ રાખે એમ નહિ. પણ તેટલો જ પ્રેમ તારા ઉપર પણ રાખે. તું તેવી જ રીતે માગ તથા કાંતા ઉપર સરખો પ્રેમ રાખે કે જેથી આપણે ત્રણેય એક દિલથી રહીએ ને જીવન સાધના કરીએ.

પ્રાણનાથની આજ્ઞા માન્ય કરીએ છીએ. અમે બંને બહેનોએ એકી સાથે જ કહ્યું.



## ૧૦

# હર્ષદ નાલાયક નીવડે છે

મને દીકરો થયો હતો તે તો મારા પ્રાણનાથે આગળ કહી દીધું છે. મારા સાસુ સસરાને તેમના વારસ માટે દીકરાની ઈંતેજારી હતી તેમ મને પણ મારા મનમાં દીકરાની બહુ હોંશ હતી. બધી સ્ત્રીઓને દીકરાઓ જોતી ત્યારે હમેશ મને પણ મનમાં થતું કે મારે પણ દીકરો હોવો જોઈએ દીકરા વિનાનું જીવન મને નિર્માલ્ય લાગતું તેથી મને દીકરો આવ્યો તે માટે મને બહુ આનંદ થયો સાસુ સસરાની ઉમેદ પૂરી થઈ તેથી તેમને પણ ખૂબ આનંદ થયો સુધા બહેનને તેમના ત્યાગનું સારૂં ફળ આવ્યું જોઈ આનંદ થયો અને મારા પ્રાણનાથ તો સંયમી, સમભાવી, હમેશ આનંદમાં જ રહેનારા અમારો આનંદ એ જ એમનો આનંદ. એ દિવસે અમારો આનંદ વિશેષ તો તેમનો આનંદ પણ વિશેષ

એમ અમે આખું કુટુંબ આનંદમાં તરબોળ થઈ ગયું. હવે નામ પાડવાનો વિધિ આવ્યો. નામ શું પાડવું ! સસરાજીએ તો મારા પ્રાણનાથને કહ્યું કે રઘુનાથ જોષીને ત્યાં જન્મકુંડળી કરાવી લાવ ને ક્યા અક્ષરનું નામ રાખવું તે પુછી આવ ત્યારે સુધાબહેને કહ્યું.

બાપુજી, જન્મકુંડળી ભલે કરાવો, પણ નામ તો આપણી ભાવના પ્રમાણે જ રાખો.

તે હું ક્યાં ના પાડું છું. ક્યા અક્ષરથી નામની શરૂઆત કરવી તે જોશી કહે પછી તું તને ગમે તે નામ પાડજે.

પણ એવું બંધન, શા માટે?

એ તો આપણો ચાલતો આવતો રિવાજ છે.

તે ભલે, પણ એ રિવાજથી આપણને ફાયદો હોવો જોઇએને!

તો નુકશાન શું છે?

જોષી કહે તે અક્ષરમાં આપણને પસંદ પડતું નામ ન આવે તો?

ત્યારે તારી શી ઇચ્છા છે?

દીકરાના જન્મથી આપણને બધાને આનંદ થયો છે માટે આપણા એ આનંદને દર્શાવતું નામ પાડીએ.

એવું નામ કયું?

હર્ષદ, હર્ષ—આનંદ દેનારો.

સુધા બહેનની વાત બધાયને પસંદ આવી ગઈ નામ પણ બધાયને પસંદ પડયું. તેથી જન્મકુંડલી કરાવી પણ નામ તો હર્ષદ જ રાખ્યું.

સાસુ સસરા વૃદ્ધ તો થઈ ગયા હતા. પણ જાણે કેમ વંશવારસની આસાએ જ જીવતા હતા. હર્ષદ એકાદ મહિનાનો થયો ત્યાં તો સાસુ સસરા બંને થોડા થોડા દિવસને અંતે ટુંકી ટુંકી માંદગી ભોગવી ગુજરી ગયા. હવે કુટુંબમાં હર્ષદ શીખે અમે ચાર અને સુંદર કાકા એટલા જ રહ્યા. સુંદર કાકા તો દિવસે દિવસે ધર્મભાવમાં વધતા જ જતા હતા. અમારા ઉપર તેમનો પૂર્ણ પ્રેમ છતાં અમારી સાથે ય તેઓ સંસારની કોઈ વાત ન કરતા, તદ્દન નિસ્પૃહી! વિદેહી જેવા જ. રહેતા.

તે પછી તેર વર્ષ સૌ આપણ સુખ્ખું આનંદમાં ચાલ્યા ગયા ચૌદમા વર્ષથી ઉપાધિ શરૂ થઈ ચૌદ વર્ષના હર્ષદે હવે હર્ષને ,બદલે કંકાસ આપવો શરૂ કર્યો શરૂઆત તો નાની જ, થઈ, કોઈ કોઈ વખતે હર્ષદે એના બાપુજી, હું કે સુધા બ્હેન કાંઈ બોલીએ ને હર્ષદને તે પસંદ ન પડે તો અમારા ચાળા પાડવા શરૂ કર્યા ત્યારે હું તેને વઢું એટલે દબાઈ જાય મારા પ્રાણનાથને પણ વઢવાનું કહું ત્યારે હજુ બાળક છે, અણસમજુ છે માટે શી શામણ આપવી એમ કહી કદી વઢે નહિ

હર્ષદ ઉપર એના બાપુજીનો એ જન્મ્યો ત્યારથી જ પ્રેમ ઘણો બે મહિનાનો હતો ત્યારે પણ ખોળામાં લઈ રમાડતા છ મહિનાના હર્ષદને પણ સંગીતનો શોખ હતો એને ઘોડીયામાં સુવાડીયે અને ગમે તેટલો વખત હીંચકા નાખીએ તોય ઊંઘે નહિ પણ હાલરડું ગાઈએ તો બે મિનિટમાં ઊંઘી જાય રાત્રે વહેલો સુઈ જતો અમે હજુ જમતા હોઈએ ત્યારે તેથી એના બાપુજી કાંઈ પણ ગાઈને હર્ષદને ઉંઘાડી દે

આના પ્રેમને લીધે હર્ષદને વઢવું નહિ પણ સમજાવવું એમ મારા પ્રાણનાથ કહ્યા કરે પણ હવે હર્ષદમાં ઘમંડ આવવા લાગ્યો હતો તેણે હવે એમ માનવાનું શરૂ કર્યું હતું કે હવે એ બહુ સમજુ થઈ ગયો એક વખત તેણે તેના બાપુજીની બહુ સખત મશ્કરી કરી ત્યારે તેમને પણ ગુસ્સો ચઢ્યો તેમજ ગુસ્સો કર્યા વિના છોકરો સુધરશે નહિ એમ મનમાં સમજીને વધારે ગુસ્સો બહારથી દેખાડીને હર્ષદને તમાચો લગાવી દીધો ને ખૂબ વઢ્યા ત્યારે વળી થોડા દિવસ સીધો થઈ ગયો

પણ કહેવત છે ને કે કુતરાની પુંછડી વાંકી ને વાંકી તે પ્રમાણે થોડો વખત સીધો ચાલ્યો પછી પાછુ કાંઈક એવું જ એણે

તે વઢવું પડે, મારા પતિ તો એમ લોકને તે અને જરાયે ગમે નહિ તેથી હું સૌથી વધારે ખીજાતી અને વઢતી પણ વધારે. પણ હર્ષદ સુધરવાને બદલે બગડતોજ ગયો.

થોડાક દાખલા આપી વિગતથી કહોને ખબરપત્રીએ માગણી કરી.

ના, ભાઈ, એ વાત વિગતથી કહેતાં અત્યારે મારું દિલ ઉકળી જાય તેમ છે માટે આ વાતને જેટલી બને તેટલી ટુંકામાં જ કહીશ

ભલે, આપને ઠીક લાગે તેમ જ કહો

સત્તરમે વર્ષે મેટ્રીકમાં નાપાસ થયો પણ અઢારમે વર્ષે માંડ માંડ પાસ થઈ ગયો પછી કોલેજમાં જવાની વાત કરી તો કહે છે કે ગોખવું ન પડે એવું ભણું ગમે તે ભણો પણ યાદશક્તિ ન હોય તો ગોખવું પડે જ એટલે ભણતર છોડી દીધું અને એના બાપુજી સાથે દુકાનમાં જવા લાગ્યો પણ કામ શીખવાની દાનત નહિ ધમંડ એવો કે એક વખત જુએ એટલે પોતાને આવડી ગયું એમ જ સમજે સૌથી પહેલું પત્રવ્યવહાર શીખવાનું, પત્રવ્યવહારમાંથી ઘવાની બધી માહિતી મળે પણ હર્ષદને પત્રવ્યવહારનો કંટાળો

હર્ષદ મેટ્રીક થયો ઉમર પણ વીશેક વર્ષની થવા આવી. એટલે તેનાં સગપણ માટે કહેણ આવવા લાગ્યાં આઠ દસ મહિનામાં કેટલાક કહેણો આવ્યા તે કન્યાઓ જોઈ પણ એકે પસંદ ન આવી. આ ચોમાસું આવ્યું અને અમારા ગામમાં એક મહારાજનું ચોમાસું થયું તેમની પાસે હર્ષદ જવા લાગ્યો મહારાજે જોયું કે હર્ષદ ભોળો ને હુશિયાર છે, તેથી તેને ભોળવ્યો કાંઈક મંત્રો શીખડાવ્યા એટલે હર્ષદ આખો દિવસ ઉપાશ્રયમાં જ રહેવા લાગ્યો, બે વખત જમવા આવે, રાત્રે સુવા પણ મોડો આવે, માણસો તો વાત કરવા માંડ્યા

કે હર્ષદ દીક્ષા લેશે. મહારાજ પણ કહે કે એવો શિષ્ય હોય તો બહુ જ સારું!

એ જ વખતમાં એક કન્યાનું કહેણુ આવ્યું. કન્યા અમને પસંદ આવી. હર્ષદને બતાવી હર્ષદ ફરી ગયો હતો. પહેલાં તો કન્યાના મામા વગેરે દૂરના કુટુંબીઓ કોણ એ પૂછ્યું. પછી કહે સગપણ જ નથી કરવું, એ વખતે તો એણે એવી જીદ પકડી કે અમને બધાને ઘણું જ દુઃખ થયું. એના બાપુજી તો કહે એવી નાલાયકી કરવી હોય તો ઘરમાંથી જ કાઢી મૂકીશ. ત્યારે મને બીક લાગી કે છોકરો સાચે જ ઘરમાંથી ભાગી જશે! એટલે મેંજ તેમને શાંત કર્યા.

મારા પ્રાણનાથે ઉપાશ્રયે જઇ મહારાજને પણ ખૂબ ધમકાવ્યા. મહારાજ પણ જરા ડરી ગયા. ને કહ્યું કે તેણે કાંઈ હર્ષદને એવી શીખામણ આપી નથી, પણ ખરી રીતે એણે હર્ષદને એવી પકડમાં લીધો હતો કે તે છુટી શકે જ નહિ. હર્ષદને પણ મંત્ર સાધનામાં એવો રસ લાગેલો કે તે મહારાજને છોડે નહિ. મંત્ર સાધનામાં ક્રિયા પણ અજબ. હર્ષદ એકજ વખત બપોરના બાર વાગ્યે રોટલી ને ગોળ ખાતો. બીજું કાંઈ નહિ. પાણી ગરમ કરીને ઠારેલું પીએ તે પણ જમ્યા પછી ત્યાંને ત્યાં જ પી લીએ. જમીને ઊઠી ગયા પછી પાણી પીવાનું જ નહિ. પછી બીજે દિવસે જમવા ટાણેજ પાણી પીવાનું.

એક વર્ષ આવી તપસ્યા કરી. પરણવું જ નથી એમ વાત કર્યા કરી. ત્યાં વળી એક તદ્દન નજીવા પ્રસંગનું બ્હાનું કાઢી ઘરમાંથી જ ચાલી ગયો. ઉપાશ્રયે સુએ. જ્યાં ત્યાં જમી લીએ. લડાઇ ચાલતી હતી ને બહારનું જમવાનું બહુ ખરાબ મળવા માંડ્યું ત્યારે વળી હર્ષદ ઠેકાણે આવ્યો ને ઘેર જમવા લાગ્યો.

આ બધા વખત દરમ્યાન મને તો એટલું બધું દુઃખ થતું કે હું કેટલીયે વાર રડી હઈશ. હર્ષદને એની કાંઈ પરવા નહિ. એ તો ઉલટા રાજી થાય અને એના મિત્રોને ખોટી ખોટી વાતો-કરે કે હું એને ટાઢું ખવડાવું છું મારે ઘેર નથી જમતો !

અમારા દરબારે હુન્નર ઉદ્યોગની નવી શાળા ખોલી હતી. ઇલેક્ટ્રીકનું પણ ભણાવતા. હર્ષદને ઇલેક્ટ્રીકનો શોખ એટલે તેણે શાળામાં જવાનું શરૂ કર્યું. તેનો વખત સાંજનો છ થી આઠનો હતો. તેથી હર્ષદ સાડા પાંચે જમી લેતો. પણ એ પોતે જ અલગારી ઘણી વાર મોડો આવે અને પછી ગરમ રોટલી ખાતાં વાર લાગે તેથી એણે જ કહેલું કે એના માટે સવારે જ રોટલી કરી મૂકવી ને તે પ્રમાણે સવારની રોટલી ખાતો. ને બહાર જઈ એના મિત્રોને કહે કે એની બા એને ટાઢું ખવડાવે છે !

એ રીતે એણે તો અમારા બધાને માટે ઘણું ઘણું ખોટું કહેલું. તે ફક્ત પોતાનો વાંક છુપાવવા, પોતે ઘરમાંથી ચાલી ગયેલો તે અમે ખરાબ હતા એટલા માટે. એમ બતાવવા ખોટું બોલે. પણ અમે સાચી વાત કરી દઈએ એટલે એકદર એની જ નામોશી થઈ.

હર્ષદે ઘેર જમવા માંડયું પણ બીજી રીતે કાંઈ સુધર્યો નહોતો. સવારના વહેલો ઉઠી, નાહીને સાત વાગ્યે ઉપાશ્રયે પહોંચી જતો. અને અગીઆર ને બારની વચમાં ગમે ત્યારે આવતો. કોઈ વાર તો સાડા બાર એક વાગે પણ આવે. તે ઉપરાંત બીજી પણ જાહેર સંસ્થાઓમાં, કોંગ્રેસમાં પણ કામ કરવા માંડયું. બધે ઠેકાણે મફત કામ કરે, ગધેડાની જેમ ગદ્દા વૈતરું કરે. પણ ઘરનું કાંઈ પણ કામ ન કરે.

ઉપાશ્રયે મહારાજની એટલા કલો વખત શું સામાયિક કરે ? છોટુભાઇએ પૂછ્યું

ના ના સામાયિક પ્રતિક્રમણ તો પહેલાં કરતો તેય મૂકી દીધું હતું ને લાયબ્રેરીનું કે એવું બીજું મજુરીનું કામ કરતો

પહેલા હતા ઉપગત તપસ્યા કરી તેનો હવે પ્રચાવાત થયો હવે એને મોજશોખ સારો લાગવા માંડયો મિત્રો વધી પડયા

હર્ષદ વળી વખાણનો બહુ શોખીન એનાં વખાણ કાંઇ કરે એટલે ભાઇ ફિદા થઇ જાય ને એમ મિત્રોમા પૈસા ઉડાડવા માંડ્યા અમારા ગામમાં નાટકશાળા તો હતી જ ને વળી સીનેમા થયા. હર્ષદને દર આતવાડીએ તો જવું જ જોઇએ કોઇ વાર અઠવાડીયામા બે વખત જાય તે પણ એકલો નહિ ચાર પાંચ મિત્રો સાથે બધાયની ટીકીટના પૈસા હર્ષદ આપે બીજે ક્યાંય સફર કરવા જાય ત્યાં પણ બધાય મિત્રોનું ખર્ચ હર્ષદ આપે।

પણ તમે એની ઉપર દાબ કેમ ન નાખ્યો ? ખબરપત્રીએ પૂછ્યું

સાંભળો એ પણ કહું છું હર્ષદ બપોરના દુકાને જવા માંડ્યો અને એનું મન દુકાનમા લાગે એટલા માટે એના બાપુજીએ એને પગાર ઠરાવી આપ્યો એ પગાર એણે મિત્રોની સાથે સીનેમા નાટક વગેરેના મોજશોખમા ખર્ચી નાખવા માંડ્યો એનું ખર્ચ દર મહિને વધતું જ ગયું એટલે પગાર વધારે માગવા લાગ્યો પગાર વધારી આપ્યો તો ય તેનું પુરૂં ન થયું ત્યારે ચોરીઓ કરવા લાગ્યો એક વખત બહુ કામ હતું ત્યારે રોકડ એને સોંપેલી તેમાથી વગર પુછ્યે બસો અઢીસો રૂપીઆ લઇ લીધા તેની પાસેથી રોકડ લઇને મુનીમને સોંપી ઘરમાં વાપરવા મંગાવ્યા છે એમ કહી મુનીમ પાસેથી

ચાગસો ગ્પીઆ લઈ લીધા અમને તો કાંઈ ખબર જ નહિ એક વખત એક ધરાકને સાથી ઉધરાણી લઈ આવ્યો તે આપી નહિ એક વખતે દુકાનમા કોઈ બીજુ નહાતુ ને દુકાનેથી વી પી ગયેલા તેના પૈસા આવ્યા પોસ્ટમેનને સહી આપી તે પૈસા લઈ લીધા એમ જુદી જુદી રીતે ચેરીઓ કરવા માંડી

શરૂઆતમાં તો અમને કાંઈ ખબર નહિ મરણુ એને પૂછીએ કે ક્યા જાય છે તો કાંઈ દિવસ જવાબ આપે નહિ વધારે પુછીએ તો ઉશ્કેરાઈથી જોરથી "મારા મિત્રને મળવા જાઉ છુ" એમ કહી જોશથી બારણા બંધ કરી ભાગી જાય પૈસા કયા વાપરે છે તે પુછીએ તોપણુ જવાબ આપે નહિ ઘણી રીતે સમજાવીએ પણ પત્થર પર પાણી એને પૈસા ન આપવા માટે એક બાજુથી સખ્તાઈ કરીએ એટલે ઉપર થી તેમ જુદી જુદી રીતે ચોરીઓ કરવા મંડ્યો અને છતા તદ્દન બેશરમ કહે કે તમે પૈસા ન આપો તો શુ કરૂં?

મારી બહેનનો દિકરો તેને ગામથી અમારે ત્યા આવેલો આવેલો તો બીજે કયાય નોકરી ગોધી લેવા પણ અમારી દુકાનમા જ માણસની જરૂર હતી અને એનો સ્વભાવ રીતભાત મારા પ્રાણનાથને પસંદ આવી ગયા તેથી તેમણે રાખી લીધો ત્યારે હર્ષદ અમારા સગાવ્હાલાને કહેવા લાગ્યો કે અમારે ત્યા એના (એટલે મારા) પિયરીયા જ પોસાય છે! જુઓ એ દિકરો કેવુ બોલતો!

એક મિલમાલિક સાથે મારા પતિને રોજનો વહેવાર તેથી સારો સમક-મિત્રતા થઇ ગયેલી તેમણે લડાઈમા અમને કમાણી થાય તેવા ઇરાદાથી મારા પ્રાણનાથ પાસેથી ખાસ ઓર્ડર લીધો ને માલ તૈયાર થયે બારોબાર વેચવી દીધો તેમાં ધાર્યા કરતા નફો હજાર વધારે નફો થયો ત્યારે મારા પ્રાણનાથે અમને ખાનગીમાં

કહ્યું કે આ ત્રણ હજાર વધારાના નફાના છે તે આપણે ધર્માદામાં વાપરીએ તો કેમ! અમે બંને બહેનોએ હા પાડી.' એટલે અમે એ ત્રણ હજાર ધર્માદામાં વાપર્યા.

મારા પ્રાણનાથનો એ નિયમ હતો કે જે કાંઈ ધર્માદા કરતા તે અમારા ત્રણેના નામથી સરખે હિસ્સે કરતા. એટલે જ્યારે પણ ફાળામાં રકમ ભરાવે ત્યારે પ્રાણનાથ, સુધા અને કાંતા એમ ત્રણ નામથી ભરાવે. અથવા ત્રીજે ત્રીજે ભાગ દરેકના નામે છુટા છુટા ભરાવે. ઘણીવાર પુરુષોમા ને સ્ત્રીઓમાં જુદા જુદા ફાળા થતા ત્યારે પણ અમે આગળથી નક્કી કર્યા પ્રમાણે બને બહેનો અમારા જુદા જુદા નામથી સ્ત્રીઓના ફાળામાં ભરાવીએ. અને અમારા પતિ પુરુષોના ફાળામાં ભરાવે પણ દરેક સરખી રકમ ભરાવતા અમારા પ્રાણનાથે અમને બને બહેનોને સરખીરીતે રાખી હતી એટલું જ નહિ પણ પોતાનાથી અમે ઉતરતા છીએ એવું પણ કદી રાખ્યું નહોતું દુકાનના કમાવાના કામમાં, વ્યવહારના કામમાં કે ધર્મના કામમાં દરેક કામમાં અમારો ત્રણેનો સરખો' હિસ્સો છે. અમારા ત્રણેના સમાન હક છે. અમો ત્રણે સરખા છીએ એવી તેમની હમેશની ભાવના હતી.

હર્ષદને જ્યારે ખબર પડી કે અમે ત્રણ હજાર રૂપિયા ધર્માદામાં વાપર્યા ત્યારે તેણે પણ મારી ત્રણ હજારની માગણી કરી શું કરવા છે પુછ્યુ તેનો જવાબ નહિ મેં ના પાડી ત્યારે કહે કે તમે દિકરાને કંઈ આપતા નથી ને ધર્માદામાં વાપરો છો તો ધૂળ પડી તમારા ધર્માદામાં! જોઈ મારા દીકરાની અક્કલ ને તુમાખી!

સગાસંબધીઓ ઘણા સમજાવે, શીખામણ આપે કે તું હુશીયાર છે છતાં કમાતો નથી તારા બાપુ કમાય છે ને જે કાંઈ ભેગુ થાય છે તે તારા જ માટે છે? પણ એમ વાપરી નાખીએ તો રાજના

ભંડાર પણ ખુટી જાય છે માટે ઉડાડવાનું છોડી દઈ કમાવા શીખ. ત્યારે બધાને જવાબ આપે કે એ ક્યાં મારા માટે ભેગુ કરે છે, એ તો ભેગુ બાંધી જવાના છે !

જ્યારે એની ઉપર બહુ સખ્તાઇ કરી ને ચોરી કરવાનો પણ લાગ ફાવે તેવું ન રહ્યું એટલે દુકાનનું કામ કરવુ બંધ કર્યું મહિનો બે મહિના રખડ્યો થાક્યો ને સગાંઓએ સમજાવ્યો ત્યારે વળી દુકાનમાં જવા લાગ્યો પણ એના બાપુજીએ ચોખ્ખુ કહી દીધુ કે હિસાબ રાખવા સિવાય બીજું કાંઈ કામ કરવુ નહિ ભાઈ સાહેબને હિસાબ રાખવાનું કામ ગમતું નહોતું એટલે ખાલી બેસી રહેતો બે અઢી મહિના પછી પગાર માગ્યો ત્યારે એના બાપુજી કહે કે તેં કામ કર્યું નથી ને શેનો પગાર માગે છે? તો કહે, તમે કોઈના પૈસા ઉપર તાગડધિન્ના કરો છો ! કોના પૈસા ઉપર ? પૂછ્યુ તો કહે મારા પૈસા ઉપર મારો પગાર તો આપતા નથી એટલે બીજું શુ ?

એની જીભ-બોલી તો એવી બધી ખરાબ કે અમને એને બોલાવવાનું પણ મન ન થાય મારા પતિ તો એને બોલાવે જ નહિ તેમ તેને કદી કામ કરવાનું પણ ન કહે મને સમજાવે કે એ દિકરો નહિ મહેમાન છે એમ સમજવુ મહેમાન તરફથી કામકાજની આપણે આશા રખાય નહિ કોઈ ખરાબ સ્વભાવનો મહેમાન આવે તો એના ખરાબ શબ્દ પણ સહન કરવા જોઇએ.

વળી બીજી રીતે સમજાવે કે એ આપણો ખરો ઉપકારી છે એ સારો હોત તો આપણું સંસારનું બંધન વધત આ એની નાલાયકીથી સંસારની અસારતાનું આપણને ભાન કરાવે છે માટે આપણે દુખી થવાને બદલે સંતોષી અને વિરાગી થવું કે જેથી પરભવમાં ફરી આવું દુખ ભોગવવુ ન પડે

તોય બીજી રીતે ઘણીવાર મારા પ્રાણનાથને પણ દુઃખ થતું. એ એમ કે અમારૂં કેવું દુર્ભાગ્ય કે અમે આવો નાલાયક પુત્ર સમાજમાં મૂકી જઈશું અને એ રીતે સમાજને નીચે ઉતારવાનું પાપ અમે વહોરીશું એ પાપના વિચારથી જ એમને દુઃખ થતું.

સુધાબહેન તો જેટલા નરમ સ્વભાવના તેટલા જ મક્કમ દિલનાં. કોઈનું સહેજ પણ દુઃખ જોઈને સુધાબહેન ઘણીવાર રડી પડતાં હશે. પણ હર્ષદને સુધારવા માટે સખ્ત થવું પડે તો ખોટી લાગણીમાં તણાય નહિ. એમ તો મારા કરતાંય તેમને હર્ષદ ઉપર વધારે પ્રેમ. પણ તે સાચો પ્રેમ. ખોટું ઘેલાપણું નહિ. એમણે ઘણીયે મહેનત કરી પણ હર્ષદ સુધર્યો નહિ. ત્યારે બહેન કહે કે આપણા પૂર્વ-જન્મનું પાપ ફળ્યું છે તે કર્મ આડખીલા વગર આનંદથી સહન કરવું જોઈએ. એટલે એ પાપ આ જન્મમાં નષ્ટ થઈ જાય અને નવું આગામ કર્મ બંધાય નહિ એવી ભાવનાથી મોટા બહેન પણ શાંતિ રાખતા.

મોટા બહેન તથા મારા પ્રાણનાથના મુખ્યાગ્રહથી હું પણ શાંતિ રાખતી છતાં ઘણીવાર મારાથી રડી પડાતું. બનતાં સુધી હું રસોડામાં છાનીમાની જઈને રડતી તોય મોટા બહેન જાણી જતા. મને હર્ષદ કહે તેથી હું બહુ દુઃખી ન થતી. પણ એના બાપુજીનું અપમાન કરતો ત્યારે મને બહુ લાગી આવતું. કારણકે હું જ પાપિણી કે મેં એવા દીકરાને જન્મ આપ્યો જે એના બાપને દુખી કરે છે.

મને તો મારા પતિ એ જ મારૂં સર્વસ્વ હતું એટલે હર્ષદ મારા પતિનું અપમાન કરે એ મારાથી સહન ન થતું ને રડી પડાતું ત્યારે મારા પતિ તો કહેવા લાગતા કે આપણે ભાગ્યશાળી કે આપણાં સંસાર-સ્નેહ-બંધનને તોડવા હર્ષદ આપણને મદદ કરે છે. માટે આપણે આનંદી જ રહેવું ને સમાજસેવામાં દિલ પરોવવું. અને ખરેખર,

મારા પતિએ ઉક્ષા પાય ૭ વર્ષ મોટે ભાગે સમાજ સેવાના કામમાં જ ગાળ્યા

હવે મારાં આવા દુ ખમાંય અમારા નશીબ કાંઇક સારાં હશે કે અમને એક મીઠો વીરડો મળી ગયો. મારી મોટી બહેનનો દીકરો વસત જે અમારે ત્યા આવેલો તે મેં પણ ધારેલુ નહિ એટલો બધો સારો નીવડયો હુ તો માસી એટલે મારા ઉપર તો પ્રેમ રાખે પણ સુધાબહેનને વસંત તેની સગી માતા જેમ પૂજતો વસત એવો ગુણવાન નીવડ્યો કે એણે અમારા ત્રણેયનો પ્રેમ જીતી લીધો કામમા પણ એવો પાવરધો થઈ ગયો કે મારા પ્રાણનાથે દુકાનનો બધો ભાર એના ઉપર નાખી દીધો

સમાજસેવા માટે મારા પતિએ "જૈન સમાજ" નામનું માસિક કાઢેલું તેના કવર ઉપર છાપવાની જુદી જુદી ડિઝાઇનો હવે બનાવી આપી તે પણ એને કહીએ ત્યારે ન બનાવી આપે પણ જ્યારે એને પૈસા જોઇતા હોય ત્યારે બનાવે, એ પ્રમાણે જ્યારે જ્યારે એને પૈસા જોઇએ ત્યારે ત્યારે ડિઝાઇન બનાવી આપે અને બીલ આપી પૈસા લઈ લીએ

ઘરના કામના પણ પૈસા લીએ? ઉાટુભાઇએ પૂછ્યું

પૈસા જોઇએ ત્યારે એમ જ કરવુ પડે અને એ પણ ખરુ ને કે, એ ઘરનું કામ શેનું? એ તો સમાજ સેવાનુ કામ હતું

એક વખત લૌકિક પ્રસગે અમારે ત્રણેયને બહારગામ જવુ પડયુ. પાછળથી હવે એના મિત્રોને અમારા ઘરમા જ નોતર્યા એક દિવસ તો દશ બાર જણાને જમાડ્યા સીનેમામા લઇ ગયો ને એમ મોજમઝાહ કરી' ઘેર આવ્યા પછી કેટલાક દિવસ પછી અમને એ ખબર પડી ત્યારે તેને કહ્યુ કે આવુ ન કરવુ જોઇએ. તો કહે કેમ નહિ। મારો પણ હક છે

તે રાત્રે મારા પ્રાણનાથે અમને બને બહેનોને કહ્યુ કે હવે તેમનો ભરોસો હર્ષદ ઉપરથી તદન ઉઠી ગયો છે, જીદગીનો પણ ભરોસો નથી માટે ભવિષ્યમાં હર્ષદ આપણને હેરાન ન કરે તેટલી સાવચેતીના પગલા અત્યારથી જ લઇ લેવાં જોઇએ

તો શુ કરશુ ? મેં જ તેમને પૂછ્યુ

મને લાગે છે કે મારે વિલ કરી નાખવુ જોઇએ આપણા આ રહીએ છીએ તે ઘર બાપદાદાની કમાણીના છે બાકી બધુ મારી કમાણીનું છે બાના ઘરેણાના પૈસા આપણે તેમના જ નામથી ધર્માદામા વાપરી નાખ્યા છે તમારી પાસેનું ઘરેણું તમારા પિયરનું અથવા મારૂં કરાવેલ છે એટલે મારી કમાણીના પૈસાની વ્યવસ્થા માટે વિલ કરવાને મારે હક છે

તો વિલ કેમ કરશો ? સુધાબહેને પૂછ્યુ

એમ કે જો મારૂં મૃત્યુ તમારા પહેલા થાય તો મારી મિલકત હું તમને બનેને સોપીને જાઉં છુ તેની વ્યવસ્થા વસત મારફત કરવી અને તમારા મૃત્યુ સુધીમા જો હર્ષદ સુધર્યો હોય તો તમને ઠીક લાગે તો તમારો ભાગ તમારે હર્ષદને આપી જવો, નહિ તો "જૈન સમાજ" માસિક તથા પુસ્તક પ્રકાશનના કામ માટે આપી દેવો

સુધાબહેનને એ ઠીક લાગ્યુ મને પણ ગમ્યુ એટલે અમે બનેએ હા પાડી પણ સુધાબહેને નવી વાત મુકી કે ઘર બાપદાદાનું છે તો હર્ષદ વખતે કબજો લેવા માગે અને અમને બહાર કાઢવા માગે તો કાઢી શકે ?

કાઢી તો ન શકે તમને પણ ઘરમાં રહેવાનો તો હક ખરો જ ને. પણ હર્ષદ રોજના કજીઆ કરી તમને હેરાન કરી શકે મારી 'બીક' રહે નહિ ત્યારે એ ગમે તેમ વર્તી શકે માટે એમ કરીએ કે આપણા દરબારે ગામ બહાર નવું પરૂં વસાવવા માંડ્યુ છે તે પ્લોટ સીસ્ટમ

મઝાની છે. ત્યાં જમીન પણ નામની કિંમતે આપે છે. તો આપણે જમીન લઇ ત્યાં મકાન બાંધીએ.

કેટલુંક ખર્ચ થાય ? આપણી પાસે ફાજલ નાણાં છે ? સુધાબહેને પૂછ્યું.

હું ધારૂં છું ચારેક હજારનું ખર્ચ થાય. ને તેટલા આપણે આસ્તે આસ્તે દુકાનમાંથી જુદા તારવી લઇએ. ને પછી મકાન બાંધીએ. એ વિચાર અમને બધાને ગમ્યો. તે પ્રમાણે અઢીહજાર વાર જમીન લીધી. ને સુધાબ્હેનના નકશા પ્રમાણે તદ્દન નવી ઢબનું બંગલા ઘાટનું નવું ઘર બાંધ્યું. બેઠા ઘાટનું જ બાંધ્યું. ઉપર મેડી કરવા જેટલા અમારી પાસે નાણાં નહોતાં. ને મેડીની જરૂર પણ નહોતી. નીચે પણ મકાન એવું વિશાળ હતું, હવા ઉજાસ એવાં સરસ હતાં કે અમને એ ઘરમાં રહેવું બહુ ગમ્યું. વળી અમે ત્યાં બોરીંગ નખાવી પાણી કાઢેલું તે પાણી પણ બહુ સરસ નીકળેલું ગામમાં રહેતા તેના કરતાં પ્લોટના અમારા મકાનમાં રહેવાનું વધારે સારૂં લાગ્યું

તમારા સુંદરલાલ કાકા ત્યારે સાથે જ હતા કે ? ખબરપત્રીએ પૂછ્યું.

તમને અમારી વાતમાં ઠીક રસ લાગ્યો હોય એમ દેખાય છે. તમે લખતા જાઓ છો તેમ સાંભળેલું યાદ પણ રાખતા જાઓ છો.

ત્યારે મારે કહેવું જોઇએ, બહેન, કે હું પણ અમરાપરના તાજપર ગામડાનો રહીશ છું. એટલે મને તો બહુ રસ આવે છે. તેથી જ હું ઘડી ઘડી સવાલો પુછી આપને હેરાન કરૂં છું.

અરે, ત્યારે તો તમને તો કાંઈક ખબર પણ હશે જ.

મારી ઉમર નાની છે. ને પંદર સોળ વર્ષનો હતો ત્યારથી જ અહીં આવેલો તેથી દેશની બહુ વાત જાણું નહિ પણ નગરશેઠનું

કુટુંબ એટલું બધું જાણીતું કે મેં નાનપણમાં ઘણી વાતો સાંભળેલી એટલે કે આપના બાપદાદાઓની. હર્ષદભાઇની વાતની મને ખબર નથી. પણ સુંદરલાલ કાકાના ધર્મિષ્ઠપણાની વાત તો નાનું છોકરૂં ય જાણે તેમ હું પણ જાણું

ત્યારે તો અમારી વાત સાચી છે તેની તમને ખાત્રી થઇ હશે ?

હાસ્તો. એટલા માટે તો હું બધું ય જાણવા માગું છુ

ખુશીથી પુછવુ હોય તે પુછો હા સુંદર કાકા અમારી સાથે જ હતા પહેલા તો તેમને પ્લોટમાં આવવુ ગમતું નહોતું. કારણ ઉપાશ્રય ગામમાં તેથી તેમને જવુ આવવુ છેટુ પડે અને કામ ન આવ્યા હોત તો અમે ગામમાં જ રહેત. કારણ કાકાને હેરાનગતિ થાય એવુ કરવાને અમે રાજી નહોતા પણ મકાનમા વાસ્તાને દિવસે કાકા આવેલા ને એક દિવસ નવા મકાનમા રહ્યા ત્યા જ તેમને એવુ ગમી ગયુ કે તેમણે હવેથી ત્યા જ રહેવાની ખુશી બતાવી. તે પછી જ અમે ત્યાં કાયમ રહ્યા



## ૧૧

# અંત સમય

અમે બધાય શાંતિના ચાહક તેથી સુધાબહેને અમારા નવા મકાનનું નામ શાંતિસદન રાખવા સૂચવ્યું. અમને બધાયને એ ગમ્યું તેથી નવા મકાનનું નામ શાંતિસદન રાખ્યું. ચાર પાંચ વર્ષ શાંતિ સદનમાં શાંતિથી ગાળ્યા. એટલે એમ નહિ કે દર્દનાં ઉફાંદ ઓછાં થયાં હતાં. એનાં ઉફાંદ તો હમેશ વધતા જ રહેતા. પણ હવે એ દુઃખ શાંતિથી સહેવાનું ઠીક ઠીક શીખી ગયા હતા. તેથી શાંતિથી રહ્યા તેમ કહું છું

એક દિવસ સવારના નવેક વાગ્યે મારા પ્રાણનાથની તબીયત બગડી. અચાનક એકદમ છાતીનો તથા પેટનો સખ્ત દુઃખાવો ઉપડ્યો. સારું થયું કે વસંત ઘેર જ હતો તેને ડાક્ટરને બોલાવવા મોકલ્યો. ડાક્ટર નજીકમાં જ રહેતા હતા. તે તુરત આવ્યા. એટલામાં સુંદર કાકા પણ ઉપાશ્રયેથી આવી ગયા.

ડાક્ટરે આવી તુરત ઇન્જેક્શન મારી દીધું. ને દવા લાવવા માટે વસંતને સાથે લઈ ગયા. સુધા બહેન, હું તથા કાકા તેમની પથારી પાસે બેઠા.

મારા પ્રાણનાથે તરત કહી દીધુ કે આ દરદ જીવલેણ હોય એમ લાગે છે. કાકાએ હિંમત આપી, તો તેમણે કહ્યું—

કાકા, 'હું મૃત્યુથી ડરતો નથી. તમે બધુ જાણો છો. મારે ફીકર કરવા જેવુ કાંઈ છે નહિ. તમારી સંમતિથી વિલ કરી દીધું છે. સુધા, કાંતા બંને હુશિયાર છે, સમજુ છે, તમે સલાહ મદદ આપનાર છો. પછી મને શી ફીકર હોય?

કાકાએ વાત બદલતાં પુછ્યું—

ભાઈ હવે કેમ છે ? ઈન્જેકશનથી કાંઈ દરદ ઓછું થયું ?

ના, એમ ને એમ છે, પણ કાકા મારી એક માગણી છે.

શું છે ભાઈ, કહો.

કાકા, તમારી ધર્મભાવના અને તપસ્યા એવી છે કે તમે જરૂર દેવલોક જવાના.

અરે ભાઈ, એમ તે દેવલોક સંહેલા પડ્યાં છે? અને તેનું અત્યારે શું છે ?

કાકા, તમને ખબર છે. હું વગર જરૂરની વાત કરતો જ નથી.

તો કહો ભાઈ, શું કહેવાનું છે ?

કે તમે દેવલોકમાં જાઓ અને હું મારા બીજા ભવમા મારા કોઈ પાપના કારણે જૈન ધર્મથી વિમુખ હોઉં તો તમારે મને જૈન ધર્મ પમાડવો એટલું વચન આપો.

ભાઈ, મારી ગતિની મને કયાં ખબર છે છતાં તારી ખાતર વચન આપું છુ કે હું જો ખરેખર દેવપણે ઉત્પન્ન થઉં ને તને ધર્મ પમાડવાની જરૂર હશે તો ધર્મ પમાડીશ. તારા ધર્મ કાર્યમાં મદદની જરૂર હશે તો મદદ કરીશ અને ઉપરાંત કોઈ ભયંકર દુઃખમાં સપડાયો હોઈશ ને મારી મદદથી તે મટી શકે તેમ હશે તો તેમાં પણ મદદ કરીશ. એ મારુ વચન છે. બસ

બસ કાકા. હવે તમે ઘણીવાર અંતિમ ઇચ્છાની પ્રાર્થના ગાઓ છો તે મને ગાઈ સભળાવો સુંદર કાકાએ એ પણ ગાઈ સંભળાવી.

બહેન, એ પ્રાર્થના તમને યાદ હોય તો કહી બતાવશો ? કાઠીઆવાડી ખબરપત્રીએ માગણી કરી

હા. મને યાદ છે. એ પ્રાર્થના આ પ્રમાણે હતી.

ત્યાં વર્મન ર્વા લઈને આવ્યા દવા પાઈ દીધી, પછી તેમણે કાકા પાસે બીજી પ્રાર્થનાઓ, સ્તુતિઓ ગવડાવી, કલાક પછી તેમણે કહ્યું:—

હવે મને ઠીક છે. દુઃખાવો ઓછો છે. તમે બધા જાઓ કામ કરો, રસોઈ કરો, મારે કામ હશે તો બોલાવીશ

તો હું મારી ઓરડીમાં જ બેઠો છું કામ હોય તો તરત બોલાવજો એમ કહી કાકા ગયા. કાકાને જવું નહોતું પણ અમને એકાંત આપવા માટે જ ગયા હતા મારા મનને તો દુઃખ થતું હતું ને મારી આંખ ભીની થઈ જતી હતી તે હું છાનીમાની લુછી નાંખતી તો ય માગ પ્રાણનાથનું ધ્યાન ગયેલું કાકા ગયા પછી તેમણે મને કહ્યું:—

કાંતા, તું ગભરાય છે શેની? રડે છે કેમ? આપણો પ્રેમ માયાની નથી, નિર્મળ છે, શુદ્ધ પ્રેમ રડે નહિ આપણાં મન એક જ છે. માટે હિંમત રાખ. જા હવે રસોઈ કરી જમી લીઓ એમ કહી મને પરાણે રસોઈ કરવા ઉઠાડી સુધા બહેનને તેમની પાસે જ બેસી રહેવાનું કહી નામરજી છતાં હું રસોઈ કરવા ગઈ

એક કલાકમાં તો અમે જમી પરવારી પાછા આવી ગયાં. બાર વાગ્યે ફરી ડાક્ટર આવ્યા. ફરી ઇંજેક્શન આપ્યું. પણ આમ કાંઈ અસર થઈ નહિ. તેમના મનોબળથી ચાર વાગ્યા સુધી મારી રીતે વાતચીત કરતા રહ્યા તે પછી તબીયત વધારે બગડી પથારીમાં પડખું પણ ફરી શકતા નહોતા. રાત્રે ફક્ત "મહાવીર," એટલું આસ્તેથી બોલતા હતા અને સવારે સાડાસાતે દેહ છોડી દીધો.

અને પ્રવીણભાઈ તરીકે જન્મ લીધો. ખબરપત્રીએ કહ્યું

હા. મારામાં સુધાબહેન જેટલું મનોબળ નહોતું તેમજ તેમના જેટલાં સાગ, વૈરાગ્ય પણ નહોતાં તેથી મને આ આઘાત અસહ્ય લાગ્યો. મનની અસર શરીર ઉપર થઈ. હું માંદી રહેવા લાગી. ને લગભગ છ મહિના પછી એ જ પ્રમાણે એક દિવસના છાતી તથા પેટના દુખાવામાં મેં પણ દેહ છોડ્યો.

ને કાંતાબહેનમાંથી સુનેબાબહેન બની ગયા ખબરપત્રીએ કહ્યું.

હા. ભાઇ, તમે પણ રમુજી બહુ સાગ દેખાઓ છો.

આવી વાત વખતે મન હલકું કરવા રમુજ પણ જોઇએ ને!

ખરી વાત છે.

પણ તમે હર્ષદભાઇની વાત તો કરી નહિ? એમને પણ દુઃખ તો થયું જ હશે.

એને શું દુખ થાય. એનામાં પ્રેમ કે દયાનો છાંટો પણ નહિ તેને દુઃખ શું? એના પિતાજી શુક્રવારે ગુજરી ગયા ને ત્રીજે દિવસે રવિવારે એને સીનેમા જોવા જવુ હતુ એ ઉપરથી સમજી જાઓ કે એને કેવુ દુઃખ હતું! હા, પણ એક વાત કહેતાં રહી ગઇ મારા પતિની પેઠે મેં પણ મારા મરતાં પહેલાં સુંદર કાકા પાસેથી એ જ પ્રમાણે વચન લીધેલું, ને વધુમા એમ વચન લીધેલું કે અમારો આ ભવનો સબંધ પણ બતાવે અને બની શકે તો મને એજ પતિની પત્નિ બનાવે.

અહીં સુધીનો પૂર્વભવ બતાવ્યા પછી મને સમજાવ્યુ કે હું એ જ તારો સુંદર કાકો છું. પહેલા દેવલોકે ઉપજેલો છું. ત્રણ મહિના પહેલાં જ મેં મારો દેહ અમરાપરમાં છોડ્યો હતો. અહિં ઉત્પન્ન થઇને સૌથી પહેલાં મેં મારો પૂર્વભવ જોયો કે તેજ વખતે તારા

ઉપર મૃત્યુ સમુ દુઃખ આવે છે તે જોયું. તેથી તને નિદ્રામાં પણ સુરક્ષિત રીતે રાખી છે. હવે તને તારા મૃત્યુ પછીની અમરાપરની હકીકત જાણવાની ઇંતેજારી થઈ છે તો ભલે એ પણ તને બતાવું છું. તેથી હું હવે પછીની વાત પણ જાણી શકી.

સુધાબહેનના ત્યાગ, વૈરાગ્ય એટલા પ્રબળ કે તેમણે બધાં દુઃખ શાંતિથી સહન કર્યાં. બાકીનું જીવન પણ શાંતિથી ગુજાર્યું. ને મારા પછી લગભગ અઢી વર્ષે દેહ છોડ્યો. એવા ત્યાગીને મૃત્યુનું દુઃખ પણ ન હોવુ જોઇએ. તે પ્રમાણે સુધાબહેન એક દિવસ સવારના સામાયિકમાં માળા ફેરવતા હતા તે વખતે માળા ફેરવતાં ફેરવતાં જ એક ક્ષણમાં દેહ છોડી દીધો. ને વત્સલાબહેન તરીકે અવતાર લીધો.

એ છેલ્લું વાકય તો મારે પુરૂં કરવાનું હતું. ખબરપત્રીએ કહ્યું

એટલા માટે જ મેં તમારો આનંદ લુંટી લીધો.

વારૂ. તમારા પૂર્વપ્રેમને લીધે તમે પ્રવીણભાઈ તથા સુલેખાબહેન નાનપણથી જ ભેગા ગઇ ગયા. ને પરણીને ભેગા જ રહ્યા. તો સુધાબહેનનો પ્રેમ તો વિશેષ હતો છતાં આટલા વર્ષ કેમ દૂર રહ્યા તે સમજાતું નથી

હા એ પણ મને સુંદરદેવ કાકાએ સમજાવેલુ કે સુધાબહેનના પૂર્વભવના કોઈ અશુભ કર્મને લીધે તેમને બાવીશ વર્ષ સુધી અમારા આપણનાયનો સબંધ ન થયો એટલું જ નહિ પણ તેમને ધર્મના જ્ઞાનમાં પણ ક્ષતિ આવેલી તે કર્મ પણ આજે જ ચાર વાગ્યે મારા પુનર્જન્મ પછી તુરત જ નષ્ટ થયું છે. તેથી હવે તેમને આગળનું બધું જ્ઞાન થઇ ગયુ હશે.

હા. હવે તો બધુ પૂર્વભવનું જ્ઞાન મારામાં હતું. તે આવી ગયું છે. સુધા ( વત્સલા )એ કહ્યું.

તમે કહ્યું કે અશુભ કર્મ તો અત્યારે જ નષ્ટ થયું તો પછી તેમનું લગ્ન તે પહેલાં કેમ થઈ ગયું ! ખબરપત્રીએ પૂછ્યું.

જીતુ શાહે કહ્યું—

એનો જવાબ હું આપી શકીશ. કર્મનું ફળ જ્યારે નષ્ટ થવાનું હોય ત્યારે છેલ્લા વખતમાં તેનાં અશુભનું ફળ રહેતું નથી તેથી બીજાં શુભ કર્મ જોર કરી શકે છે. તે પ્રમાણે સુધાનું અશુભ કર્મ નહિ જેવું જ બાકી રહ્યું હતું તેથી તેનું જોર નહોતું ત્યારે જ તેનું સગપણ ને લગ્ન થઈ શક્યાં ને તે પછી તે જ્ઞાનમાં વધતી ગઈ હશે અને આજે એનું છેલ્લું આવરણ પણ તુટી ગયું હશે. એટલે એનું પહેલાં જેટલું જ્ઞાન હતું તે બધું આજે પુરેપુરૂં તેનામાં આવી ગયું હશે કેમ બહેન હું કહું છુ તેમ થયેલું કે ?

હા બાપુજી એમ જ થયેલું

હજુ સુલેખા, મારે એક વાત જાણવાની બાકી છે

શું ?

તારો દેહ જે ઓરડીમાં રાખેલો તેમાંથી સુગંધ શેની આવતી ?

મારા દેહની ચોકી કરવા એક દેવાંગનાને મૂકેલી તેના દેહમાંથી બારીક સુવાસ નીકળતી તે સુવાસ તમને લાગેલી. બારણું ઉઘડતાં દેવી ચાલી જતી તેથી પછી તમને સુવાસ જણાતી નહિ

બહુ વિચાર કરેલો પણ આ દેવીની હૈયાતીની અમને કેમ ખબર પડે ?

પણ મારા શબમાં કોઈક સુચન હોવું જોઈએ

હા. દૈવી સંકેત કે દૈવી મદદ જેવું હતું પણ અમે કોઈ જોષી સમજી શકતા નહિ કે એ સંકેત કે મદદ શું હશે ?

હર્ષદભાઈનું શું થયું તે કોઈ તમે જાણી શક્યા ? ખબરપત્રીએ પૂછ્યું.

હા  મારા મૃત્યુ પછી તેણે લગ્ન કરવાની હા પાડેલી. તે પ્રમાણે સુધા બહેન પાસે કેટલાક કહેણ આવેલા પણ હર્ષદને ઘમંડ એવો કે તેની પોતાની પાસે કહેણ આવે તો જ લગ્ન કરવા તેથી સુધા બહેનના ગુજરી જવા પછી પરણેલો ને હમણાં લગભગ ૭ મહિના પહેલાં જ તે બને પતિ-પત્નિ ગુજરી ગયાં છે

અમારૂં જુનું ઘર હર્ષદે વેચી નાખેલું, નવુ ઘર ને મિલકત સુધા બહેન માસિક તથા પુસ્તક પ્રકાશન માટે આપી ગયેલા ને વસંતને ટ્રસ્ટી નીમેલ  તે રકમ હતી ત્યાંસુધી વસંતે માસિક ચલાવેલ ટ્રસ્ટમાં ફક્ત ઘર રહ્યું છે તે પણ વેચી નાખવાનો વસંત વિચાર કરી રહ્યો છે

આ પ્રમાણે અમારી પૂર્વજન્મની હકીકત પુરી થાય છે.

બહુ  આનંદ થયો—કહી બધા મ્હેમાનો ઉઠયા  તેની સાથે ઇન્દુ પણ ઉઠી ત્યારે વત્સલાએ કહ્યું.

મામી, તમે તો થોડી વાર બેસો

ના બ્હેન, અત્યારે હવે ઘણો વખત થઇ ગયો છે કાને આવીશ

એ પ્રમાણે બધા મ્હેમાનો ગયા  તેમને વળાવવાને દાદર સુધી પ્રવીણ, વત્સલા તથા સુલેખા અને જીનુ શાહ ગયા



## ૧૨

# અભેદતાની શરૂઆત

મ્હેમાનોને વળાવવા બધા સીડી સુધી બહાર ગયેલા ત્યાંથી ઘરમાં આવતા ઋતુશાહે કહ્યુ તમે તમારા ઓરડામાં બેસો. હું જરા મારી ટપાલ લખવા મારા ઓરડામા જાઉં છુ

પ્રવીણ, સુરેખા તથા વત્સલા તેમના ઓરડામાં આવ્યા કે વત્સલાએ બારણુ બંધ કરી દીધુ પછી પ્રવીણ પાસે જઇ, તેના ખભે હાથ મૂકી કહ્યુ

મારી એક વિનતિ છે

સુધા, આપણે હવે વિનતિના વર્તુલમાંથી બહાર નીકળી ગયા છીએ એમ મને લાગે છે. કેમ, કાંતા, તારો શો અભિપ્રાય છે?

પ્રાણનાથના જ્ઞાન પાસે મારૂં શુ ગજું કે હુ અભિપ્રાય આપુ?

વહાલી કાંતા, આમ તું અળગાપણું દાખવે એ મને નહિ ગમે.

ના, પ્રાણનાથ, હું અળગી છુ જ નહિ. પણ હું તો હજી એમ માનુ છું કે મારો અધિકાર પ્રાણનાથ પાસે તેમ જ મોટા બહેન પાસે વિનતિ કરવાનો છે ને એમાં જ મને આનંદ છે.

તમે બંને બહેનોની મહત્તા તમને "વિનંતિ" શબ્દ બોલાવે છે તે હું સમજુ છુ. પણ હવે આપણે હૃદયથી એટલી બધી અભેદતા સાધી ચૂક્યા છીએ કે વિનંતિ શબ્દમાં રહેલી નાનમ સ્વિકારીને તમે મારી સાથે વાત કરો એ મારે માટે દુઃખનો વિષય ગણાય.

દેવને દુઃખ થાય એવું કહેવા હું જરાય ઇચ્છતી નથી.

હું પણ પ્રાણનાથને દુઃખ થાય એવુ બોલવા જરાય ઇચ્છતી નથી.

તો હવે આપણા આંતરવ્યવહારમાંથી વિનંતિ શબ્દને સત્વર બાતલ કરો.

જેવી દેવની ઇચ્છા.

જેવી પ્રાણનાથની આજ્ઞા.

આજ્ઞા શબ્દ પણ વિનંતિની જેમ જ નાનમ કે દાસત્વ સૂચવે છે. એટલે એ શબ્દ પણ બાતલ કરવાનો. જ્યાં વિનંતિ ન હોય ત્યાં આજ્ઞા કેમ હોઇ શકે?

બરાબર છે. આપણે આજ્ઞા કે વિનંતિની બદલીમાં ઇચ્છા શબ્દ જ વાપરવો.

હું પણ ઇચ્છા શબ્દ જ વાપરીશ. આપણા ત્રણેની ઇચ્છા જ હોઇ શકે, ત્રણમાથી કોઇનેય કોઇના માટે આજ્ઞા કે વિનંતિ હોઇ જ ન શકે તમારે બંને બહેનોએ પણ ઇચ્છા શબ્દ જ વાપરવો.

કબુલ.

કબુલ.

હવે સુધા, તું શું કહેતી હતી તે કહે.

મને એમ થયું કે આપણે મારા પિતાશ્રીને ટ્રંક-કોલ કરીને તેમને ખબર આપીએ તો તમને પણ આનંદ થશે.

અરે, એ તો હું ભૂલી જ ગઈ. મારે જ હૉસ્પિટાલમાંથી તાર કરાવવો જોઈતો હતો.

ના, બ્હેન, તાર ન થઇ શકત. કારણ કે તારમાં બધી વાત સરખી લખી ન શકાય. અને એમ ને એમ તાર કરીએ તો પિતાજીને નકામા ઉચાટ થાય. એટલે મેં હૉસ્પિતાલમાં વાત નહોતી કરી. આપણે અહિંથી જ ટેલીફોન કરીએ. કારણ ટેલીફોનમાં ટુંકામાં મુખ્ય વાત સમજાવી શકાશે.

બરાબર છે. હું દિવાનખાનામાં જઇને ટેલીફોનથી ટ્રંકકૉલ માટે નોંધ કરાવી દઉં છું. ટ્રંક-કૉલનો આપણો વારો આવતાં ઓછામાં ઓછી અરધી કલાક થશે. એટલે નોંધ કરાવીને પાછો આવું છુ.

× × × × ×

સુલેખા બ્હેન તમે અહિં બેસો. હું જરા રસોઈની તૈયારી કરૂં છું. તમને હવે ભૂખ લાગી હશે.

ના બ્હેન, તમે જ મોટા છો. તમને પગે લાગું છું. તમારે મને તું કહીને જ બોલાવવી. એટલું કહેતાં સુલેખા, વત્સલાના પગ પાસે નમી પડી નમતાં નમતાં રડી પડી. તેનાં આંસુ વત્સલાના પગ ઉપર પડ્યા.

આ શું બ્હેન. તને રડાવવા માટે મેં વિવેક નહોતો વાપર્યો. એમ કહેતાં કહેતાં વત્સલાએ સુલેખાને ઉચકી લીધી અને પોતાની છાતી સરસી ચાંપી, પોતાના શુદ્ધ પ્રેમની ખાત્રી આપી. ને કહ્યું—

જો બ્હેન, તું રડે તેથી મને કેટલું બધું દુઃખ થાય છે તે તું જાણે છે. પછી આમ થાય? તને દુઃખ થાય એવું કરવાની મારી જરા ય ઇચ્છા નથી. તારી એમ ઇચ્છા છે તો હવેથી હું તને તું કહીને જ બોલાવીશ. બસ.

એમ કહીને સુલેખાને બાથમાંથી છુટી કરી

બસ, મારે મન એ મોટા આનંદની વાત છે. મોટી બહેન. એમ કહીને હવે સુલેખાએ વત્સલાને બાથ ભીડી દીધી.

ત્યાં પ્રવીણ ટેલિફોન કરીને તેમના ઓરડામાં પાછો આવ્યો તેણે સુલેખાને છેલ્લુ વાક્ય બોલતાં સાંભળી હતી અને વત્સલાને બાથમા લેતાં દીઠી તેથી તે રાજી થઇ બોલ્યો

તમારા બંનેનું પ્રેમાલિંગન જોઇ મને બહુ જ આનંદ થયો. પણ કાંતા તું શેના આનંદની વાત કરતી હતી!

એ તો મેં સુલેખા બહેનને કહ્યુ કે તમે અહિં બેસો, હું રસોઇની તૈયારી કરવા જાઉં છુ ત્યા તો મારે પગે પડી રડી પડ્યા. ને એમને મારે તું જ કહેવુ એમ બહોસ કરી. એમના રડવાથી મને બહુ દુખ થયું મેં તેમને ઉંચકીને બાથમા લીધા ને હવેથી તું કહેવાની મંજુરાત આપી એથી સુલેખા પણ એવી ગળ્ગળ થઇ ગઇ કે તેણે મને સામી બાથ ભીડી લીધી ત્યા તમે આવી પહોચ્યા

બહુ સારૂ કર્યું સુધા, કાંતા, તમારા બંનેના પ્રેમથી હું બહુ ખુશી થયો છુ પણ તને બીજી ખબર છે, સુધા? બીજી રીતે પણ તુ કાંતા કરતા મોટી છે

શી રીતે? કહો?

કહું શુ કામ, નજરે જ બતાવુ

બતાવો

તમે બને અહિં આવો આ કબાટના અરીસા સામે ઉભા રહો બરાબર હવે અરીસામાં જુઓ તમને શુ લાગે છે?

આપણે ત્રણેય એક છીએ એમ અરીસો કહે છે. સુધાએ કહ્યુ

હું તો તમારી પછવાડે દૂર ઉભો છું તો એમ કેમ કહેવાય ? એમ કહેતાં નજીક આવી પછવાડે વચ્ચે ઉભા રહી બંનેના ખભા ઉપર પોતાનો એકેક હાથ મૂક્યો.

જુઓને, અરીસાની કરામતે તમને નજીક આણ્યા કે નહિ ? અને ત્રણેયને એક બનાવ્યા છે કે નહિ. તે તમે જ સામે જોઇને કહો.

એક જ અરીસો આપણાં ત્રણેનું પ્રતિબિંબ પાડે છે. તથી તેં કલ્પના તો બહુ સુંદર કરી, સુધા. ખરેખર આપણે ત્રણેય એક જ છીએ.

તર્કમાં ને કલ્પનામાં તો મોટા બહેનનો હમેશ પહેલો નંબર છે. તેમને કોઇ ન પહોચે.

ને બોલે પણ હમેશાં એવું મીઠું કે તેમાંથી પ્રેમ ને જ્ઞાન છુટયા જ કરે. કેમ કાંતા, સાચું કે નહિ ?

સાચું એટલું જ નહિ પણ બહેન મારા ઉપર તો અમૃત વરસાવ્યા જ કરે.

પણ તમે અમને અહિ શું કામ ઉભા રાખ્યા છે તે તો કહો.

કહેતું નહોતું. દેખાડવું હતું. માટે જ તમને બંનેને ઉભાં રાખ્યાં છે. તેમાંથી તેં તો નવીન અર્થ કરી આનંદ કરાવ્યો. હવે કાંતા તું કહે, તને શું દેખાય છે ?

તમે સૌથી મોટા દેખાઓ છો.

બરાબર, અરધે રસ્તે આવી પહોંચ્યા.

હવે હું બરાબર સમજી ગઇ. સુધાએ કહ્યું.

તો બહેન, મને સમજાવી દોઓ.

ના, સુધા, હું જ સમજાવું છું. જો કાંતા, હું સૌથી મોટા દેખાઉં છું તો મારાથી નાનું કોણ દેખાય છે?

સુધા બહેન.

ને તું?

હું જરાક બહેન કરતાં નીચી ને નાની દેખાઉં છું.

બસ મારે એ જ બતાવવું હતું. કહેવા કરતાં બતાવવાથી ખાત્રી થાય ને?

હા, હા. હવે હું બરાબર સમજી, દેખાવમાં પણ હું નાની દેખાઉં છું એટલે બધા ય સુધા બહેનને મોટા માનતાં અચકાશે નહિ.

એમ કહે ને કે તારે જાણી કરીને નાનું જ થવું છે.

ના, બહેન. તમે ગત જન્મના સંબંધથી જ મારાથી મોટા છો એટલું જ બસ નથી. તેમ અત્યારે દેખાવમાં જરાક મોટા દેખાવ છો એ તો મારા ખ્યાલમાં ય નહોતું.

તો શું હજી કાંઇ તારે કહેવાનું બાકી રહ્યું છે?

હા. પણ ચાલો હવે બેસી જઇએ.

ચાલો બેસીએ. એમ કહી ત્રણે જણા કોચ પર બેસી ગયા. પછી કાંતાએ કહ્યું—

જુઓને બહેન, અત્યારે પણ તમે પ્રેમમાં, ગુણમાં અને જ્ઞાનમાં મારા કરતાં ઘણાં વધારે છો. માટે મોટા છો.

હવે તો તું યે કાંઈ પ્રેમમાં કે જ્ઞાનમાં ઓછી નથી.

ના. ના. હજુ ઓછી જ છું. જુઓ હું નાનપણથી પ્રાણનાથની સાથે રમી, સાથે ભણી, સાથે રહી. પરણીને ચાર ચાર વર્ષ

પ્રાણનાથનો સહવાસ મેળવ્યો છતાં તમે જે પરણ્યા પછી એક જ અઠવાડિયામાં પ્રાણનાથ સાથે તન્મયતા સાધી એટલી તન્મયતા હું હજુ સુધી સાધી શકી નથી. છતાં તમે મોટાઈ આપો તે મારાથી કેમ સહન થાય ?

તન્મયતાની વાત તેં ક્યાંથી જાણી બહેન ?

તમે જાણો જ છો મારા જાણવાનું સાધન સુંદરદેવ કાકાએ તમારી અત્યાર સુધીની બધી હકીકત મને દેખાડી આપેલી.

સુંદરદેવ કાકાએ આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે

હજુ બીજી એક વાત તેમણે કરી છે તે મેં બધાને રૂબરૂમાં કરી નહિ કારણ કે હમણાં કહેવી કે નહિ તે મને શંકા હતી.

શું ? પ્રતીણે પૂછ્યું

કે તમે હવે સમાજસેવા માટે નિવૃત્ત થવાની જે યોજના કરવાનું તમારા મનમાં ધારેલું છે તે પ્રમાણે કરવાનો વખત હવે નજીક આવી લાગ્યો છે દુશ્મનની વ્યવસ્થા તમારા ધાર્યા પ્રમાણે કરશો તો વાંધો નથી અને શરૂઆતમાં તો સમાજ સેવાના કામમાં આપણે ત્રણેયે જ મહેનત કરવી પડશે પણ થોડા વખત પછી આપણને બીજાઓનો સારો સાથ મળતો જશે

આપણને સમાજ સેવા કરવાની તક મળશે એ જાણી આનંદ અને એ વાત તેં બધાની રૂબરૂમાં ન કરી તે પણ ડહાપણ કર્યું છે કારણ છાપાવાળાઓ મદદ કરવા કરતા પથરા ફેંકવામાં વધારે હુશીઆર હોય છે.

સુંદરદેવ કાકાએ આપણા ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે. પણ આપણે તેમનાં દર્શન કરી નથી શક્યા એ દિલગીરીની વાત છે,

મે 'તેમના દર્શન કરવાની ઇચ્છા દર્શાવી ત્યારે તેમણે જણાવેલું કે અત્યારે સમય નથી. પણ આપણા આજ ભવમાં એક વખત એક પ્રસંગ એવો આવશે કે જ્યારે તેઓ પોતાની મેળે જ આપણને ત્રણેને દર્શન આપશે.

બીજું કાંઈ કાકાએ કહ્યું ?

થોડા વખતમાં રાજ તરફથી એક આફત આવવાની છે. પ્રાણનાથના કોઈ પૂર્વકર્મનું એ અનિવાર્ય ફળ છે. પણ તેથી આપણને જરાય નુકસાન નહિ થાય. કાંઈક ફાયદો થશે. અને પહેલા દિવસની કોર્ટમાં જ પ્રાણનાથ ઉપરનો કેસ ઉડી જશે, એટલે એમાં ચિંતા કરવાનું કાંઈ કારણ નથી.

વારૂ, આપણે એક બીજી વાતનો નિર્ણય કરી લઈએ.

કઈ બાબતનો ?

હવે તમારા બન્નેના બબ્બે નામ થયા સુધા ને વત્સલા. કાંતા ને સુલેખા. હવે મારે તમને બન્નેને નામ લઈને જ બોલાવવા પડશે તો તમને બન્નેને કયા કયા નામથી બોલાવવા ?

દેવની ઇચ્છા એ અમારી ઇચ્છા. તમને શું ગમે છે તે અમને કહો.

આપણે બે જન્મથી સાથે છીએ એવી યાદદાસ્ત માટે આપણે આપણા ખાનગી વ્યવહારમાં જુના-ગત જન્મના નામોનો ઉપયોગ કરીએ તો સારૂં કે નહિ !

તમારો પ્રસ્તાવ સારો છે. મને તે કબુલ છે.

મને પણ કબુલ છે સુધા બહેન હમેશ આપણા ઉપર-બધાય ઉપર સુધા-અમૃત વરસાવે છે માટે એમનું નામ સાર્થક છે ને મને જરૂર પડયે સુધા બહેન કહેવું પસંદ છે., પણ નહિતર અને તો મોટાબહેન કહેવુ ગમશે.

તું તને અમે તેમ મોટા બહેન કે સુધા બહેન કહેજે. પણ બહાર તો વત્સલા બહેન કહેજે.

વત્સલામાં એટલું બધું વાત્સલ્ય ભર્યું પડ્યું છે કે તેનું વત્સલા નામ પણ સાર્થક છે.

પ્રાણુનાથનું કહેવું તદ્દન ખરૂં છે.

કાંતા બહેનની કાંતિ ક્યાં ઓછી હતી? અને એ જ કાંતિ, એ જ તેજ સુલેખા બહેનમાં પણ કાયમ રહ્યું છે. એટલે કાંતા નામ તો બરાબર સાર્થક છે.

એમ તો સુધા, તને બીજી ખબર નથી, સુલેખાની લેખન શૈલી બહુ સરસ, મધુર છે. અને લેખાં, હિસાબમાં તો સુલેખા એક્કી છે એટલે સુલેખા નામ પણ સાર્થક છે.

એ પણ આનંદની વાત છે.

પ્રાણુનાથ, એક વાત જાણવાની જીજ્ઞાસા છે.

તારી જીજ્ઞાસા તૃપ્ત કરવા હું હમેશાં તત્પર છું. કહે જોઇએ, શી જીજ્ઞાસા છે.

તમને અમો બંને બહેનોના કયા કયા નામ વધારે પસંદ છે!

મને તમારા બંનેનાં જુનાં નામો વધારે પસંદ છે. કારણ કે તમે જાણો છો તેમ હું તમારા બંને કરતાં ઓછા બોલો છું. તેથી જલ્દી બોલાય એવાં નામો મને વધારે પસંદ પડે છે. તમારા સાસરનાં નામો સુંદર તો છે જ. પરંતુ બોલવામાં જરા વખત અને મહેનત માગી લે છે. સારે સુધા અને કાંતા બહુ સહેલાઈથી અને ઝડપથી બોલી શકાય છે.

તો આપણે અમારા બંનેના નામો બહાર પણ કાયમ કરીએ તો શું?

તો તો બહુ સારું પણ એ કેમ બની શકે ?

સહેલાઇથી થઈ શકે તેમ છે.

બરાબર સમજાવ ત્યારે.

સુલેખા સજીવન થઇ તેની યાદદાસ્તમાં તેના નવા જીવનનું નામ કાંતા રાખ્યું છે એમ કહી શકો એટલે ગતભવની યાદ અને સજીવન થવાની યાદ એમ બને યાદ આવી જાય છે.

બહુ સરસ વાત કરી તેં કાંતા, પણ સુધાનું શું ? વત્સલા બી એ. થઇ છે. તે સુધા બની એમ એ. કેમ થઇ શકે ?

એ પણ સહેલી વાત છે. સુધા બહેન કહી શકે છે કે વત્સલા તેમનું કુવારા વખતનું નામ હતું પરણ્યા પછી તેમનું નામ સુધા રાખેલું છે એટલે હવે સુધા નામથી ફોર્મ ભરી શકે અથવા જરૂર હોય તો સુધા ઉર્ફે વત્સલા એમ ફોર્મમાં નામ ભરી શકે.

ધન્ય છે તારી ચતુરાઇને, કાંતા મને તારી ચતુરાઇથી બહુ જ ખુશાલી ઉપજી છે.

અને એ ખુશાલી બતાવવા માટે કાંતાને ભેટી પડ્યો

જુઓ, દેવ, કાંતા બહેન ભોળી નાનમ દેખાડતી હતી એ પણ બુદ્ધિમાં કાંઇ ઉતરે એવી નથી

સુધા બહેન, મેં એવી કઈ મોટી ચતુરાઇ બતાવી.

જો બહેન, મને કે દેવને ન સુઝ્યું તે તને સુઝ્યું એ ચતુરાઈ તો ખરી જ.

સુધા એનું કારણ કહું આજે કાંતાની ખરી હૃદયશુદ્ધિ થઈ છે. તારી પાસે રડી પડી એ જ બતાવે છે કે પોતાની ભૂલોનો તેણે અંતઃકરણથી પશ્ચાતાપ કરી હૃદયશુદ્ધિ કરી લીધી છે પશ્ચાત્તાપર્ણ

રૂદન હૃદયને એકદમ શુદ્ધ કરે છે. હૃદયશુદ્ધિ થયા પછી કાંતા પણ તારા જેવી જ હુશીઆરી બતાવે તેમા કાંઈ નવાઈ નથી

આપણાં ત્રણેનાં હૃદયો એક બન્યા તેથી હું તો બહુ જ ખુશી થઇ છુ.

હવે તમે બહાર પણ અમારાં જુનાં નામો પ્રસિદ્ધ કરી દેજો કાંતાએ કહ્યુ

જરૂર

ત્યારે હવે તમે ને કાંતા બેસો હું રસોઈ માટે જાઉં છુ

ના, બહેન રસોઈ તો હું કરીશ એ તો મારૂં કામ છે

નહિ આજે તો સપૂર્ણ આરામ લે થાકી ગઈ હો તો સુઈ જા અને બેસવુ હોય તો બેઠા બેઠા દેવ સાથે વાતો કર, હું જાઉં છુ

ભલે

બારણા પાસે પહોચતાં ટેલીફોનની ઘંટડી સાંભળીને, સુધાએ પાછુ જોઇને કહ્યુ—

ટ્રંક-કોલ જોડાયો હશે તમારે ઉઠવાની જરૂર નથી, હું જ ટેલીફોન કરી દઉં છુ પછી રસોઈ કરવા જઇશ



## ૧૩

# મહત્વના ખુલાસા

રાત્રે જમી પરવારી બધા દિવાનખાનામાં બેઠા. જીતુ શાહે તેમના અનુભવની કેટલીક વાતો કરી આનંદ કરાવ્યો. પછી જીતુ શાહ સુવા ચાલ્યા ગયા. એટલે પ્રવીણ, સુધા, કાંતા, પણ તેમના ઓરડામાં ગયા. પછી સુધાએ કહ્યું—

કાંતા બહેને કહ્યું કે આપણે શાંતિસદન મકાન વસંતે વેચવા કાઢ્યું છે તો તે આપણે ખરીદી લઈએ તો ?

કાંતાએ કહ્યું તે જ વખતે મને પણ એવી જ ઇચ્છા થયેલી.

કેમ, કાંતા, તારો શો વિચાર છે ?

મારો પણ એ જ વિચાર છે કે આપણે ખરીદી લઈએ તો સારૂં. એ મકાન આપણને ત્રણેયને પસંદ છે. સુધા બહેને મકાનની રચના એવી સુંદર રીતે કરી છે કે બધાયને ગમી જાય. તેમાં આપણા ઓરડા નીચેનું ભોંયરૂં મને બહુ પસંદ છે. ગમે તેવી ગરમીમાં ત્યાં કેવી ઠંડક હોય છે ! અને બે ફુટની દિવાલોથી મકાનમાં પણ ગરમી તેમ જ ઠંડી બહુ ઓછાં લાગે છે.

તો આપણે ખરીદી લેવું એ નક્કી. હવે મારો બીજો વિચાર એ છે કે તેના ઉપર એક માળ-મેડી બાંધવી. ને આખા મકાનનાં પ્લાસ્ટર, લાદી નવાં કરવા. એટલે જગ્યા વધે આપણા આખા કુટુંબને હવાફેર કરવા જવું હોય અને તમારા બંનેના બા, બાપુજી આવે તોય મેડી હોય તો પછી જગ્યાની સંકડાશ ન પડે. ને દરેક મહેમાનને અલગ અલગ ઓરડો આપી શકાય.

હા, એ પણ જરૂરનું છે ને એ કામ વસંતને જ સોંપવું. સુધાએ કહ્યું.

એમ જ કરશું.

તો આપણે વસંતને કાગળ લખી નાખશું કે કેમ? કાંતાએ પૂછ્યું.

હા, કાગળ તો લખશું જ. પણ મને એમ થાય છે કે આપણે ત્રણેય જણે ત્યાં જઇએ ને મકાન ખરીદી લઇએ તો સારું.

એ પણ સારી વાત છે. સુધાએ કહ્યું.

તો ક્યારે જશું? કાંતાએ પૂછ્યું.

કાલે તો આપણા વડીલો આવે છે. તેમના ગયા પછી તુરતમાં જવાનો વિચાર કરીશું.

વારુ. મોટા બહેન, મારે એક વાત તમને પુછવી છે.

શું પૂછવું છે. ખુશીથી પૂછ.

પ્રાણનાથ શબ્દ પહેલવહેલો અપનાવનાર તમે. તે હવે તમે કેમ નથી વાપરતા તે તમે સમજાવેલું પણ મને બરાબર સમજાયું નથી.

તો હવે પ્રાણનાથ જ સમજાવે, તેમની રૂબરૂમાં હું શું સમજાવું?

પૂર્વભવના સંસ્કાર આપણા મન ઉપર કાયમ રહે છે આપણને પૂર્વભવની ખબર ન હોય પણ આપણે આપણા પૂર્વભવના સસ્કાર સાથે જ જન્મીએ છીએ નવા જન્મના સંસ્કારથી એમાં ફેરફાર થાય પણ જે જુના સંસ્કારો ખૂબ દૃઢ હોય તે કાયમ જ રહે પ્રાણનાથ કહેવાનો તારો પૂર્વભવનો સસ્કાર બહુ દૃઢ હતો. તેથી તેં અનિચ્છાએ પણ પ્રાણનાથ શબ્દ વાપરી નાખેલો, એવા સંસ્કારો ફેરવવાનિ આપણે આપણા મનને બહુ જાગૃત રાખવું પડે

બહેન તમે કહ્યું તે સાચુ છે પણ હવે મને મારી ભૂલની ખાત્રી થઇ ગઇ છે એટલે સ્વાભાવિક જ મન એટલું જાગ્રત થઇ ગયું છે કે ફરી વાર એ ભૂલ નહિ થાય.

વારૂ, હવે મારી એવી ઇચ્છા છે કે આપણે સુતાં પહેલાં પ્રાર્થના કરી લઇએ આજે તારા પુનર્જન્મનો દિવસ છે તેમ આપણા ત્રણેના એક સાથે મેળાપનો પહેલો દિવસ છે એટલે મોટા આનંદનો દિવસ છે ત્યારે આપણે પ્રાર્થના કર્યા પહેલા સુવું ન જોઇએ

હું સમત છું ને પનિદેવ પણ સમત જ હશે

સુધાએ ન કીધુ હોત તો હું ના કહેવાનો જ હતો

તો ચાલો પ્રાર્થના માટે બેસી જાઓ

પણ, મોગ બહેન, તે પહેલા મારે એક ખુલાસો પુછવો છે

શું ?

આપણા પૂર્વભવની સાંજે વાત કરતાં હું ધારૂં છું આપણને એક કલાક તો થયો જ હશે ત્યારે એ જાણતાં મને કેટલી વાર લાગેલી ?

એક સેકન્ડ કે તેથી પણ ઓછો વખત.

તો એ કેવી રીતે બને એ મને સમજાતું નથી.

કુમ એ તો સહેલી વાત છે.

પણ હું તો હજી અજ્ઞાન છું માટે સમજાવો.

તો એ વાત તો પતિદેવ જ વધારે સારી રીતે સમજાવી શકે. એમની રૂબરૂમાં હું શું સમજાવી શકું.

તું પણ બરાબર સમજાવી શકીશ, સુધા, તું જ સમજાવને.

ના દેવ, એ તો મહત્વની વાત તમારે સમજાવવી જોઇએ. તમારે પણ ભાગ લઇ સમાન હક જાળવવો જોઇએ.

ભલે ત્યારે હું સમજાવું છુ. જો કાંતા, તું એટલું તો જાણી જ ગઇ છે કે આપણા પૂર્વભવના સંસ્કારોની આપણા મન ઉપર છાપ પડેલી જ હોય છે.

હા.

તેવી જ રીતે આપણા આખા જીવનની છાપ આપણા મન ઉપર પડેલી હોય છે.

પણ એ તો આપણે ભૂલી જઇએ છીએ ને ? ઘણી વખત તો આપણે બે દિવસ પહેલાંની વાત પણ ભૂલી જઇએ છીએ તો પછી પૂર્વભવની વાતનું તો કહેવું જ શું ?

આપણે જે વાત ભૂલી જઇએ છીએ તે બીજું કોઈ યાદ કરી આપે ત્યારે યાદ આવે છે કે નહિ ?

હા, યાદ આવે છે.

તેનું શું કારણ ?

શું કારણ, તમે જ કહોને.

કારણ કે એ બાબતની છાપ આપણા મન ઉપર તો પડી ગઇ હતી પણ અજ્ઞાનના આવરણથી યાદ નહોતી આવતી.

એટને કે આપણા દરેક કામની કે દરેક વર્તનની અને વિચારની છાપ આપણા મન ઉપર પડી જાય છે તે ગમે ત્યારે કોઇ યાદ કરી આપે તો યાદ આવી શકે એમ ને ?

હા.

એટને સુંદરદેવ કાકાએ મને યાદ કરી આપ્યું એટલે મને યાદ આવી ગયું એમ ?

હા.

તો પણ બરાબર બંધ નથી બેસતું સુંદરદેવ કાકાએ મારા સાથે વાત જ નથી કરી ને મેં તો પૂર્વભવ નજરે જોયેલો તે એક સેકન્ડમા કેવી રીતે જોવાઇ ગયો ?

સુંદરદેવ કાકાએ વાત નહોતી કરી પણ પૂર્વભવનું ચિત્ર બતાવેલું તેથી તને બધુ યાદ આવી ગયેલું આપણા મન ઉપર જે છાપ પડે છે તે પણ એક જાતનું ચિત્ર જ કહેવાય સીનેમાની ફીલ્મ ઉપર ચિત્ર કેમ પડે છે–તેવુ જ આપણને યાદ આવે છે એનો અર્થ જ એ કે આપણા આંતરચક્ષુ એ ચિત્ર જોઇ લીએ છે સીનેમા તો ઘણો મોટો હોય છતાં એક નાનકડી ફીલ્મમાં સમાઇ જાય છે તેવી જ રીતે આપણા આખા જીવનનું ચિત્ર પચીશ પચાશ કે સો તેટલા વર્ષનું હોય પણ તેની છાપનું માપ ફીલ્મ કરતાંય કેટલાયે હજાર ગણું નાનું હશે છતાં ફીલ્મ કરતાં ય વધારે સ્પષ્ટ એટલે આપણા મનની એ નાની ફીલ્મને જોતાં એક સેકન્ડનો સમય પણ વધારે કહેવાય

એવું તો સમજાયુ પણ પૂર્વભવમાં મારા મૃત્યુ પછીની હકીકત તેમ જ હમણા પણ મારા મૃત્યુ પછીની વાત, વત્સલા બહેન સાથેના તમારા લગ્ન જીવનની વાત વગેરે એ બધી વાતની છાપ

તો મારા મન ઉપર ન હોય ને ? તો એ બધું મને કેવી રીત દેખાયું ?

એ તો સુંદરદેવ કાકાએ તેમની દૈવી શક્તિથી એટલી વાતોનું ચિત્ર તને બતાવી આપ્યું. દેવને તો એવી શક્તિ છે જ.

બરાબર, ત્યારે એ રીતે જ એક સેકન્ડમાં જ હું એ બધું જાણી શકેલી. હવે એ નવાઇ જેવું નથી લાગતું. ચાલો ત્યારે હવે આપણે પ્રાર્થના કરીશું ?

ભલે, દેવની શી ઇચ્છા છે ?

ચાલો, હું તૈયાર જ છું.

ચાલો, ત્યારે બેસી જાઓ. આજે આપણે કઇ પ્રાર્થના કરશું ?

તે દિવસે, બહેન, તમે ને પછી પતિદેવે જે પ્રાર્થના કરેલી એ બંને પ્રાર્થના મને બહુ ગમી છે. તમારી પ્રાર્થનામાં જ્યાં "બંને" આવે છે ત્યાં હવે "ત્રણે" મૂકી દેવું. ને એ પ્રમાણે "ત્રણે" શબ્દ મૂકીને એ જ પ્રાર્થના તમે બોલો.

ભલે, જેવી તારી ઇચ્છા.

એ પ્રમાણે તેઓએ પ્રાર્થના કરી લીધી.



# જીતુ શાહ ગ્રહ પરથી પ્રેરણા લે છે

આજનો આપણો શો કાર્યક્રમ છે, પ્રવીણ ? ચા નાસ્તો થઇ ગયા પછી જીતુ શાહે પ્રવીણને પૂછ્યું ?

અત્યારે તો મારે ક્યાંય બહાર નથી જવું. જમીને દુકાને જઇશ. સાંજના વડીલો આવે છે, તેમને લેવા માટે પાંચ વાગે જુહુ પહોંચી જઇશ.

પછી આવવાનું શી રીતે ?

ફોર્ડનો મેનેજર તથા જનરલ મોટર્સનો મેનેજર બંને મારા ઘરાક છે. એટલે મારો વિચાર છે કે તેમને ટેલિફોન કરી બેમાંથી જેની પાસે સ્ટેશન વેગન હાજર હશે તેની પાસેથી સાંજને માટે માગી લઇશ.

હા. એ ઠીક પડશે. સ્ટેશન વેગનમાં બધા સમાઇ જશે. નહિતર બે ટેક્સી લઇ જવી પડે.

હું ધારું છું સ્ટેશન વેગન મળશે જ. આપનો શો કાર્યક્રમ છે ?

તું જુહુ સ્ટેશન વેગનમાં જ જવાનો ને ?

હા.

સ્ટેશન વેગન અહિ આવશે કે દુકાને ?

આપ સાથે આવવાના છો ?

માટે જ પુછું છું

તો આપની સગવડ હોય તેમ કરીએ. આપ ઘેર હો તો ઘેર બોલાવીએ ને દુકાને આવવાના હો તો દુકાને બોલાવીએ ?

એમ શું કામ ? સ્ટેશન વેગન દુકાને જ મંગાવ. જુહુ જવા માટે ઘર પાસે થઇ ને જ જવું પડશે, એટલે અહિઆ ઉભી રાખી નીચેથી જ બોલાવી લેજે. હું તૈયાર જ રહીશ.

હા. એ પણ ઠીક છે. એમ જ ગોઠવણ કરીશ. પણ આપ વખતસર ઘેર આવી જજો.

હું અત્યારે એક જોષીને મળવા જવાનો છુ. દશ વાગે આવીશ. પછી બે વાગ્યા સુધી ઘેર જ છુ. બેથી ચાર બપોરના એક ઠેકાણે મળવા જવું છે તે જઇ આવીશ. ને ચાર વાગે બરાબર ઘેર ચોક્કસ પહોચી જઇશ.

વારૂ

× × × × × × ×

આજે હજુ છાપું કેમ નથી આવ્યું ? જીતુ શાહે પુછયું.

હજી તો સાત વાગ્યા છે. આજે તો અમારી વાત બધી આવવાની હશે તેમાં જ વખતે મોડું થયુ હશે.

ત્યાં જ ફ્રી પ્રેસ આવ્યું, છાપાવાળા પાસે ગુજરાતી છાપાની માગણી કરી પણ હજુ એકે ગુજરાતી છાપુ બહાર પડ્યું નહોતું. અરધી કલાક પછી આવવાના છે એમ કહ્યું.

પ્રવીણ ગુજરાતી છાપું રોજ લેતા નહિં. આજે તેણે અરધી કલાક પછી હનુને નાકા પર મોકલી બધા ગુજરાતી દૈનિક પત્રો મંગાવી લીધા. બધાય પત્રોમાં તેમની હકીકત મોટાં મોટાં મથાળાંઓ સાથે આવી ગઇ હતી. નવાઇ જેવુ એ હતું કે સાંજ વર્તમાન પત્રે અરધા આનાની કિંમત રાખી ખાસ વધારો કાઢી આ હકીક્ત છાપી હતી. માણસોને પણ એવો રસ લાગ્યો કે દશ વાગ્યા સુધીમાં તો સાંજના વધારાની બધી નકલો ખપી ગઇ.

જીતુ શાહ, પ્રવીણ, સુધા, કાંતા પોતપોતાના કામ છોડી બધાય દિવાનખાનામાં છાપાં ઉથલાવવા મંડી ગયા. દરેકે દરેક છાપાનાં મથાળાં વાંચી ગયા. કોઇએ કાંઇ ટીકા કરી હોય તો તે પણ જોઇ ગયા. નૂતન ગુજરાતે ખાસ અગ્રલેખ લખી જ્યોતિષ શાસ્ત્રની પ્રશંસા કરી હતી તેમ જ તેમના પંચાગવાળા જોશીએ જીતુ શાહને આ કોયડો ઉકેલવામાં મદદ કરી હતી તેનો ખાસ ઉલ્લેખ કર્યો હતો અને આ પ્રમાણે જ્યોતિષ વિદ્યાએ સુલેખા જેવી ઉત્તમ સન્નારીની જિંદગી બચાવી હતી એ જ્યોતિષ વિદ્યાની ફતેહ છે એમ બતાવ્યું હતું.

એક છાપાંએ સુલેખા, વત્સલા તથા પ્રવીણના પૂર્વભવના પ્રેમની પ્રશંસા કરી હતી. તો બીજાએ વળી શુભકર્મોનાં કેવાં સારાં ફળ મળે છે તે બતાવી આપ્યું હતું. અને બધાય છાપાંઓએ પ્રવીણ, સુલેખા તથા વત્સલાના માતાપિતાને આવા પુત્રપુત્રીઓના માતપિતા થવા બદલ ધન્યવાદ આપ્યો હતો અને છેવટે પ્રવીણ, સુલેખા તથા વત્સલા સમાજને ઉપયોગી કામો કરશે એવી આશા વ્યક્ત કરી હતી

છાપાંઓ જોવાઇ રહ્યાં અને તેના ઉપર ચર્ચા કરી રહ્યા પછી જીતુ શાહે કહ્યું—

સુલેખાના પુનર્જીવનની યાદદાસ્ત કાયમ રહે તેવું કાંઇક કરવું જોઇએ.

તમે પણ બાપુજી અંતર્યામી લાગો છે.

કેમ ?

અમે પણ કાલે સાંજે એ જ વિચાર કર્યો હતો.

જોષી લોકો અર્ધા અંતર્યામી જ કહેવાય મેં આ વાત છેડી, તે પણ તારા ગ્રહ ઉપરથી જ કહ્યું છે.

તો ગ્રહમાં શું દેખાય છે એ જ કહોને.

ગ્રહમાં ચોખ્ખું તો માલુમ પડે જ નહિ. એ તો અનુમાન હોય.

મારા ગ્રહ ઉપરથી તમારૂં શું અનુમાન છે ?

કે તું પુનર્જીવન પ્રાપ્ત કરે પછી કાંઇક ફેરબદલી થવી જોઇએ. મને એમ થયું કે આ યાદદાસ્ત કાયમ રહે એવી જાતની કાંઇક ફેરબદલી થાય તો સારૂં. તેથી મેં કહ્યું.

તો ફેરબદલી પણ બતાવોને

એ જ મને સમજાયું નથી. નહિતર પહેલેથી જ કહી દેત ને.

તો હું કહું

તો તો બહુ સારૂં તું શું કહે છે જોઉં

અમે એમ વિચાર કર્યો છે કે અમે બને બહેનોના અમારા પૂર્વજન્મના નામો હોવેથી અમારે ધારણ કરવાં એટલે અમારા પૂર્વજન્મની પણ યાદ કાયમ રહે અને મારા પુનર્જીવનની વાત પણ યાદ રહે

તમારો એ વિચાર બહુ સારો છે. મને ગ્રહ ઉપરથી એ

નહોતું સૂઝતું અને વ્યવહારિક રીતે હું વિચાર નહોતો કરી શકતો. તારું કાંતા નામ પણ બહુ સુંદર છે અને વત્સલાનું સુધા નામ પણ તેટલું જ સુંદર છે, તો હવે હું પણ તમને બન્નેને જુના નામથી જ બોલાવીશ

બીજુ પણ તમારે કરવાનું છે

શુ ?

સાંજે મારી બા, મારા સાસુસસરા અને સુધાબહેનના બા, બાપુજી આવે તેમને પણ તમારે જ અમારા પૂર્વભવના નામ નાખવાનું કહી દેવાનું અને તેમની બધાની સમતિ લઈ લેવાની

એમા કોણ ના પાડવાનું છે? સૌને આનંદ જ થશે

પણ વડીલોની સંમતિ તો લેવી જોઈ ને

ભલે એ કામ હું કરીશ તમારે કાંઈ ફીકર નહિ

હજુ પણ બીજુ એક કામ કરવાનું છે

શુ ?

અમારા પૂર્વભવની બધી વાત પણ તમારે જ આજે અમારા વડીલોને કહેવાની

ભલે, બહેન, તારી એ ઇચ્છા પણ મંજૂર બસ હવે કાંઈ બાકી છે ?

હા પહેલા તમે પરિપતાસમા કરેલી કરામત પણ સમજાવી દેજો

એ તો સમજાવવુ જ પડવાનું

બસ તો આજના ગામનો બોજ તમારા માથે

ખુશીથી ભલે હવે હું જાઉં છું

ન્હાયા પહેલાં જ.

આત્નીને ન્હાવાય. હમણાં તો જરૂરી કામ છે.

તમારે વળી, બાપુજી, એવું જરૂરી કામ શેનું હોય?

મારે શીખવા જવું છે?

તમારે વળી શું શીખવું છે?

મારે એક શોધ કરવી છે. ગ્રહ ઉપરથી પૂર્વજન્મ તથા હવે પછીના જન્મની વાત કેમ જાણી શકાય તે શોધી કાઢવું છે. તેને માટે થઇને કેટલીક બાબત મારે નવી શીખવી પડે તેમ છે તેને માટે જાઉં છું.

ત્યારે હવે પછી તમે સૌથી મહાન જોષી બની જવાના.

એમ કાંઈ નહિ. પણ જ્યોતિષથી સમાજને કેટલો ફાયદો થાય છે અને જ્યોતિષ સમાજ માટે કેટલું ઉપયોગી છે તે હું ઠીક ઠીક બતાવી શકું તો મેં મારી ફરજ બજાવી એમ હું માનું છું.

ને ધંધો ચૂકી જશો.

એ પણ ચાલ્યા કરશે માણસો ચલાવે છે ને. હું દેખરેખ રાખું.

પણ એમાં કાંઈ શુક્રવાર ન વળે.

મારે ને તારી બાને ખર્ચ જેટલું કમાઈ લઉં તો પછી વધારે શું કરવું છે? મારી પાસે નહિ હોય તો તને નહિ આપું?

મારે ક્યાં જરૂર છે?

મારે જ કહું છું ને કે મારે વધારે કમાવા પાછળ નકામો વખત અને શક્તિ ગુમાવવા તેના કરતાં સમાજને ઉપયોગી થાય તેવું કામ કરવું એ વધારે સારૂં છે. વધારે કમાઇને મોજશોખ વધારવો એ

આપણું લક્ષ્ય ન હોવું જોઈએ ખર્ચ પૂરતું કમાવું જ જોઈએ બાકી સમાજસેવાના કામમાં જ વખત ગાળવો જોઈએ.

અથવા ધર્મસેવા પણ

સમાજસેવામા ધર્મસેવા ભેગી લઈ જ લઉં છુ

તમારો વિચાર ઉત્તમ છે, બાપુજી અમે પણ એવા જ વિચારનાં છીએ

તમારા ગ્રહ ઉપરથી જ તમારા લક્ષની મને ખબર છે ને તેમાંથી જ મે પ્રેરણા લઈ ને મારૂં લક્ષ્ય નક્કી કર્યું છે. અરે પણ મારે મોડુ થાય છે સવા આઠ થઈ ગયા એમ કહેતાની સાથે હાથમાં કોટ લઈ જીતુ શાહ ભાગ્યા સીડી ઉતરતા ગયા ને કોટ પહેરતા ગયા

તેમના ગયા પછી કાંતા પડખે બેઠેલી હતી તેના ખભા ઉપર હાથ નાખી હેતથી પાસે ખેચતા સુધાએ પ્રવીણ તરફ જોઈને કહ્યું—

જોયુ ને, કાંતા હવે ચતુરાઈમાં કોઈને પણ હરાવે તેમ છે

એ તો મેં પણ કાલેજ કીધેલું

પ્રેમથી સુધાની પડખે ભરાઈને બેસતાં કાંતાએ કહ્યું

શેની ચતુરાઈ ?

આજનો બધો ભાર બાપુજી ઉપર નાખી દીધો તેની

એ તો પ્રસંગ આવ્યો તે કહી દીધુ

એ જ ચતુરાઈ કાને એ ભાર પતિદેવ ઉપર નાખ્યો હતો આજે બાપુજી ઉપર ચઢાવી દીધો

મને એમ થયું કે આપણી વાત પતિદેવ કરે એના કરતાં મારા બાપુજી કરે તો વધારે સારૂં એટલે મેં બાપુજીને કહ્યું.

તેં બહુ સારૂં કર્યું. પતિદેવને કહેતાં જરા શરમ આવત. બાપુજી બરાબર કહી શકશે.

કાંતા, તેં પ્રસંગને ઝડપી લીધો એટલું જ નહિ પણ પ્રસંગને ઉત્પન્ન પણ કર્યો હતો. એ તારી ચતુરાઈ ખરી હતી. ને તેથી હું સૌથી વધારે ખુશી થયો હતો.

તમે ને મોટા બહેન બંને ખુશી થયા તેથી હું પણ ખુશી થાઉં છું. તમારો આનંદ તે મારો પણ આનંદ. પણ ચાલો, ચાલો, હવે ન્હાઈ લઇએ. રસોઈ ને મોડું થાય છે.

તું નાહી લે એટલી વારમાં હું રસોઇની તૈયારી કરૂં છું. તું આવે પછી હું ન્હાવા જઇશ.

તમારે આજે માથે ન્હાવું છે કહેતા હતા ને. ચાલો હું તમને માથું ચોળાને ન્હવરાવી દઉં. પછી હું ન્હાઇશ.

કાંતાને પોતાના પડખામેર દાબતાં સુધાએ કહ્યું—

એ વળી શું ગાંડી વાત ! હું મારી મેળે માથું ચોળી ન્હાઇ શકીશ.

આજે તો તમને ન્હવરાવવાની મને હોંશ થઇ છે.

તારા પુનર્જીવનનો આજનો પહેલો આનંદનો દિવસ. એટલે આજે તો મારે તને નવરાવવી જોઇએ. માટે ચાલ, તારે પણ માથે ન્હાવાનું છે તો હું ન્હવડાવું છું.

આપણા મેળાપનો પહેલો આનંદનો આજે દિવસ એટલે મને હોંશ છે. ચાલો. એમ કહીને કાંતાએ સુધાને બાથ ભરીને ઉઠાડવાનું કર્યું.

તારે એવી હોશ ન જગાય તું તો નાની છો ચાલ આજે તો મને હોશ છે તને નવડાવવાની ચાલ એમ કહીને સુધાએ કાંતાને બાથ ભરીને ઉઠાડવાનું કર્યું.

તમે બને એકબીજાના પ્રેમમાં ગાંડી થઈ ગઈ છો પ્રતીભે હસતા હસતા કહ્યું

મેં શું ખોટું કહ્યું છે તે કહો સુધાએ કહ્યું

મેં શું ખોટું કહ્યું છે તે કહો કાંતાએ કહ્યું

બનેની હોશ છે બને મૂરખા છો આપણું બાથરૂમ બહુ મોટું છે બને સાથે બાજુ બાજુમાં બેસીને નાહી લીઓ અથવા એક-બીજાને નવરાવી લીઓ જેમ ઠીક પડે તેમ હોશ પૂરી કરો ને આનંદ કરો

ભલે આપે કહ્યું તેમજ કરીએ છીએ

## ત્રીજો ભાગ સમાપ્ત



સિધ્ધશીલા

આદર્શ ગૃહસ્થ જીવન

# આબાદ હક્ક

લેખક-શ્રી વગીનદાસ ગિરધરલાલ શેઠ

## ભાગ ૪થો

## સમાજ સેવા

# ૧

# છોટુભાઈ વગેરે જૈન ધર્મ સ્વીકારે છે

ઋતુ શાહ તથા પ્રવીણ સાંજના સવાપાંચે જુહુ એરોડ્રોમ પર પહોચી ગયા બરાબર પાચને પચીસ મિનિટે વિમાન આવી પહોચ્યું અમદાવાદથી વત્સલાના પિતા ચુનીલાલ તેમના કુટુંબ સાથે, વડોદરાથી પ્રવીણના સાસુ પદ્મા તથા પ્રવીણના પિતા ચીમનલાલ તેમના કુટુંબ સાથે વિમાનમાંથી બહાર આવ્યા પ્રવીણે પહેલા માતાપિતાને અને પછી સસરાને તથા બંને સાસુઓને પ્રણામ કર્યા ઋતુ શાહે પણ બધાને જે જે કર્યા

વિમાનમાંથી સામાન બહાર કાઢતા હતા ત્યા તો બીજુ વિમાન આવી પહોચ્યુ તેમાથી છોટુભાઇ બહાર નીકળ્યા તેમને જોઇ ને પ્રવીણે બોલાવ્યા અને પૂછ્યુ

છોટુભાઇ, ક્યાથી આવ્યા ?

મારા શેઠે ગઇ કાલે રાત્રે જ ગોઠવણ કરી અમરાપર માટે વિમાનની ટીકીટ નોધાવી લીધી હતી અને મને સવારના વિમાનમાં અમરાપર મોકલ્યો હતો તમારા વસંતભાઇ ને ત્યાં જ ગયો હતો તેમણે આ કાગળ તમને આપવાને આપ્યો છે લ્યો

લાવો.

એસોશીએટેડ તથા યુનાઇટેડ પ્રેસ સર્વીસોએ તારથી આ ખબર અમદાવાદ પહોંચાડી દીધેલા. પણ હકીકત ઘણી હોવાથી અમદાવાદના સવારના છાપાવાળાઓ તે પ્રસિદ્ધ કરી શકેલા નહિ, પણ ટુંકામાં એટલા જ ખબર આપેલા કે ત્રણ મહિને સુશીલા જીવતી થઇ છે. એટલે ચીમનલાલ કે ચુનીલાલ, છોટુભાઇની આ વાતમાં કંઇ સમજ્યા નહિ. તેથી ચીમનલાલે પૂછ્યું.

ભાઇ, એ વસંત કોણ ?

બાપુજી, તેની ઓળખાણ તુરત આપી શકાય તેમ નથી. તમે ઓળખી નહિ શકો. ઘેર જઇને વિગતવાર કહીશ. પછી છોટુભાઇને પૂછ્યું—

અમરાપરથી શું નવીન ખબર લાવ્યા તે કહો.

ખાસ કંઇ નહિ. તમે કહેલી બધી વાત સાચી છે એમ, ત્યાંના બધાએ ખાત્રી આપી.

સારૂં. ત્યારે ખાત્રી તમારા પત્રમાં છાપી નાખજો.

અમારા શેઠ બહુ ચોકસ આદમી છે. હું અમરાપર જઇ આવ્યો તે હેવાલ પણ અમારા આવતી કાલના અંકમાં આપવાના. એથી લોકોને ખાત્રી થશે અને અમારા પત્ર માટે લોકોને લાગણી વધશે.

ઘેર આવવું હોય તો ચાલો અમારી સાથે.

ના. ઓફીસે રીપોર્ટ આપવા પહેલાં જવું પડશે. રાત્રે તમારી પાસે આવીશ.

છોટુભાઇ એર સર્વીસની મોટરકોચમાં ઓફીસે ગયા. પ્રવીણ બધાને લઇને સ્ટેશન વેગનમાં ઘેર આવ્યો.

ઘેર આવતાં, વત્સલા તથા સુલેખાએ બધા વડિલોને પ્રણામ કર્યાં.

જમવાનું તૈયાર હતું. એટલે થોડીવારમાં જ હાથ મોઢું ધોઈ, પહેલાં પુરુષોએ અને પછી સ્ત્રીઓએ જમી લીધું. જમતાં જમતાં પણ તેમને કેવા અચંબા થયેલા તેની વાતો કરતા ગયા. બધાને પૂરી હકીકત જાણવાની ઉત્કંઠા હતી. તેથી જમી પરવારીને તુરત જ બધા દિવાનખાનામાં બેઠા દિવાનખાનામાં પુરતી ખુરશીઓ નહોતી, તેથી બાજુના બંને ઓરડાઓની ખુરશીઓ પણ દિવાનખાનામાં હતુએ લાની મૂકી હતી.

દિવાનખાનામાં બધાય ખુરશીમાં બેસતા હતા ત્યાં વત્સલાના મામા ઇશ્વરલાલ તથા મામી ઇંદુ આવી પહોચ્યા. વત્સલાના પિતા સુનીલાલે ઇશ્વરલાલને તથા વત્સલાની માતા સુનંદાએ ઇંદુને આવકાર આપ્યો તથા તેમની બધાઓની સાથે પરસ્પર ઓળખાણ કરાવી. પછી સુનીલાલે ઇશ્વરલાલને કહ્યું—

ઇશ્વરભાઈ, તમે તો અહીં પહેલી જ વખત આવતા હશો ?

હા, શેઠ ઘણીવાર આવવાની ઇચ્છા થતી પણ ફુરસદ નહોતી મળતી. વત્સલાની મામી તો ઘણીવાર આવી ગઈ છે.

એ તો તમારા ન કહ્યે પણ હું સમજુ છુ. વહેવારનો બધો ભાર તમે ઇંદુબહેન ઉપર જ નાખી દીધો છે, કે જેથી તમને કમાવા પાછળ જ ખૂબ વખત મળે ?

કાલની વાત સાંભળી મને પણ હવે કમાવાની ઇચ્છા ઓછી થઈ ગઈ છે એટલા માટે હું સવિસ્તર હકીકત સાંભળવા આવ્યો છુ

અમારે બધાને પણ, સાંભળવાની જ છે. જીતુ શાહ બધું જાણે છે. એ જ આપણને સંભળાવે. કેમ જીતુ શાહ, તમે વાત કહેશો ને ?

શેઠનો હુકમ તો હું તૈયાર !

જીતુ શાહ વાત પૂરી કરી રહ્યા ત્યાં તો છોટુભાઈ તથા ઉર્મિલા આવ્યા. બધાએ આવકાર આપ્યો. તેઓ બંને યોગ્ય જગ્યાએ બેઠાં. પછી પ્રવીણે પૂછ્યું.

છોટુભાઈ અમરાપરમાં શું શું જોઈ આવ્યા તે કહો ?

એક વાત નવી જાણી આવ્યો છું.

શું ?

તમારા સુંદરલાલ કાકા પહેલા દેવલોકે ગયા છે તે ત્યાં તો બધાને આજ ત્રણ મહિનાથી ખબર છે.

એવી ખબર ક્યાંથી પડી ?

જ્યારે સુંદરલાલ કાકા ગુજરી ગયા ત્યારે પૂજ્યશ્રી દીપચંદજી મહારાજ અમરાપરમાં જ હતા. અને તેમણે સુંદરલાલ કાકાને છેલ્લી વખતે પચ્ચખાણ કરાવેલા અને ધર્મધ્યાન કરાવેલું. દેવલોકમાં ઉત્પન્ન થઈને કાકાએ પહેલું એ જોયું કે જૈન ધર્મના પસાયથી તેઓ દેવલોકમા જઈ શક્યા છે ને પૂજ્ય મહારાજશ્રીએ છેલ્લી ઘડીએ ધર્મધ્યાન કરાવેલું માટે સૌથી પહેલાં તેમને વાંદવાની ફરજ સમજીને સુંદરલાલ કાકા રાતના વખતે ઉપાશ્રયે આવેલા. મહારાજ સૂતા હતા. તેમને વિધિપૂર્વક નમસ્કાર કર્યા, પછી મહારાજના પગની રજ લેવાની ઇચ્છા થઈ. બહુ જ આસ્તેથી મહારાજના પગને અડવા છતાં મહારાજ જાગી ગયા. ને કોણ એમ પૂછ્યું. તેથી કાકાએ પોતાની ઓળખાણ આપી કહ્યું કે તેઓ પહેલા દેવલોકમાં ઉત્પન્ન થયા છે. એટલું કહી તુરત અદશ્ય થઈ ગયા.

બીજે દિવસે મહારાજશ્રીએ વ્યાખ્યાનમાં વાત કરી તેથી સૌને આનંદ આનંદ થઈ ગયો જૈન ધર્મમાં સૌની શ્રદ્ધા દઢ થઈ. તે

દિવસ સૌએ ધર્મિક તહેવાર તરીકે પાળ્યો અને જૈન ધર્મનો ઉદ્યોત થઈ રહ્યો

ત્યારે તમને અમારી ખાત્રી થઈ ગઈ પ્રવીણે કહ્યું

તમારી તો ખાત્રી હતી જ પણ જૈન ધર્મની પણ ખાત્રી થઈ ગઈ અને હવેથી મેં તથા ઉર્મિલાએ જૈન ધર્મ પાળવાની પ્રતિજ્ઞા કરી છે

ધન્ય છોટુભાઈ, ધન્ય ધન્ય, ઉર્મિલા બ્હેન, ધન્ય એમ એક પછી એક બધાએ એ દંપતિને ધન્યવાદ આપ્યા

ત્યાં તો નોકર દગુ અને તેની વહુ શાંતિ અંદર આવ્યા ને કહ્યું.

બા, બાપુજી, અમને પણ એવો રસ પડ્યો હતો કે અમે બંને અમારૂં કામ પડતું મૂકીને ઓરડીમાં બેઠા બેઠા વાત સાંભળતા હતા ને આ બધું નજરે નિહાળીને અમને પણ જૈન ધર્મ ઉપર શ્રદ્ધા થઈ છે અમે પણ હવેથી તમારો જ ધર્મ પાળશું

ઓછુ ભણેલામા કે અભણ લોકોમા હ વ કેટલા બધા સરળ હોય છે એનો આ દાખલો છોટુ શાહે કહ્યું

બરાબર અત્યારે અંગ્રેજી શિક્ષણથી નાસ્તિકતા જ વધી છે પણ આપણે સદા જ નસીબ ર છીએ કે આપણા છોકરાઓએ અંગ્રેજી શિક્ષણ લેવા છતા ધર્મિષ્ઠ રહ્યા છે ચીમનલાલે કહ્યું ને પછી દગુને શાબાશી આપી

શાબાશ દગુ તારૂં આવુ સરળ સ ળ હૃદય છે તે જાણી અમને બધાને બહુ આનંદ થયો છે હવેથી તમે બને પ્રવીણ, વત્સલા ને સુનેત્રા પાસે થોડું થોડું ધર્મનું શીખજો અને તેઓ ઉપાશ્રયે જાય ત્યારે તેમની સાથે તમે પણ જજો

હા. બાપુજી. જાઇશું.

ફરીથી બધાએ દત્તુ તથા શાંતિની પ્રશંસા કરી ધન્યવાદ આપ્યો. પછી છોટુભાઈએ કહ્યું—

ગઈ કાલે જે ખબરપત્રીઓ સુમનલાલ તથા સુખલાલ આવ્યા હતા. તેઓ સાંજના મને ઑફિસે મળ્યા હતા. હું અમરાપર શું કરી આવ્યો તે પૂછવા આવેલા. મેં તેમને પણ વાત કરી. અને હવેથી હું જૈન ધર્મ પાળવાનો છું એ પણ કહ્યું. તેઓ બંને મારા મિત્રો છે. હુશીઆર ને સમજુ છે. તેમને પણ એટલી બધી શ્રદ્ધા બેસી ગઈ કે તેમણે તરત જ કહ્યું કે હવેથી અમે પણ જૈન ધર્મ પાળીશું.

આનંદ, આનંદ, ધન્ય, ધન્ય, બધા બોલી ઉઠયા.

હજી મારી વાત બાકી છે. જીતુ શાહે કહ્યું.

કેમ, તમે તો વાત પુરી કરી લીધી હતી ? ચીમનલાલે કહ્યું.

પણ વાતનું અનુસંધાન બાકી છે.

શું બાકી છે. કહો.

સુલેખાના પુનર્જન્મની યાદ કાયમ રહે તેમ જ વત્સલા તથા સુલેખાના પૂર્વભવની યાદ પણ કાયમ રહે તેમ કરવું છે.

એ તો બહુ સારૂં. તમે જ કહો. આપણે શું કરવું ? ચીમનલાલે કહ્યું.

એ બંનેના પૂર્વભવના નામ હવેથી કાયમ કરવા. વત્સલાનું હવે પછીનું નામ સુધા. અને સુલેખાનું નામ કાંતા.

બહુ સારૂં. તમે પણ આ બહુ સારી વાત કરી હવેથી આપણે બધાએ એ બંનેને સુધા, કાંતાના નામથી જ બોલાવવા ને

સગાવહાલા, સબંધીઓને પણ એ નામથી વાકેફ કરી દેવા ચીમનલાલે કહ્યું.

અમે પણ શ્રમણ છીએ સુનીલભાઇએ કહ્યું

હવે ત્યારે અમે જઇએ છોટુભાઇ ઉર્મિલાએ કહ્યું

જૈન સાથુ કરી જૈન ધર્મ પાળવાની શરૂઆત અહિંથી જ કરતા જાઓ ત્રણવાર નવકાર મંત્ર ભણીને પછી જાઓ પ્રવીણે કહ્યું

અમને નવકાર મંત્ર પણ આવડતો નથી.

કાંઇ નહિ હું બોલું છું તમે સાંભળો એમ કહી, પ્રવીણ ઉભો થયો એટલે બધા ઉભા થયા ઉભા ઉભા હાથ જોડી મસ્તક નમાવી પ્રવીણ ત્રણવાર નવકાર બોલ્યો બધાઓએ તે જ પ્રમાણે પૂર્ણ શાંતિથી ઉભા ઉભા હાથ જોડી મસ્તક નમાવી સાંભળ્યા કર્યું પછી પ્રવીણે તેના અર્થ સમજાવ્યા—

નમો એટલે નમસ્કાર,

અરિહંતાણં એટલે કર્મરૂપી વૈરીનો પરાજય કર્યો છે એવા અરિહંત ભગવાનને

નમો એટલે નમસ્કાર

સિદ્ધાણં એટલે શુદ્ધ ચૈતન્યપદમાં સિદ્ધાલયે બિરાજમાન થયા છે એવા સિદ્ધ ભગવાનને.

નમો એટલે નમસ્કાર

આયરિયાણં એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, અને વીર્ય એવા, મોક્ષમાર્ગના પાંચ આચાર જેના આચરણમાં પ્રવર્તમાન છે અને બીજા ભવ્ય જીવોને તે આચારમાં પ્રવર્તાવે છે એવા આચાર્ય મહારાજને

નમો એટલે નમસ્કાર.

ઉવજ્ઝાયાણં એટલે દ્વાદશાંગના અભ્યાસી અને તે શ્રુતનું શબ્દ, અર્થ અને રહસ્યથી અન્ય ભવ્ય જીવોને અધ્યયન કરાવનાર ઉપાધ્યાય મહારાજને.

નમો એટલે નમસ્કાર.

લોએ એટલે લોકમાં, જગતમાં.

સવ્વ એટલે સર્વ.

સાહૂણં એટલે મોક્ષમાર્ગને આત્મજાગૃતિપૂર્વક સાધતા એવા સાધુ મહારાજને પરમ ભક્તિથી આપણા બધાના નમસ્કાર હો!

વાહ, વાહ. નવકાર—નમસ્કારમાં પણ કેટલી વિશાળ, કેટલી ઉચ્ચ, કેટલી ઉમદા ભાવના છે. નમસ્કાર પણ ત્યાગીને અને જીતેન્દ્રિયને. કોઇ વ્યક્તિને નહિ. અમારે ત્યાં તો વ્યક્તિઓને પૂજે ભજે અને વ્યક્તિ પણ કેવી-ગૃહસ્થી. ત્યાગી નહિ. કહેવાય ભગવાન પણ ભગવાનને ય સ્ત્રી. કોઈ ત્યાગી નહિ. કોઇ જીતેન્દ્રિય નહિ. જેણે પોતે જ રાગદ્વેષ જીત્યા નથી, જે પોતે જ તર્યા નથી તે બીજાને કેમ તારી શકે? અત્યાર સુધી અમે ખોટી ભ્રમણામાં જ હતા. હવે જ ખરો રસ્તો, ખરો ધર્મ જાણ્યો.

ધન્ય તમને, ધન્ય તમારી બુદ્ધિને, ધન્ય તમારા સરળ હૃદયને. શ્રીમનલાલે કહ્યું.

બાપુજી, હવે અમે રજા લઇએ.

ભલે. પણ એક વાત. કાલે અમારો જીવન મહોત્સવ છે, ધર્મ મહોત્સવ છે. તો કાલે તમારે બંનેને અહિં જમવાનું છે. અને સુમંતલાલ તથા સુખલાલને પણ કુટુંબ સાથે અહિં જમવાનું છે. તેમને કહી આવવાનું કામ તમારા ઉપર.

સોદો કે ઘરાક કોઈ યાદ નથી આવ્યું, પણ તું યાદ આવી છો

હું તો તમારી સાથે ને સાથે જ હતી, તો યે ભૂલી ગયા? ઈંદુએ હસતાં હસતાં કહ્યું

આજે બાર વરસથી તને ભૂલી જ ગયો છુ

એટલે ?

આપણને પરણ્યાં બાર તેર વરસ થયાં પણ તું માણસ છે એ હું ભૂલી ગયો હતો

શુ કહો છો ? કાંઈ સમજાતુ નથી

અહીં આવ. મારી પડખે બેસ એટલે સમજાતુ

લ્યો બોલો હવે શુ કહેતા હતા

બાર વરસ પહેલા આપણે પરણ્યા ને અહીં આવ્યા ત્યારથી આજ સુધી મેં કમાવામાં જ ધ્યાન આપ્યું છે પણ તારા તરફ કાંઈ જ ધ્યાન આપ્યુ નથી

તમે મને ક્યારે ખરાબ રીતે રાખી હતી ?

ઘરનાં સુખસગવડમા મેં તને મુશ્કેલી આવવા નથી દીધી તે ખરાબર છે

તો પછી ?

પછી એ કે મેં તને જોઈએ તે સુખ આપ્યુ નથી અને શુ જોઈએ તે આજે જ જાણ્યુ

શી રીતે ?

પ્રવીણ સુધા, કાંતાના જીવનદર્શનથી

એમાથી શુ જાણ્યુ ?

જીવનનું રહસ્ય સમજ્યો. સ્ત્રીની કિંમત સમજ્યો. સ્ત્રીને શું જોઇએ તે સમજ્યો.

સ્ત્રીને શું જોઇએ?

પતિનો પ્રેમ. મેં તને પૈસો આપ્યો, પ્રેમ નહિ. એ મેં મોટી ભૂલ કરી હતી.

તો હવે ભૂલ સુધારી નાખો.

ભૂલ સુધારવાથી જ બસ ન થાય. માફી પણ માગવી જોઇએ. માટે ઇંદુ, હું તારી માફી માગું છું. એમ કહી બે હાથ જોડી ઇશ્વરલાલ ઇંદુના ખોળામાં નમી પડ્યો. અરધા નમેલા ઇશ્વરલાલના બંને ખભા પોતાના બે હાથમાં ઝીલી લઈ ઇંદુએ તેને બેઠો કર્યો અને બોલી—

મને શરમાવો નહિ, નાથ હું તો તમારી દાસી છું. મારી કંઈ ભૂલ થઈ હોય તો હું તમારી માફી માગું છું.

એમ કહી ઇંદુ ઇશ્વરલાલના ખોળામાં નમી પડી. તેને ઇશ્વરલાલે પોતાના બંને હાથમાં ઝીલી લઈ, પોતાની પાસે ખેંચી લઈ બાથમાં ભીડી દીધી. અને ચુંબન કર્યું પછી બોલ્યો.

ઇંદુ, વ્હાલી, તું તો એની એ જ છે છતાં આજે તારો સ્પર્શ, તારૂં આલિંગન મીઠું લાગે છે એવું પહેલાં કદી જ લાગ્યું નથી.

મને પણ તમારા સ્પર્શે અને તમારા ચુંબને આટલી બધી મીઠાશ, આટલો બધો આનંદ પહેલવહેલાં જ આપ્યાં છે.

મને તો જાણે આજે જ પરણ્યા હોઇએ એવો આનંદ થાય છે એમ કેમ?

એ તો તમે જાણો જ છો.

નથી જાણતો માટે જ પૂછું છું.

એ જ શુદ્ધ પ્રેમ ને પાશવીવૃત્તિનો તફાવત.

હા. સમજ્યો. બરાબર સમજ્યો. આજસુધી હું પાશવીવૃત્તિનો દાસ હતો. શુદ્ધ પ્રેમ જ મારામાં નહોતો.

હતો. તો ખરો જ પણ વેપારવૃત્તિએ પ્રેમને છુપાવી રાખ્યો હતો.

હા. એ પણ તારૂં કહેવું ખરૂં છે. શુદ્ધ પ્રેમની કિંમત, શુદ્ધ પ્રેમનો આનંદ ખરેખર આજે જ સમજ્યો.

કાલે ઘરાકમાં ને સોદામાં પડશો એટલે ભૂલી જશો.

નહિ, ઈંદુ. એ વખત ગયો. હવે ઈશ્વરલાલનોય પુનર્જન્મ થયો છે. હવેથી વધુ પડતી વેપારની ઝીંઝટમાં પડીશ નહિ. અને તારા સહવાસમાં વધારે રહીશ.

વાહ, ત્યારે તો આ દાસીનાં અહોભાગ્ય ખુલી ગયાં.

ઈંદુ, હવે તું તને પોતાને દાસી કહી હલકી ન પાડ.

કેમ, હું તમારી દાસી જ છું.

નહિ, ઈંદુ. આજ સુધી મેં તને દાસી જેવી રીતે રાખી તે તો મારી ભૂલ થઈ. હવે તો તું મારી જીવન-સહચરી, જીવન સર્વસ્વ. હવેથી તારી સલાહ વિના હું કાંઈ કામ કરવાનો નથી.

તમે તો મને બહુ ઉંચે ચડાવી દીઓ છો.

એ તો ફક્ત મારી ભૂલ સુધારૂં છું. અત્યારસુધી હું તારો પ્રેમ ન સમજ્યો, તારી લાયકાત ન સમજ્યો. તું ભણેલી, બુદ્ધિશાળી ને ડાહી તેની કિંમત જ ન સમજ્યો. એના પ્રાયશ્ચિત તરીકે

હવેથી તારી સલાહ વિના અને તારી ઇચ્છા વિના કાંઈ જ ન કરવાનો નિશ્ચય કરૂં છું.

ઈશ્વરલાલના પરિવર્તનથી–સંપૂર્ણ પરિવર્તનથી ઇંદુને એટલો બધો આનંદ થયો કે એની ઊર્મિઓ ઉછળી આવી ને તે ઇશ્વરલાલને ભેટી પડી. ને પછી બોલી.

આજે તો તમે મને એટલો બધો આનંદ આપ્યો છે! આ આનંદ હવે જીંદગીભર અખંડ રાખજો

ઇંદુને સામી બાથમાં બીડીને ચુંબન લઇને ઇશ્વરલાલે કહ્યું.

તારો એકલીનો જ નહિ પણ આપણા બન્નેનો આ આનદ હમેશને માટે કાયમ રહેવાનો એની ખાત્રી આપુ છું.

મને તમારો ખરો પ્રેમ મળે તો બીજું કાંઈ ન જોઇએ. મને આનંદ, આનદ.

હવે મારી પાસે દેવા જેવું જ કાંઈ નથી બધુ તને આપી ચૂક્યો છુ.

હું પણ તમારી જ છુ ને

બરાબર છે. દઇને જ લેવાય છે. તું મારી જ છો. મારો પ્રેમ આપીને તારો પ્રેમ લઈ શકું છુ

આજે પણ મેં તમારી ઉંઘ ઉડાડી દીધી

તેં ક્યારે ઉંઘ ઉડાડી!

કેમ. હું તમારી યાદદાસ્તમાં આવી પડી માટે જ ઉંઘ ન આવી.

એ યાદદાસ્ત તો હવે કાયમ રહેવાની

તો તો એમને એમ ઉંઘ પણ નહિ આવે ચાલો સારે હું તમને ઉંઘાડી દઉં.

નથી કરતા પણ ઘણી વાર એવા અણધાર્યા સંજોગો ઉત્પન્ન થાય છે કે કમાવાને બદલે ગુમાવવુ જ પડે તો તેનું શું?

તેવા વખતમાં આપણું નુકસાન ભરપાઇ ન થાય ત્યાં સુધી, તે પછી ધર્માદા કરવાનું નહિ. તે ઉપરાંત એમ પણ નિયમ કરી શકીએ કે આપણે આપણા નિયમ પ્રમાણે જે રકમ ધર્માદા કાઢીએ તે બધી દર વર્ષે વાપરી ન નાખીએ. થોડીક વાપરીએ અને થોડીક એકઠી કરી રાખીએ ને તે એકઠી થયેલી રકમ નુકસાન વખતે ભરપાઇ કરવામાં કામ લાગે

હા. એ પ્રમાણે કરીએ તો આપણે અત્યારે જ નિયમ કરી શકીએ. તો હવે આપણે કયો નિયમ કરશું તે કહે.

એમાંથી કયો નિયમ તમને વેપારમાં અનુકુળ છે અને કયો નિયમ તમને પસંદ છે તે કહો.

એની તો એકદમ સુજ પડે તેમ નથી.

તો વિચાર કરજો આપણે બે ચાર દિવસ પછી નક્કી કરશું.,

પહેલાં તો અત્યારે જ નક્કી કરવાનો વિચાર હતો. પણ હવે કયો નિયમ પસંદ કરવા જેવો છે એનો જરા વિચાર કરવો પડશે.

તો એમાં શો વાંધો છે? કાલ ને કાલ આપણે કયાં હિસાબ કરવો છે? અત્યારે એટલું ધારી લીઓ કે એમાંના કોઇ પણ એક નિયમ પ્રમાણે આપણે વર્તવાનું છે તેમાં કાંઇ ફેરફાર કરવાનો નથી.

બરાબર છે. મર્યાદા કરવાનો નિયમ આપણે અત્યારે લઇએ છીએ, અને મર્યાદાની રીત અથવા મર્યાદાની હદ ચાર દિવસની અંદર આપણે નક્કી કરશું. ચાર દિવસથી વધારે મોડું પણ નહિ કરીએ. પણ આ મર્યાદાનો નિયમ લેવામાં તને તો કાંઇ વાંધો નથી ને?

હા.

ત્યારે કહો. આમાં તમારો શો મત છે?

મેં કદી આની જાતનો વિચાર કર્યો નથી. એટલે એમાં મારી બુદ્ધિ એટલી ચાલી શકતી નથી. માટે તું તારો વિચાર દર્શાવ.

આપણે એમ કરીએ કે આપણે આપણી મુડીની કાંઇક મર્યાદા બાંધીએ તેમ જ ધર્માદામાં વાપરવાની કાંઇક મર્યાદા કે રીત નક્કી કરીએ તો તમને ગમશે?

તને ગમશે એ મને પણ ગમશે જ.

તો આપણે મર્યાદા કેવી રીતે નક્કી કરવી છે?

એ તું જ બતાવ.

તો આપણે બે રીતે મર્યાદા બાંધી શકીએ—

એક (૧) આપણે આપણી મુડી માટે અમુક હદ બાંધી લઇએ કે એથી વધારે મુડી થાય તો તેટલી રકમ ધર્માદામાં વાપરવી

તેની સાથે બીજો નિયમ રાખવો હોય તો એમ રાખી શકાય કે દર વર્ષે આપણી કમાણીના અમુક ટકા ધર્માદામાં વાપરવા.

અથવા બીજુ (૨) દર વર્ષે આપણે આપણુ ખર્ચ કાઢતાં જે બાકી કમાણી રહે તેનો અમુક ભાગ મુડીમાં ઉમેરવો અને અમુક ભાગ ધર્માદામાં વાપરવો

એ બેમાંથી જે તમને સારી લાગે તે રીતનો નિયમ કરો.

તેં વાત કરી એમાં એમ ધર્યું કે દર વર્ષે નફો જ હોય. પણ વેપારમાં તો કોઈ વાર ખોટ પણ જાય. આપણે કાંઇ સટ્ટો

મને શો વાધો હોય?

એમ કે આપણે મોજશોખ કે આપણી રહેણીકરણી કાંઇ વધારી નહિ શકીએ.

મને મોજશોખનો મોહ નથી, મને તો તમારા પ્રેમનો મોહ છે એટલે કે મારે તમારો પ્રેમ જ જોઇએ છે. તમારો પ્રેમ હોય તો મને ગરીબીમાંય સ્વર્ગ જેવું સુખ લાગે.

એમ બોલી તો શકાય નાની ઓરડીમાં રહેવું હોય ને હાથે કામ કરવું હોય તો કેમ થાય છે તે ખબર પડે!

પતિનો પ્રેમ હોય તો સ્ત્રી ગમે તેવું દુઃખ સહન કરી શકે છે. તો નાની ઓરડીમાં રહેવું કે હાથે કામ કરવું એ કઇ મોટી વાત છે? હાથે કામ કરવાથી તો તબીઅત ઉલટી સારી રહે એ ખબર છે?

બરાબર છે મને તારી ખાત્રી જ છે આજે મારૂં ધાર્યું કામ પૂરૂં કર્યું તે માટે તારો ઉપકાર.

એવી વાત નહિ કરો. ઉપકાર તમારો; હું તો મારી ફરજ બજાવું એટલું જ. ચાલો ત્યારે હવે સૂઇ જઇએ.

ચાલો.



એટલે જ અત્યારમાં આટલું બધુ કામ થઇ ગયુ

તોય તમે આવ્યા તેની અમને ખબર પડી નહિ અમારૂં ધ્યાન ગયું નહિ

અમે આવ્યા ત્યારે તમે બને બહેનો કામમાં હતી તારા મામા દિવાનખાનામાં ગયા ને હું, બા વગેરે તમારા ઓરડામાં બેઠા હતા ત્યાં ગઇ પા કલાક તેમની પાસે બેસીને તમને મદદ કરવા અહીં આવી.

બહુ સારૂં પણ મામી એક વાત કહું

શુ ? કહે ને

મારી ભૂલ થતી હોય તો માફ કરજો પણ મને આજે તમારૂં મોઢુ રોજ કરતા વધારે આનંદમાં હોય એવુ લાગે છે.

મને પણ એમ લાગે છે કાંતાએ કહ્યું

અમારૂં અનુમાન સાચુ છે કે કેમ, મામી ?

છે તો સાચુ પણ તમે બને બહેનો કેવી હુશીઆર છો કે જાણી ગયા

હસ્તું મોઢુ છાનું રહે કાંઇ ? અમને કહેવા જેવુ હોય તો કહો શુ છે ?

મારાથી છાનું રાખવા જેવુ હોય તો હું બહાર જાઉં, કાંતાએ કહ્યું.

ના, બહેન, તું પણ મને તો સુધા જેવી જ છો તમારા બંનેનો મારા ઉપર ઉપકાર થયો છે એટલે તમારાથી છાનું રાખવાની જરૂર નથી

અમે તો કાઇ ઉપકાર કર્યો નથી

સીધો ઉપકાર તો નથી કર્યો પણ આડકતરો થઇ ગયો છે.

કેવી રીતે ?

તમારો વૃત્તાંત સાંભળીને તમારા મામાના સ્વભાવનું પણ પરિવર્તન થઈ ગયું છે.

બહુ આનંદની વાત કેટલું પરિવર્તન થયું તેની કહેવાય તેટલી વિગત કહો.

હમણાં તેમણે એક લીમીટેડ કંપની કરવાની યોજના કરી હતી. અને એના જોરથી ત્રણ હરીફ કંપનીઓને દાબી દેવાની, ખતમ કરવાની અથવા ગડપ કરી જવાની યોજના કરી હતી તે હવે કાંઈ નહિ કરે. ફક્ત ચાલુ ધંધો જ ચલાવશે અને તેની પણ મર્યાદા કરી દીધી છે.

પણ સવારથી રાત સુધીમાં ઘરમાં તો રહેતા જ નથી. તમારી સાથે વાત કરવાનો પણ વખત હોતો નથી. એ તો એમનું એમ જ ને ?

ના, ના. હવે તો બપોરના ૧૧ થી સાંજના ૬ સુધી જ દુકાને જવાના, અને દરેક કામમાં મારી સલાહ પણ લેવાના.

વાહ, વાહ, ત્યારે તો બહુ સારું. મારા મામા આટલું કરે એ તો મોટા ધનભાગ્યની વાત. ખરેખરા આનંદની વાત છે તો પછી તમારા મોઢા ઉપર આનંદ તરવરે એમાં શું નવાઈ તમારો આનંદ સદૈવ કાયમ રહો મારા તમને અભિનંદન છે. મામી.

મારા પણ તમને અભિનંદન. કાંતાએ કહ્યું.

× × × × ×

વખતસર છોટુભાઈ, સુમતલાલ તથા સુખલાલ તેમના કુટુંબ સહિત આવી ગયા. સુમંતલાલ તથા સુખલાલની પત્નિઓ નવીન આગંતુકો હોઈ તેમને બધાની ઓળખાણ કરાવી. તેમ જ સુમતલાલ તથા સુખલાલને પણ ચીમનલાલ, ચુનીલાલ વગેરે નવા આવેલાઓની ઓળખાણ કરાવી.

× × × × ×

જમવાનું થઈ ગયું પુરુષો બધા સાથે જમવા બેસી ગયા. પુરુષો જમતા હતા ત્યારે સુધાએ કહ્યું

બાપુજી આજે એક નવા આનંદની વધાઈ છે

વાહ, શુ છે ?

ગઈ કાલે રાત્રે અહીંથી ગયા પછી મારા મામાએ પરિગ્રહની મર્યાદા બાધી લીધી છે

હેં ઈશ્વરભાઈ, સાચી વાત ? ચુનીલાલ એકદમ બોલી ઉઠ્યા. "પૈસો મારો પરમેશ્વર" એ સૂત્રના ઈશ્વરલાલ પક્કા પૂજારી છે એ વાત ચુનીલાલ બહુ સારી રીતે જાણતા હતા તેથી તેમને એ વાત સાંભળીને ખૂબ નવાઈ લાગેલી

હા શેઠ, સાચી વાત છે ઈશ્વરલાલે ટુંક મા જ જવાબ આપ્યો

ઈશ્વરભાઈ, તમે તો અમારા કરતા ય ચઢી ગયા અમે પણ પરિગ્રહની મર્યાદા નથી બાધી શક્યા ને તમે તો નાની ઉમરમા જ મર્યાદા કરી લીધી ચીમનલાલે કહ્યુ

કાલે આપના પુત્ર અને પુત્રવધૂના જીવન સાંભળીને મને થયું કે મારે આમ કરવુ જોઈએ અને મર્યાદા કરી લીધી

એ જ રીતે બધાએ ઈશ્વરલાલને ધન્યવાદ આપ્યા.

પણ હજુ મારા પરિગ્રહની મર્યાદાની વિગત નક્કી કરવાની બાકી છે તેમાં આપ બધાની સલાહ લેવી છે. ઈશ્વરલાલે કહ્યું.

બહુ સારું ખુશીથી કહો. ચીમનલાલે કહ્યું.

હમણા તો આપણે જમી લઈએ. પછી બૈરાંઓ જમી લે. પછી દિવાનખાનામાં બધા ભેગા મળીને વિચાર કરીએ. એટલે બધાની સલાહનો લાભ મળે.

બરાબર છે. ચુનીલાલે કહ્યું.

× × × × ×

સ્ત્રીઓ જમીને દિવાનખાનામાં આવી ગયા પછી ચુનીલાલે કહ્યું—

ઈશ્વરભાઈ, હવે કહો.

મને સરખુ સમજાવતાં નહિ આવડે. સુધા તને બધી ખબર છે. તું જ કહે ઈશ્વરલાલે કહ્યું

ના, અમને હજુ વિગતથી વાત કરવાનો વખત મળ્યો નહોતો. તેથી વધારે તો હું પણ જાણતી નથી તો મામી, તમે જ કહો. સુધાએ કહ્યું.

ઈન્દુએ કહેવા માંડ્યુ

મુડીની મર્યાદા અમારે કેવી રીતે બાંધવી તેનો વિચાર થઈ પડ્યો છે. બે રસ્તા અમને સુઝ્યા છે—

(૧) અમે મુડી માટે અમુક હદ બાંધી લઈએ કે એથી વધારે મુડી થાય તો તેટલી રકમ ધર્માદામાં વાપરવી. તેની સાથે એમ પણ કરીએ કે દરવર્ષે અમારી કમાણીના અમુક ટકા ધર્માદા વાપરીએ.

અથવા (૨) દરવર્ષે અમારી કમાણીનો અમુક ભાગ મુડીમાં ઉમેરીએ
ને અમુક ભાગ ધર્માદામાં વાપરીએ.

હવે એ બેમાંથી કયો નિયમ વધારે સારો એ સમજાતું નથી. તો એ બાબત તમારી સલાહ આપો.

બધા વિચારમા પડી ગયા. કોઈ બોલી શક્યુ નહિ

ચીમનલાલ શેઠ, તમે અત્યારે બધા કરતાં મોટા છો માટે તમે પહેલાં તમારો અભિપ્રાય આપો. ઈશ્વરલાલે કહ્યું.

ભાગ કરતાં તો ચુનીભાઈ વધારે વહેવારૂ માલુમ છે. માટે એ વધારે સારી રીતે સલાહ આપી શકે ચીમનભાઈએ ચુનીભાઈ પર ઢોળી પાડ્યુ

બન્ને નિયમ સારા દેખાય છે. છેવટે ક્યો નિયમ વધારે સારો નિવડે એ અત્યારથી કેમ કહી શકાય ચુનિલાલે કહ્યું

પ્રવીણભાઈ, તમારો શો મત છે? ઈશ્વરલાલે કહ્યું.

તમારે બેમાંથી એક જ પસંદ કરવો છે કે બને ઉપરથી ત્રીજો નિયમ ઉપજાવી શકાય! પ્રવીણે પૂછ્યું

ત્રીજા નિયમમા વધારે છૂટ ન લેવાની હોય તો ત્રીજો નિયમ પણ ચાલી શકે ઈન્દુએ કહ્યું

તો, જુઓ પહેલા નિયમ પ્રમાણે તમારી મુડીની અમુક રકમની મર્યાદા બધાઇ જાય છે ત્યારે બીજા નિયમમા અરધો નફો ઉમેરાતો જ જાય છે, એટલે મુડી વધતી જ જાય છે, તો આમ નિયમ કરો તો—

"અમુક રકમની તમારી મુડી થઈ જાય ત્યા સુધી દર વર્ષે તમારા નફામાથી અમુક ભાગ મુડીમા ઉમેરતા જવો ને બાકીનો ભાગ ધર્માદા માટે રાખવો તમારી મર્યાદા પ્રમાણેની મુડી થઈ જાય પછી ઘર ખર્ચ કાઢતા બાકીનો બધો નફો ધર્માદામાં વાપરવો"

આમ નિયમ કરો તો ઠીક પડે કે નહિ? પ્રવીણે કહ્યું.

એ નિયમ બરાબર અનુકૂળ થશે, ઇશ્વરલાલે કહ્યું. વધારામાં એટલું કે તે નફો બધોય એકદમ વાપરી ન નાંખવો કારણ કોઈ વખત ખોટ જાય તો તે ભરપાઈ કરવામાં તેનો ઉપયોગ કરવો પડે.

બરાબર છે. પ્રવીણભાઈ, તમે ઠીક તોડ કાઢયો. બંને નિયમની વાત સચવાઈ ગઈ છતા મર્યાદા પણ બનાઈ ગઈ, ને વહેવારમાં એજ ઠીક પડશે. ઇન્દુએ કહ્યું.

આ નિયમ તો સામાન્ય રીતે બધા માણસને અનુકુળ પડી જાય તેવો થઈ ગયો. દરેક માણસ ધારે તો એ નિયમને અનુસરી શકે સુમંતલાલે કહ્યું.

બરાબર છે આપણે બધાય આ નિયમને અનુસરવાનું મનમાં ધારી લીએ પોતાની શક્તિ પ્રમાણે દરેકને પોતાની મુડીની રકમ નક્કી કરવાની છુટ છે એટલે કોઇને પણ એ નિયમ લેતાં મુશ્કેલી પડે તેમ નથી. સુધાએ કહ્યું.

બધાએ તે પ્રમાણે કબુલ કર્યું.

ત્યારપછી થોડી સામાન્ય વાતો થઈ ફરીથી બધાએ ઇશ્વરલાલને તથા ઇન્દુને ધન્યવાદ આપ્યા. પછી છોટુભાઈએ કહ્યું—

પ્રવીણભાઈ, ગઈ કાલે તમે નવકાર મંત્ર અર્થ સહિત સમજાવેલ તે સાંભળવાની સુમતલાલ, સુખલાલ તથા તેમની પત્નિઓની ઇચ્છા છે.

ભલે બધા. ઉભાં થઇ ગયા ને ગઇ કાલની માફક પ્રવીણે ત્રણ વાર નવકાર મંત્ર બોલી તેનો અર્થ સમજાવ્યો.

ચીમનલાલે તેમને હવે ધર્મ સંબંધી વિશેષ જ્ઞાન મેળવતા રહેવાની ભલામણ કરી. પછી તેઓ બધા ગયા. થોડીવાર પછી ઇશ્વરલાલ તથા ઇન્દુ પણ ગયા, પછી ચીમનલાલે કહ્યું.

# ૪

# અમરાપરમાં

સવારના બરાબર દશ વાગે એર સર્વીસ—વિમાન કંપનીની મોટર કાચ વેગન તેની ઓફીસ પાસે આવીને ઊભી રહી, તેમાંથી થોડા ઉતારૂઓ ઉતર્યા પછી પહેલી કાંતા ઉતરી. સામે જ વસંતલાલ ઉભા હતા. તેમને જોઈને બોલી—

વસંતભાઇ, આવી પહોંચ્યા છો કે?

કાંતા માસી કે?

પછવાડે સુધા ઉતરતી હતી તેને બતાવીને કાંતાએ કહ્યું.

આ મારા મોટા બહેન—સુધા બહેન.

સુધા માસી મઝામાં છો ને?

હવે માસી નહિ, બહેન કહો કે ભાભી કહો.

ત્યાં પ્રવીણ પણ નીચે ઉતર્યો. ને વસંતને કહ્યું.

કેમ, વસંતભાઈ, કેમ છો? કાગળ પહોચી ગયો હતો કે?

હા. તમારા બંને કાગળ પહોંચી ગયા હતા. એટલે તો સામો આવ્યો છું

અહિં તો રવિચંદભાઈની વખાર હતી ને? પ્રવીણે કહ્યું.

હા., તમને બરાબર યાદ લાગે છે.

અહિં પચાસ વર્ષ ગાળેલાં એટલે યાદ હોય જ ને.

તમે છાપું વાંચેલું ?

હા જ તો. તમારો વૃત્તાંત આવે ને હું ન વાંચું એવું બને ? છાપામાં બધી વિગત આવેલી ને બધું ય હું વાંચી ગયેલી. પણ તમારા નામ યાદ નથી રહ્યા.

પણ હવે અમે અમારા પૂર્વ જન્મનાં નામ ફરીથી ધારણ કર્યાં છે. હું સુધા ને આ કાંતા

પ્રવીણભાઈ, તમારું નામ તો પ્રવીણચંદ્ર કાયમ રાખ્યું છે ને ? વસંતલાલે પૂછ્યું

હા. મારું નામ બદલી શકાય એમ હતું જ નહિ તેમ જરૂર પણ નહોતી. સુધા, કાંતા નામ અમારા પૂર્વજન્મની યાદગીરી તરીકે કાયમ રાખવાનું સૌને ગમ્યું, એટલે આ જન્મનું નામ વત્સલા બદલીને સુધા રાખ્યું ને સુલેખાનું નામ કાંતા રાખ્યું

હવે તમારે નાવું છે ? સરલાએ પૂછ્યું

ના, અમે નાહી પરવારી, ચા નાસ્તો કરીને જ નીકળ્યા હતા.

ત્યારે હવે જમવાનું તૈયાર થઈ જવા આવ્યું છે. અરધી કલાકની વાર છે

અમારે કાંઈ ઉતાવળ નથી તમે તમારે રસોઇ કરો જાઓ.

વસનભાઈ, તમે આ મકાનમાં જ રહેવાનું રાખ્યુ છે તે ઠીક કર્યું છે. પ્રવીણે કહ્યું.

ના. ના. અમે તો ચાર પાચ મહિના થયા જ અહીં રહેવા આવ્યા. વસંતલાલે કહ્યું

ત્યારે અહીં કોણ રહેતું હતું ?

અહીં હર્ષદભાઈ અને સુંદર કાકા રહેતા હતા.

હા. બરાબર. એ લોકો અહીં રહેતા હશે. ત્યારે હર્ષદ પરણ્યો ક્યારે ?

હર્ષદભાઈ એકલા થઈ ગયા. પછી જમવાની અડચણ પડવા લાગી. હું પણ પરણ્યો નહતો. હર્ષદભાઈએ એક ગરીબ બ્રાહ્મણના છોકરાને રસોઈ કરવા માટે ગોતી કાઢ્યો. પણ તેની રસોઈ ફાવી નહિ. પછી તેમના મિત્રને કહ્યું. તેમણે તેમના એક ભાઈબંધની દીકરી સાથે સગપણ કરાવી દીધું બાકી બીજું કોઈ તો તેમને કન્યા આપે એમ નહોતું.

છેવટે પરણ્યો અને સુખી થયો એટલું ય સારું.

સુખી તો થયા. પણ એટલું તો ખરું કે કમાય નહિ તો ખાવાના સાંસા પડે એમ થયું ત્યારે જ સુધરવું પડ્યું. બાકી ખાસ તો તેમને એ હતું કે માબાપનું કહ્યું માનવું જ નહિ. તો માબાપ ન રહ્યાં એટલે એમને કોઈની સાથે આડાઈ કરવાનું રહ્યું નહિ.

ક્યાં નોકરી કરતો ?

પહેલાં તો આપણી દુકાનમાં જ કામ કરવા લાગેલા. પણ પછી તેમના મિત્રે નવી દુકાન કરી તેમાં ભાગીદારીમાં જોડાઈ ગયા.

ત્યારે તમે તો અહીં હમણાં જ રહેવા આવેલા.

હા. બીજો કોઈ ભાડુત સારો મળ્યો નહિ. ત્યારે મેં વિચાર કર્યો કે ભાડુત ઘર સાચવે નહિ. ખરાબ કરી નાખે. તેના કરતાં હું જ ટ્રસ્ટને ભાડું આપીને રહું એમ નક્કી કરી હું જ રહેવા આવ્યો.

તે તમે વળી ભાડું પણ આપો છો ?

ભાડું તો આપવું જ જોઈએ ને ? હું પોતે જ ટ્રસ્ટી ટ્રસ્ટને અન્યાય ન કરી શકું.

શાબાશ. વસંતભાઈ, તમારા જેવા પ્રમાણિક ટ્રસ્ટી અત્યારે ભાગ્યે જ હોય છે.

તો પહેલા તમે ક્યાં રહેતા ? કાંતાએ પૂછ્યુ

આ સામેના જ મકાનમાં

સરચંદભાઈના મકાનમાં ?

હા

એ લોકો ક્યાં રહે છે ?

અહીંઆ ઇન્ફ્લ્યુએન્ઝા આવેલો તેમા તેમનું આખુ કુટુંબ સપડાઈ ગયું ને એક અઠવાડિયામાં આખુ કુટુંબ સાફ થઈ ગયું એટલે એ મકાન એમના પિતરાઈના હાથમાં આવ્યુ, તેમની પાસેથી મેં ભાડે રાખી લીધું હતુ

એ પિતરાઈને મકાનની જરૂર નહિ હોય

ના એને પોતાનુ જ મકાન મોટુ છે પછી આની જરૂર નથી. એટને એને તો વેચી નાખવુ છે પણ હજુ કોઈ ઘરાક જડ્યો નથી તેથી રહી ગયું છે

શું માગે છે ?

આજના હિસાબે ય ઘરની કિંમત ૭ હજારથી વધારે ન ગણાય એને જોઈએ છે આઠ હજાર તે કોઈ આપતું નથી

આ મકાનની કિંમત શુ ગણાય ?

ઘરાક ઉપર કિંમત. પણ દશ હજાર તો આવવા જોઈએ એમ હું ધારૂં છુ આ ઘરનું સમારકામ કદી થયું નથી એટલે બહુ જુના જેવુ લાગે છે એટને તુરત કોઈ ઘરાક પણ થાય તેમ નથી

તમે વેચવાની કોશીશ કરેલી કે ?

હા મને એમ થયું કે આ ટ્રસ્ટમાં ફક્ત આ જગ્યા રહી છે. તે વેચીને પૈસા ધર્માદામાં વાપરી નાખુ એટને હું જોખમદારીમાથી છુટુ તેથી વેચી નાખવા ધારેલું પણ દશ હજારથી કોઈ વધારે આપતું નથી

ત્યારે એમ કરો. રૂ. દશ હજારમાં આ મકાન અમને જ આપી દીઓ.

તમે પણ કેવી વાત કરો છો? હવે મારે વેચવાનું જ ક્યાં રહ્યું? હવે તો મારે બદલે તમને ટ્રસ્ટી જ બનાવી દેવાના.

હું ટ્રસ્ટી બનીને હું મને પોતાને જ મકાન વેચું તે ઠીક ન લાગે. એટલે પહેલાં તમે મને વેચી દીઓ. પછી મને ટ્રસ્ટી બનાવવો હોય તો બનાવજો.

ઠીક, તો એમ કરીશું.

અને સામેના મકાનનું કરવું હોય તો?

તમારે લેવું છે?

હા.

તો મહુકચરભાઈ કે જેમના હાથમાં એ મકાન છે તેને અહિં બોલાવી લાવું. તમે એની સાથે વાત કરી સમજાવો. બાર વાગ્યા પછી એ ઘેર હોય છે ત્યારે બોલાવી લાવું તો ચાલશે?

કેમ ન ચાલે?

તમારે સુવું હોય તો પછી બોલાવું.

ના, ના. બાર વાગે જ બોલાવજો. સુવું નથી.

ત્યાં તો નિશાળેથી ત્રણ છોકરાઓ આવ્યા. હાથમાંની ચોપડીઓ દફતર ઠેકાણે મૂકી બધાને પગે લાગ્યા. એટલે કાંતાએ પૂછ્યું.

વમનભાઈ તમારે છોકરાં કેટલાં?

છ. સૌથી મોટી દિકરી. તેને પરણાવી દીધી છે. તે પછી પાંચ દિકરા, મોટા બે મેટ્રિક થઈ ગયા પછી દુકાનમાં બેસે છે. ને આ નાના ત્રણ ભણે છે.

ઠીક. મોટો પરિવાર છે.

હા પણ એટલા નસીબ સારા છે કે બધા જ સીધા શાંત પ્રકૃતિના છે

બસ તો એ મનોજ ને આનંદ સૌથી મોટા છે વસંતભાઈ

હા બહેન એટલા માટે જ હું મને નસીબદાર માનું છુ ઝાઝા છોકરાઓ એ ઉપાધિ તો ઘણી જ પણ સારે નસીબે અમારૂં ગાડું સીધુ ચાલી શકયુ છે

બહુ સારૂં

ત્યાં સરલાએ આવી કહ્યુ—જમવાનું તૈયાર છે

પહેલાં વસંતલાલે અને પ્રવીણે જમી લીધું પછી સુધા, કાંતા અને છોકરાઓ જમવા બેઠા સરલા જમવા ન બેઠી એટલે કાંતાએ કહ્યું

ભાભી તમે પણ બેસી જાઓ

તમે જમી લીઓ પછી હું બેસીશ હમણા હું તમને પીરસું છુ

ના, એમ નહિ બધાને માટે થાળીઓ પીરસો સાથે, તમારી પણ પીરસો બધા સાથે જ જમશુ

એ પ્રમાણે બધાએ સાથે જમી લીધુ

બાર વાગ્યા એટલે વસંતલાલ મનસુખચંદને બોલાવવા ગયા. સરલા કામ વાસણ માજવા બહાર ફળીઆમા ગઈ છોકરાઓ પણ બહાર રમતા હતા પ્રવીણ, સુધા, કાંતા તેમના ઓરડામાં એકલા રહ્યા પછી પ્રવીણે કહ્યું.

વસંતલાલે ખર્ચ ખૂબ કાઢયુ છે કારણું બહુ ખચરવાળ માણસ છે આપણા દરદનું કામ પણ મફત કરેલ છે તો મારો વિચાર છે કે તે રહેતા હતા તે સુરચંદભાઈનું ઘર ખરીદી આપણે તેમને બક્ષીસ આપવુ તમને કેમ લાગે છે ?

બહુ સારું. શાંતાએ કહ્યું.

એ ઘર સારું છે ને વસંતલાલ તેમાં રહીને સુખી થયા છે માટે એ ઘર એમને આપીએ તે બહુ સારું છે. પણ ઘર નાનું છે. છોકરા પાંચ છે. તો આપણું ઘર ઉપર મેડી બાંધી આપીએ તો વધારે સારું. સુધાએ કહ્યું.

મોટી બહેનનું કહેવું પણ ખરૂં છે તમારો શો વિચાર છે?

હું તમારા વિચારમાં સંમત છું. વસંતલાલ, મલુકચંદને તેડી લાવે એટલે અત્યારે જ નક્કી કરી લઇએ. ને મેડી બાંધવાનું કામ પણ તેમને જ સોંપી દઇએ.

હા. એમ જ કરો. સુધા, શાંતા બંનેએ કહ્યું.

× × × × ×

થોડી વારમાં જ વસંતલાલ, મલુકચંદને લઇને આવી પહોંચ્યા.

મલુકચંદભાઇ, આ તમારૂં સામેનું ઘર ભાડે રાખીએ તો શું ભાડું લેશો? પ્રવીણે પૂછ્યું

આ વસંતલાલ પંદર રૂપિયા આપતા હતા તે તમે આપો.

વસંતલાલ કહેતા હતા કે તમે ઘર વેચી નાખવા માગો છો તો તે વાત સાચી છે?

હા.

તમે વેચી નાખો તો અમને લેનાર ધણી ખાલી કરાવે તો પંચાત થાય

તો તમે ખરીદ કરી લો.

શું લેશો?

આઠ હજાર રૂપીઆ.

અહિંઆ વેપારીને ત્યાં આપણે રૂપીઆ વ્યાજે મૂકીએ તો શું વ્યાજ મળે ?

પાયમી ૭ ટકા મળે

પણ વેપારી સદ્ધર હોવો જોઇએ

સદ્ધર વેપારીની ખાત્રી પણ ૭ ટકાથી વધારે વ્યાજ નહિ આવે. મનુકચંદે કહ્યું.

તો ૭ ટકાના હિસાબે આઠ હજારના વરસ દિવસે ચાળ્સો એંશી રૂપીઆ વ્યાજ મળે ખરૂં ને મલુકચંદભાઈ ?

હા

તો મહિનાના રૂા ૪૦ થયા, તમે મકાનના આઠ હજાર માગો છો પણ ભાડું તો રૂા ૧૫ ઉપજે છે ખરૂં ને મલુકચંદભાઈ ?

હા

તો તમારા જ હિસાબે મકાનની કિંમત રૂા ત્રણ હજાર થાય તેના તમે આઠ હજાર માગો છો તે વ્યાજબી લાગે ?

તમારે શું આપવું છે ?

તમારી પાસે છેલ્લી માગણી કેટલાની આવી હતી ?

૭ હજારે છેલ્લું મગાણું હતું

આલો હું સાડા ૭ હજાર આપીશ નકી કરી નાખો પ્રવીણે કહ્યું

વસંતલાલે દબાણ કર્યું ચાર મહિનાથી મકાન ખાલી પડ્યું હતું એટને મુલકચંદ કબુલ થયો ત્યાં જ કાચુ ખત કરી લીધું પછી પ્રવીણે કહ્યું

મારે તો જલ્દી જવું છે, માટે આજે જ કોર્ટમાં ચાલો તો પાકું રજીસ્ટર કરાવી લઇએ.

મણુકચંદે હા પાડી તેથી ત્રણે જણા તે જ વખતે કોર્ટમાં ગયા.

પાકું રજીસ્ટર કરાવી લીધું પ્રવીણે પૂરી રકમનો ચેક આપી દીધો. એ કામમાં કોર્ટમાં આખો દિવસ ચાલી ગયો.

સાંજે જમી પરવારી બધા બેઠા હતા ત્યાં પ્રવીણે કહ્યું.

વસંતભાઈ, લીઓ આ ચેક રૂ. ૭ હજારનો. આ આપણે સામેનું મકાન લીધું તેના ઉપર મેડી કરવી છે. આપણે કામ સારૂં કરાવવું એટલે કોન્ટ્રેક્ટ નથી આપવો. તમે જાતે દેખરેખ રાખજો. ને જરૂર પડે તો ઓવરસીઅરને રાખી લેજો જેમ બને તેમ જલ્દી મેડી બંધાઇને મકાન થઇ જાય તેમ કરજો.

નીચેની દિવાલોનું પ્લાસ્ટર કાઢી નાખવું ને પછી આખાય મકાનનું નવું પ્લાસ્ટર કરાવજો. નીચેની લો પણ ખરાબ થઈ ગઈ છે માટે નવી લાદી નખાવવી. સુધાએ કહ્યું.

ભલે. તમારૂં કામ તો ખાસ કાળજીથી કરીશ. વસંતલાલે કહ્યું.

તમારૂં પોતાનું જ કામ છે એમ ગણીને કરજો. પ્રવીણે કહ્યું.

કેટલોક વખત લાગશે? કાંતાએ પૂછ્યું.

બે ત્રણ મહિનામાં થઈ જશે.

ઠીક છે. જલ્દી થાય તેમ કરજો.

ત્યાં વસંતલાલના બે મોટા દીકરા-હીરાલાલ અને મોતીલાલ-આવ્યા અને તેમણે પ્રવીણને પ્રણામ કર્યા. પ્રવીણે પૂછ્યું—

બપોરના કેમ દેખાયા નહોતા?

બપોરના ઘરાકી હતી એટલે અમને આવતાં મોડું થયેલું ત્યારે તમે કોર્ટમાં ગયેલા.

હા. અમે કોર્ટમાં ગયેલા. કેમ દુકાન સારી ચાલે છે ને?

હા. ઠીક ચાલે છે. કાલે દુકાને આવશો ને?

હા આશીષ હવે તમે જમી લીઓ

જઈએ છીએ

પછી સુધા તથા કાંતા તરફ જોઈને પ્રવીણે પુછ્યું

આપણું આજનું કામ તો સારી રીતે પતી ગયું હવે આપણે કાલે શું કરવાનું છે ?

ઉપાશ્રયમાં કોઈ મહારાજ બિરાજતા હોય તો સવારે ઉપાશ્રયે જઈએ ને પછી આપણા કોઈ જુના સગાસંબંધીઓને મળવા જવુ હોય તો તેમને મળવા જઈએ સુધાએ કહ્યું

પણ તે લોકો આપણી વાત જાણતા હશે કે ? કાંતાએ પૂછ્યું

બધાય જાણે છે ગુજરાત સમાચાર ને જન્મભૂમિ છાપા અહિં આવે છે તે દિવસે તો બને છાપાની ખૂબ માગ થયેલી પણ અહિં વધારે નકલો આવતી નથી તેથી જેને જેને ત્યાં આવે છે તેમને ત્યાંથી બધા વાંચવા લઈ ગયેલા. ઘણા લોકો લાઈબ્રેરીમાં જઈ વાંચી આવેલા વસંતલાલે કહ્યું

ઠીક છે તો કાલનો દિવસ એમ ગાળીએ ને પરમ દિવસ બપોરની ટ્રેઈનમાં નીકળી અમદાવાદ જઈએ પ્રવીણે કહ્યું

એમ કાંઈ એક દિવસમાં ચાલી જવાય ? ચાર પાંચ દિવસ તો રોકાવું પડશે વસંતલાલે આગ્રહ કર્યો

હમણાં તો અમારે જવાની ઉતાવળ છે પણ ત્રણ મહિના પછી સામેનું ઘર બંધાઈ રહે ત્યારે આશીષ

એ પ્રમાણે નક્કી કરી નાખ્યું



# ૫

## ટ્રેઈનમાં વાર્તાલાપ

હું ધારું છું આપણે ત્રણે ય આ જીવનમાં કાઠીઆવાડમાં પહેલી જ વખત મુસાફરી કરીએ છીએ. શાંતાએ કહ્યું.

આ જીવનમાં તો પહેલીવાર પણ આપણને તો આગલા જીવનનો ય અનુભવ છે ને. સુધાએ કહ્યું.

હા. ગત જીવનની યાદદારતથી મને તો બહુ ફાયદો થયો છે.

મને પણ બહુ ફાયદો થયો છે. કેટલું અજ્ઞાન નષ્ટ થયું. એટલું જ નહિ પણ પચીશ વર્ષનાં આપણે પોણોસો વર્ષનાં અનુભવી થઇ ગયા.

અને તે ઉપરાંત ધર્મ અને કર્મનું મહત્વ સમજ્યા. ગત જન્મની આપણી ભાવનાઓ આપણામાં કાયમ રહી છે એટલું જ નહિ પણ વિકસી છે. આપણાં આચાર વિચાર ઉચ્ચ બન્યા છે અને ગત જન્મમાં આપણે સામાન્ય સ્થિતિમાં હતા તેમાંથી સારી સંપત્તિવાળી સ્થિતિમાં આવ્યા છીએ એ પણ આપણા પૂર્વભવના સારા આચાર વિચારો–સારા કર્મોનું જ ફળ છે. પ્રવીણે કહ્યું.

આ સ્થિતિનો પણ આપણે સારામાં સારો ઉપયોગ કરીએ કે જેથી આપણે હવે પછીના જન્મમાં વધારે ઉચ્ચ સ્થિતિએ પહોંચીએ. આશાએ કહ્યું.

અને ભવભ્રમણ ઓછામા ઓછુ થઇ જાય તેમ કરીએ પ્રવીણે કહ્યું.

આ જીવનનો સાગમા સારો ઉપયોગ કયા કામોમા કરશુ ? કાંતાએ પૂછ્યું

એક વર્ષ પહેલા તેં થોડો વિચાર કર્યો હતો તો હવે તું જ તારો વિચાર કહે કે આપણે ભવિષ્યનું જીવન કેવી રીતે ગાળીશુ ? પ્રવીણે પૂછ્યુ

તે વખતે મેં તમને કહેતુ કે આપણે આપણું જીવન એવી ઉન્નત રીતે ગાળવુ કે જે બીજાઓને માર્ગદર્શક થઈ પડે આપણું જીવન જોઈ બીજાઓ પણ પોતાની મેળે સુધરે અને આપણે પણ આપણાથી બનતું બીજાને સુધારવા, બીજાને જ્ઞાન આપવા, થઇ શકે તે કરી છુટવુ કાંતાએ કહ્યુ

આપણે આપણું જીવન હમેશ ઉચ્ચ બનાવતા જવુ એ તો આપણો આદર્શ છે જ તે ઉપરાત આપણે બીજાઓ માટે—સમાજ માટે શું કરવું તે વિચારવાનું છે પ્રવીણે કહ્યુ

મોટા બહેને સમાજ શાસ્ત્રનો પણ સારો અભ્યાસ કર્યો છે. માટે એ જ સૂચવે કે આપણે શુ કરવુ

અત્યારે મને ત્રણ વાત સૂઝે છે—

(૧) "જૈન સમાજ" માસિક શરૂ કરવું

(૨) પુરુષો માટે જૈન યુનિવર્સિટી સ્થાપવી

(૩) સ્ત્રીઓ માટે જૈન યુનિવર્સિટી સ્થાપવી

માસિકથી આપણે જ્ઞાન પ્રચાર કરી શકીશુ અને જૈન યુનિવર્સિટીથી આપણે આપણાં બાળકોને નાનપણથી જૈન દૃષ્ટિ પ્રમાણેનું જ શિક્ષણ આપી શકીશુ

બહેને બહુ સરમ મુદ્દાની વાત કરી મૂળથી જ શિક્ષણ એવું આપવું જોઇએ કે જે જૈન સંસ્કૃતિ પ્રમાણેનું જ હોય પણ બહેન થોડી વિગત તો કહો

વિગતથી વિચારવાનું કામ તો મુંબઈ ગયા પછી નિરાંતે થઇ શકે. અત્યારે અહિં ટ્રેનમાં તો આપણે હળવી વાતો કરી શકીએ. હમણાં કોઈ સ્ટેશન આવશે ને આપણું ધ્યાન ત્યાં ખેંચાશે એટલે એ મુદ્દાની વિચારણા અહિં ટ્રેનમાં થઈ નહિ શકે સુધાએ કહ્યું.

સુધાનું કહેવું બરાબર છે પણ દરમ્યાનમાં આપણે ફુરસદે એ બાબત વિચાર કરતા રહેવું કે જેથી આપણે મુંબઈ ગયા પછી તુરત નિર્ણય કરી શકીએ. પ્રવીણે કહ્યું.

× × × × ×

તમે આપણો ડબો રીઝર્વ કરાવ્યો એ સારૂં કર્યું એમ લાગે છે જોયું ને આ સ્ટેશને કેટલા ઉતારૂ આવી ગયા કાંતાએ કહ્યું

આગળ તો કાઠીઆવાડમાં પહેલા વર્ગના ડબા ખાલી જતા કોઈ વખત રેલ્વે અમલદાર કે યુરોપીઅન મુસાફરી કરતો હોય તો તે પહેલા વર્ગના ડબામાં બેઠો હોય ત્યારે આજે તો પહેલા વર્ગમાં પણ ત્રીજા વર્ગ જેટલી ભીડ છે સુધાએ કહ્યું.

ને ડબો પણ કેવો રહી છે ગાદી પણ ફાટેલી કોઈ જાતની સગવડ નહિ પણ છતાં રીઝર્વ કરાવ્યો કે આપણે નિરાંતે બેસી શકીએ ને વાતો કરી શકીએ. પ્રવીણે કહ્યું

ગાડીના વખતમાં એટલી સગવડ મારી, કારણ નહિતર મુસાફરો એટલા આવે કે અમારે સ્ત્રીઓને બેસવું પડે. કેટલીક વખત તો એવા ખરાબ માણસો આવે છે કે તેઓ જાણી કરીને સ્ત્રીઓની પડખે બેસવાની જગ્યા ગોતી કાઢે ને સ્ત્રીને દબાઇને જ બેસે, મને તો એની બહુ ચીડ એટલે મને તો ભીડમાં મુસાફરી કરવી જ ન ગમે સુધાએ કહ્યું.

ભીડમાં તો મને પણ ન ગમે. ઘણા માણસો સારા હોય છે. સ્ત્રીઓની પડખે બેસતાં વચમાં થોડી જગ્યા રાખીને છેટે બેસે. પણ આજના જમાનામાં એવા માણસો બહુ ઓછા થતા જાય છે. એટલે સ્ત્રીઓને માટે મુસાફરી મુશ્કેલ થઈ પડે છે કાંતાએ કહ્યું.

એ બધું ઈંગ્રેજી સંસ્કારનું પરિણામ છે, માટે જ સુધાએ કહ્યું તેમ આપણને જૈન યુનિવર્સિટીની ખાસ જરૂર છે. પ્રવીણે કહ્યું.

હા આપણા જૈન બાળકોના સંસ્કાર પહેલેથી જ શુદ્ધ બનાવવાની જરૂર છે, કાંતાએ કહ્યું

ને તે માટે આપણે આપણાથી બનતું બધું ય કરશું. સુધાએ કહ્યું.

ભીડ ન હોય તો મુસાફરીમા પણ ઘણા નવા માણસોના પરિચયમાં આવી શકાય. તેમના વિચારો જાણી શકાય એ લાભ થાય. કાંતાએ કહ્યું.

જરૂર લાભ થાય. જુદા જુદા દેશમાં માણસોના કેવા કેવા જુદા જુદા વિચારો હોય છે, કેવી રહેણીકરણી હોય છે તે આપણે જાણવું જ જોઈએ સમાજ સેવા માટે એ અગત્યનું છે. સુધાએ કહ્યું.

આપણે તો વડોદરા, અમદાવાદ ને મુંબઈ જોયા છે. કાઠીઆવાડ હવે જોયો. કાંતાએ કહ્યું

પૂર્વ ભવમાં આપણે જૂનાગઢ, જામનગર, પાલીતાણા, ભાવનગર વગેરે ઠેકાણે મુસાફરી કરેલી તે યાદ છે ? સુધાએ પૂછ્યું

હા યાદ તો છે. પણ ઘણા વર્ષ થઈ ગયાં. ઘણા ફેરફારો થઈ ગયાં હશે, માણસો પણ બદલાઈ ગયા હશે. કાંતાએ કહ્યું.

આપણે એમ કરીએ. વસંતભાઈનું મકાન ચણાઈ જાય પછી ત્રણ મહિના પછી ફરી અહીં આવીએ ત્યારે આપણે કાઠીઆવાડના મુખ્ય મુખ્ય શહેરોમા ફરીએ. પ્રવીણે કહ્યું.

તો તો એક મહિનાની તમારે ફુરસદ મેળવવી જોઇશે એ બની શકશે ? સુધાએ પૂછયું

આપણી ઇચ્છા હશે તો બધું થઈ શકશે.

તો બહુ સારૂં

× × × ×

વઢવાણ તો ગયું. વીરમગામ હવે છ સાડા છએ આવશે, એમ લાગે છે કાંતાએ કહ્યુ.

વીરમગામ એટલે હાડમારીનું સ્ટેશન એમ બધા કહે છે તેનો આપણને પહેલો અનુભવ થશે સુધાએ કહ્યું

આપણી પાસે તો કાંઈ ઝાઝો સામાન નથી. જકાત આપવી પડે તેવુ કાંઈ છે નહિ એટલે આપણને તો ઓછી હાડમારી થશે. પણ બીજાઓને કેવી બધી હાડમારી થાય છે તે જોવા મળશે. પ્રવીણે કહ્યું.

પ્રજાનો રોજનો પોકાર છતાં સરકાર ઉંઘે છે કાંતાએ કહ્યું.

એકલી સરકાર જ નહિ કાઠિયાવાડના રાજાઓ પણ સુધાએ કહ્યું.

ઉંઘે છે એમ કહેવા કરતા—તેઓ બધા કેવા સ્વાર્થી અને જીદી છે, કેવા મતલબી છે પ્રજાના સુખને માટે કેટલા બધા બેદરકાર છે તેનો *જીવતો* જાગતો દાખલો રજુ કરે છે એમ કહેવુ સારૂં છે પ્રવીણે કહ્યુ

ખરી વાત તો એ છે કે આપણે પોતે જ નમાલા છીએ માટે સરકાર અને દેશી રાજાઓ આપણને કચડે છે સુધાએ કહ્યુ

બરાબર છે રાજાના અંગત સ્વાર્થ ખા

પ્રજાનું જ નમાલાપણું છે બીજુ કાંઈ નહિ પ્રવીણે કહ્યુ

આપણે કાઠિયાવાડનો અનુભવ લેવાનું તો નક્કી કર્યું પણ બીજોય અનુભવ લેવો જોઇશે કાંતાએ કહ્યું

શેનો ?

આપણો જૈનધર્મ હિંદુસ્તાનમાં બધેય પ્રસરેલો છે તો હિંદુસ્તાનના દરેક ભાગમા જૈનો કેવી સ્થિતિમાં છે, કેવા આચાર વિચારના છે, કેટલે સુધી જૈનધર્મ યથાર્થ પાળે છે, ને કેટલા ખોટા આચારો તેઓમાં પેસી ગયા છે તે બધુ પણ જાણવુ જોઇએ. કાંતાએ કહ્યુ

માટે આપણે આખા હિંદુસ્તાનની પણ મુસાફરી કરવી જોઇએ એમને ? સુધાએ કહ્યુ

વગર પ્રસ્તાવનાએ મુસાફરીની વાત કરી હોત તો ? પ્રવીણે કહ્યુ

તો કાંઇ ખોટું નહોતું, પણ મુસાફરી કરવી કે નહિ એ તો તમે નક્કી કરી શકો મેં તો આપણે શુ જાણવુ જોઇએ તે બતાવ્યું. કાંતાએ કહ્યુ

તારા મનમાં ખરી વાત બીજી છે સુધાએ કહ્યુ

શુ !

તું એમને એમ મુસાફરીએ જવાની વાત કરે તો તું મોજશોખને માટે મુસાફરીએ જવાની વાત કરે છે એમ સમજાય ખરી વાત કે નહિ !

પણ તમે ય કેવા મન પારખુ !

એ તો સમજાય તેવી વાત હતી પણ આપણે ત્રણે ય એકબીજાના મન એટલા બધા સારી રીતે સમજીએ છીએ કે હવે એવી જાતની શંકાને સ્થાન ન હોવું જોઇએ સુધાએ કહ્યું

બરાબર છે, કાંતા, તને જગાય શમ રહે એ તો આપણી એકરાગતામાં ખામી રહી ગણાય પ્રવીણે કહ્યું

મારી ભૂલ થઈ દેવ મને માફ કરો બહેન મને માફ કરો એમ કહી કાંતાએ પ્રવીણ તથા સુધાને પગે લાગી માફી માગી

સુધાએ કાંતાને વાસે હાથ ફેરવતાં કહ્યું તને વગર માગ્યે માફી જ છે પણ હવેથી એવી શંક કરીશ નહિ

મારું ગહું મહું અજ્ઞાન ટળી ગયુ હવે એવી ભૂલ નહિ થાય કાંતાએ કહ્યું

સારું છે હવે આપણે હિંદુસ્તાનની મુસાફરી કરવી જોઈશે. ક્યારે કેવી એ વિચારવાનું રહે છે પ્રવીણે કહ્યું

એ તો તમારે જ સગવડ પ્રમાણે વિચારવાનુ છે સુધાએ કહ્યું

હા પણ એ ઉપરાત બીજો એક વિચાર મારા મનમાં ચે ાય છે પ્રવીણે કહ્યુ

શું ?

મે યુરોપ અમેરિકા જોવા છે પણ તમારે બંનેએ પણ એ દેશો જોવા જોઈએ કારણ કે એ દેશો જડવાદી હોવા છતા ત્યાંથી પણ કેટલુંક આપણે શીખવા જાણવા જેવુ છે

તમારે અમને અનુભવ અને જ્ઞાન આપવા હોય તો અમે તૈયાર જ છીએ એ વિચાર તો તમારે જ કરવાનો છે સુધાએ કહ્યું

આપણા સમાજ સેવાના કામ માટે મને લાગે છે કે એ જરૂરનું છે પહેલીવાર હું ગયેલો ત્યારે ફક્ત વેપારી તરીકે ગયેલો અને એ દષ્ટિએ જ બધું જોયેલું હવે આપણે સમાજ સેવાની

દષ્ટિએ જોવાનું કે ત્યાંના શિક્ષણમાંથી, ત્યાંના આચાર વિચારમાંથી આપણે કેટલું અપનાવવા જેવું છે.

તો પછી આપણે જાપાનને છોડી દઇએ તે નહિ ચાલે. કાંતાએ કહ્યું.

હા. ત્યાંનો પણ અનુભવ લેવો જોઇશે. પ્રવીણે કહ્યું.

એ પણ સારૂં છે. આપણે તુલનાત્મક દષ્ટિથી બધું જોઇશું, વિચારીશું તો સમાજ સેવા માટે આપણે કંઇક વધારે સારી યોજના ઘડી શકીશું. સુધાએ કહ્યું.

અને આપણા જાત અનુભવની વાત કરીશું એટલે લોકોને આપણામાં સારો વિશ્વાસ બેસી શકશે. પ્રવીણે કહ્યું.

તો તો મને લાગે છે કે તમારે એકાદ વર્ષ આખું પ્રવાસ પાડવું પડશે. સુધાએ કહ્યું.

હા. પણ આપણે જ્યાં જ્યાં જઇશું ત્યાં ત્યાં સાથે સાથે વેપારનું પણ કામ કરી શકીશું. પ્રવીણે કહ્યું.

અહિનું કોણ સંભાળશે ? કાંતાએ પૂછ્યું.

અહિ મુનિમજીને તૈયાર કર્યા છે. તે સંભાળી શકશે કે નહિ ? તેનો વિચાર કરવો પડશે.

તો પછી એ કાર્યક્રમ તમે ક્યારે નક્કી કરશો

## ૬

# ન્યાલચંદ મંત્રી મળે છે

મણીબહેન, ન્યાલચંદભાઈ કરીને કોઈ મળવા આવ્યા છે. તમારા જૈન સમાજ માસિકના તંત્રી હતા એમ કહે છે સુધીરે આવીને કહ્યું.

એમને ઉપર બોલાવોને પ્રવીણે કહ્યું

સુધીર, ન્યાલચંદને ઉપર બોલાવી લાવ્યો તેને પ્રવીણે કહ્યુ

તમારા બહેનને પણ ઉપર બોલાવો એ પણ ન્યાલચંદભાઈને મળી ખુશી થશે

બન્નેને બોલાવુ ને ?

હા

સુધીરે નીચે જઈ, સુધા તથા કાંતાને પણ ઉપર મોકલ્યા.

ઓહો, ન્યાલચંદભાઈ, તમે અહિ હો ?

હા બહેન, અમરાપર છોડ્યા પછી અહીં જ છુ

અમે અહીં છીએ એમ તમે કેમ જાણ્યુ ? પ્રવીણે પૂછ્યુ

મેં ગુજરાત સમાચારમા આપના ખબર બધા વાંચ્યા તેમા આપનું મુંબઈનુ ઠેકાણું પણ લખેલું હતું મારે તુરત કાગળ લખવો હતો પણ લખતાં ઢીલ થઈ ગઈ મેં કાગળ લખ્યો તે આપના રથી નીકળવાના બીજે દિવસે પહોંચ્યો

એટલે મારી ઑફિસેથી તમને ખબર મળ્યા હશે

ના. મેં કવર લખેલું. તે આપની બાજુમાં છોટુભાઈ રહે છે. તેમને પોસ્ટમેને આપેલું. આપનો માણસ બહાર ગયેલ તથા ઘર બંધ હતું. તેથી પોસ્ટમેને બાજુમાં છોટુભાઈને કવર આપ્યું છોટુભાઈ મારે ત્યાં કામ કરી ગયેલા. કવર ઉપર અમારૂં ઠેકાણું છાપેલું જોઈ તેમણે મને કાગળ લખી જણાવ્યું કે આપ અમરાપર થઈ અહિ આવવાના છો તો મારે રૂબરૂ મળી શકાશે. એટલે હું આવ્યો. આપ કાલે આવ્યા?

હા. કાલે રાત્રે મેઈલમાં આવ્યા.

રાતના જરા તકલીફ પડી હશે.

ના. સુધીરભાઈ સામા આવ્યા હતા એમણે આગળથી ટેક્સી કરી રાખેલી. ગાડી વખતસર જ સ્ટેશને પહોંચી હતી. એટલે વેલાસર ઘેર પહોંચી ગયેલા

કેટલા ને?

। જીવન ' માસિક કાઢયુ ને પણ હવે ઠીક ચાલે છે. લવાજમમા
પૂરૂં થઇ જાય છે

માસિક માટે તમે કામ કરો તો પગાર પણ મળી રહે છે ને?

ના ના છાપખાનાનું ખર્ચ પણ હું લાગત હિસાબે ગણું છુ, પૂરૂ થાય છે, કામ કરવાનું તો ઘરનું લવાજમમાથી પગાર કાઇ શકે નહિ ને માસિકનું ઝાઝુ કામ તો મારા પત્નિ કરે છે.

એમ ત્યારે તમારા પત્નિ પણ ભણેલા છે, કાનાએ કહ્યું.

ભણેલી તો ચાર ચોપડી, પણ મને માસિકો, પુસ્તકોનો શોખ હું જે ઘરે લાવુ તે બધુ એ પણ વાચે એટલે રહેતાં રહેતા એ પણ તૈયાર થઈ ગઈ. એ પણ લેખો સારા લખી શકે છે

બહુ ખુશ થવા જેવી વાત છે

ત્યારે તો તમે માસિક, છાપા ચલાવવાનો સારો અનુભવ મેળવ્યો.

જુનો અનુભવ થોડોક તો અમને યાદ છે બાકીનો તમે કહો ને નવો અનુભવ પણ કહો, સુધાએ કહ્યુ

જૈન સમાજ માસિક તો આપ ખોટમાજ ચલાવતા તે પ્રમાણે સુધી ખોટમા જ ચાલ્યુ

પણ મેં તમને અખતરા કરવા કહેલા તે કરેલા કે નહિ. પૂછ્યુ

બધાય અખતરા કરી જોયેલા જાહેર ખબરો બીજા પત્રોમાં વેની સંભાવિત ગૃહસ્થોને નમૂનાના અંકો મોકલી, જુદા કાગળો ની વિનંતિ કરેલી કેન્વાસરો મોકલેલા પણ કાંઈ જ પરિણામ નહિ

એટલે પછી બંધ કરેલું?

ના મેં બંધ નહિ કરેલુ મારા પછી વમતભાઈએ પૈસા હતા સુધી ચલાવેલું.

તમને પગાર તો આપતા હતા ને ? તો પછી શું કામ છોડી દીધેલું ?

મને કંટાળો આવેલો

કેમ, તમને તો એ કામનો શોખ હતો

હા પણ હર્ષદભાઇ કેટલીક વખત નકામી હેરાનગતિ કરતા

કેમ ?

વસંતભાઇ દુકાને જાય હર્ષદભાઇ ઘેર એકલા હોય એટલે ભાઇબંધ દોસ્તદારોને ભેગા કરે, ચા પાણી ઉડાવે ઘણીવાર જમાડે પણ ખરા મને એ ઠીક ન લાગ્યુ એટલે મેં એમને જરા શીખામણ આપી તો એ તો લડી પડ્યા હર્ષદભાઇનું ઘેર રહેવાનું ઠેકાણું નહિ એટલે વસંતભાઇએ મને એક ચાવી આપી રાખેલી, કે જેથી હું જ્યારે જઉં ત્યારે તાળુ ખોલી, ઘર ઉઘાડી કામ કરવા બેસી જઉં તો હર્ષદભાઇએ બીજે દિવસે બીજું તાળુ લગાવી દીધું ! જાણે કે મેં શીખામણ આપી તેનું વેર લીધુ

એટલે તમે કંટાળીને ચાલી આવેલા હશો પ્રવીણે કહ્યુ

હા.

પણ હવે જમાનો બદલાયો છે પચીશ વર્ષમાં ઘણો ફેર થઇ ગયો છે અત્યારનો તમારો અનુભવ શુ કહે છે ?

કઇ બાબતમા ?

આપણે ફરીથી "જૈન સમાજ" માસિક શરૂ કરીએ તો ? પ્રવીણે કહ્યું

તો આપ ગ્રાહક સંબધી પુછો છો કે લેખ સબંધી ?

બને માટે

ગ્રાહક સંબધી સ્થિતિ તો હુ ધારૂં છુ કે હવે વધારે ખરાબ થઇ છે ને ખરાબ થતી જાય છે.

એમ કેમ? શિક્ષણ તો વધતું જાય છે

કારણ કે શિક્ષણ ઉલટું અપાય છે આજનું શિક્ષણ તો જડવાદ અથવા નાસ્તિકવાદ ઉત્પન્ન કરે છે, ધર્મશ્રદ્ધા નાબુદ કરે છે એટલે ધાર્મિક દૃષ્ટિથી લખેલા લેખોવાળુ માસિક હોય તો ગ્રાહકો થવા મુશ્કેલ છે

પણ આપણે લોકોને આનંદ આવે તેવા લેખો છાપીએ તો?

તો આસ્તે આસ્તે થોડા ઘણા ઘરાક થાય

અને લેખો માટે?

લેખો માટે મુશ્કેલી તો ખરી જ

કેમ?

કારણ લેખકો કાં તો વાડા-વાદી હોય છે કે કાં તો અભિમાની હોય છે સીધા સરળ લેખકો બહુ ઓછા છે એની વિગતવાર ચર્ચા તો લાંબી થશે એટલે આપ માસિક કાઢવાનું નક્કી કરો પછી વિગતથી ચર્ચા કરીશુ

માસિક કાઢવાનું તો નક્કી છે, પણ હજુ જરા વખત છે

આપ જ્યારે નક્કી કરો ત્યારે મને જણાવજો હું બની શકતી મદદ કરીશ

ભલે

ત્યારે હું રજા લઉં છુ

ભલે તમે મને મળ્યા તેથી અમને બધાને બહુ આનંદ થયો

મને પણ આનંદ થયો

× × × × ×

ન્યાલચંદના જવા પછી પ્રવીણે સુધા સામે જોઇને કહ્યુ

સુધીર બહુ ચાલાક છે

કેમ વળી તમને કાંઈ નવો અનુભવ થયો શુ?

ન્યાલચંદભાઇ આવ્યા ત્યારે મેં તેમને કહ્યું કે તમારા બહેનને પણ બોલાવો ત્યારે કહે, બંનેને બોલાવું ને ? મારે તો તમને બંનેને બોલાવવા જ હતા પણ સુધીરમાં સમજ શક્તિ કેટલી છે તે બતાવું છું,

હુશીઆર તો છે જ ને વળી તમે તેને પડખામાં લીધો એટલે વધારે હુશીઆર થયો. સુધાએ કહ્યું,

હુશીઆર છે ને બોલવામાં પણ મીઠો છે એટલે મને તેના ઉપર બહુ પ્રેમ આવે છે

પણ બીજી તમને ખબર છે ? સુધીરનું ધ્યાન આપણા સુધા બહેન ઉપર ઠીક ચોંટયું હોય એમ લાગે છે કાંતાએ કહ્યું

તેં કેમ જાણ્યું ? પ્રવીણે પૂછ્યું

મુંબઈ આવ્યા હતા ત્યારે આપણે બધા સૌ સૌના કામમાં કે વાતોમાં હોઈએ ત્યારે સુધીર ને સુધા રવેશમાં વાતો કરતા રહેતા.

તેં ઠીક ધ્યાનમાં રાખેલું દેખાય છે

હું ત્રણ ચાર વખત કામ પ્રસંગે રવેશમાં ગયેલી ત્યારે દરેક વખતે બંને વાતો કરતા સાંજ ઉભા હતા મકાનના બીજા છોકરાઓ સાથે રમવા ન જાય એ બે જણા જ વાતો કરે કે રમે.

વડોદરા મને તેડવા આવેલો ત્યારે પણ મને કાંઈક એવું જ લાગેલું સુધાએ કહ્યું

મને લાગે છે કે એ બંને એકબીજાને લાયક નીવડે એવાં છે બંને હુશીઆર છે, સુશીલ છે ઉમરમાં પણ ચારેક વર્ષનો તફાવત છે તે યોગ્ય જ છે, એટલે એ બંનેનું જોડું સંધાય તો ખોટું નથી પ્રવીણે કહ્યું

એટલે બાપુજીએ તમારા ઉપર નાખેલી ફરજમાંથી વગર મહેનતે મુક્ત થઈ જાઓ. કાંતાએ હસતાં હસતાં કહ્યું.

ફરજ તો આપણા ત્રણેય ઉપર છે.

પણ મુરતીયો ગોતવાની મુખ્ય ફરજ તો તમારા ઉપર જ ને?

ભલે એમ પણ. પણ હજી ફરજથી મુક્ત થવાને વાર છે.

હા., એ બંનેમાં થોડીક મૈત્રી–પ્રેમ ઉત્પન્ન થયો છે. તેને વિકસાવવાનું કામ આપણું છે. તે બંને લાયક નીવડે તેવું તેમને શિક્ષણ આપવાનું છે. ને એ બંને સંપૂર્ણ પ્રેમી થઈ, સુખી થાય તો જ આપણે ખરેખર ફરજમાંથી મુક્ત થયા કહેવાઈએ. સુધાએ કહ્યું.

બરાબર છે. તેને માટે આપણે કેવા રસ્તા લેવા તે વિચારવાનું રહે છે. પ્રવીણે કહ્યું.

બંનેને શિક્ષણ તો સારૂં મળે છે. નિશાળમાં ભણે છે. ધર્મનું શિક્ષણ જૈન શાળામાં લીએ છે. ને ઘરમાં સારા સંસ્કાર કેળવાય છે એટલે એ રીતે તો બંને હુશિયાર થાય છે. કાંતાએ કહ્યું.

હા. પણ બંનેમાં પ્રેમ ઉત્પન્ન કરવાને આપણે અવારનવાર તેમને મેળવવા જોઈએ. સુધાએ કહ્યું.

એ પણ બની શકશે. પરીક્ષા પછી આપણે સુધીર ભાઈને તથા સુધાબ્હેનને રજા ગાળવા મુંબઈ બોલાવી શકીએ. કાંતાએ કહ્યું.

એ પણ ઠીક છે. તો હવે આપણે હિંદુસ્તાનમાં ફરવા જવાનો તથા પરદેશ ફરવા જવાનો કાર્યક્રમ કેવી રીતે ગોઠવીશું? પ્રવીણે કહ્યું.

આ એક મહિનો ઠંડીનો છે. ઠંડીના વખતમાં હિંદુસ્તાનની મુસાફરી આપણને ઠીક નહિ પડે. તેને બદલે એક મહિનો આપણે ૫૨ જવાની તૈયારી કરવામાં ગાળીએ. અને મહિના પછી પરદેશ જવા ઉપડી જઈએ. કારણ કે પરદેશમાં ઠંડી વધારે હોય છે. એથી ઠંડીના દિવસોમાં ત્યાં પહેલ વહેલાં જઈએ તો જરા હેરાનગતિ જેવું

થાય પણ મહિના પછી ગરમીના દિવસની શરૂઆત થાય ત્યારે પરદેશ જવાનું કરીએ તે વધારે સારું કાંતાએ કહ્યું

કેમ, સુધા તારો શો વિચાર છે? પ્રવીણે પૂછ્યું

હું તો અનુભવ, જ્ઞાન લેવાને તૈયાર જ છુ વિચાર તો તમારે કરવાનો છે કે તમે ઓફિસમાં ગેરહાજર ક્યારે રહી શકશો અને તે પણ એક વર્ષ સુધાએ કહ્યું

એકાદ મહિના માટે તો મુનીમજી ચલાવી શકે. પણ છ મહિના કે એક વર્ષ સુધી ચલાવી શકે તેટલા એ તૈયાર નથી એ મુશ્કેલી છે તેનો જ વિચાર કરવાનો છે પ્રવીણે કહ્યું

એક રસ્તો છે કાંતાએ કહ્યુ

શો ? પ્રવીણે પૂછ્યુ

બા, બાપુજી એક વખ્ત મુંબઈ આવીને રહેવાનું કબુલ કરે તો રસ્તો થઈ જાય, સગવડતા થઈ જાય એમને એમ તો તેઓ માનશે નહિ પણ આપણે એમને સમજાવીશુ કે આપણે પરદેશ જવું છે, તે પણ સમાજસેવા માટેનું જરૂરી જ્ઞાન મેળવવા માટે જ જવું છે તો ઘણું કરીને માની જશે સમાજની ખાતર તેઓ મુંબઈ આવવાનું કબુલ કરશે અને તેમને કાંઈ ખાસ કરવાનું તો છે નહિ એકાદ કલાક ઓફીસે જઈ દેખરેખ રાખી આવે અને મુનીમજી માગે તેટલી સલાહ આપે કાંતાએ કહ્યુ

એટલી ગોઠવણ થઈ જાય તો સારૂં આપણે વડોદરા જઈને બાપુજીને વાત કરીશુ દરમ્યાન અહિંયા ચુનીલાલ શેઠને તો વાત કરી દઇએ પ્રવીણે કહ્યુ

હા અત્યારે જમવા ટાણે જ કહી દેજો સુધાએ કહ્યું

આ વખ્તે પરદેશ જઇશુ તો હમણા આપણુ પરીક્ષા પછી

સુધીરભાઇને તથા નાના સુધાબ્હેનને મુંબઇ બોલાવવાની વાત કરી હતી તે મુલતવી રાખવી પડશે કાંતાએ કહ્યું.

એ પ્રમાણે એક વર્ષ મુલતવી રાખીએ તો વધારે સારૂં છે. કારણ કે એક વર્ષ પછી બંનેની ઉમર ઠીક મોટી થઈ જશે. બંનેમાં જ્ઞાન તેમ જ શક્તિ પણ વધશે. તેથી એક વર્ષ પછી તેમનું વલણ વધારે સ્થિર થશે સુધાએ કહ્યું.

પણ બ્હેન તમારા અભ્યાસનું શું થશે? કાંતાએ પૂછ્યું

અભ્યાસ તો એક વર્ષ મુલતવી રાખવો પડશે. પરીક્ષા એક વર્ષ મોડી આપીશું સુધાએ કહ્યું

ના ના એવી જરૂર નહિ રહે, સુધા હું ધારૂં છું, તું અરધો અભ્યાસ તો કરી ચુકી છે અને બાકીનું હું તને પંદરેક દિવસમાં સમજાવી શકીશ એટલે મને આશા છે કે પરદેશથી આવ્યા પછી તુરત જ તું પરીક્ષા માટે તૈયારી કરીને પરીક્ષા આપી શકીશ પ્રવીણે કહ્યું

પુર્વભવ જાણ્યા પછી મને લાગે છે કે અત્યારે જ ઘણું ખરૂં જ્ઞાન એની મેળે જ મારામા આવી ગયુ છે બાકી તમે સમજાવશો તો મને ખાત્રી છે કે હું થોડા દિવસમા જ પરીક્ષા માટે તૈયાર થઈ જઇશ સુધાએ કહ્યુ અને પછી ઉમેર્યું—

પણ આપણે અમરાપુરમા વસતભાઇને ત્રણ મહિના પછી ફરીને ત્યાં જવાનું વચન આપી આવ્યા છીએ તેનું શું?

એ આપણે મુલતવી રાખવુ પડશે પ્રવીણે કહ્યું

પણ શાંતિમંદિરના સમારકામ માટે અને ઉપર મેડી ચણાવવા માટે આપણે વિચાર કર્યો હતો તેનું શું કરશું? સુધાએ કહ્યું

હા. એ તો મુલતવી રાખવુ ન જોઇએ, ત્યારે તેનું શું કરશું? તું જ કહે પ્રવીણે પૂછ્યું.

વસંતભુવન સંબંધમાં તો આપણે તેમને રૂબરૂ બધી સૂચના આપી દીધી છે હવે શાંતિસદન માટે આપણે એમ કરી શકીએ કે શું શું કરવું છે તેની વિગત આપણે વસંતભાઇને કાગળમાં લખી મોકલીએ અને ખર્ચ માટે જેટલા રૂપીઆ જોઇએ તેટલા અત્યારથી જ મોકલી આપીએ સુધાએ કહ્યું

હા એ ઠીક રસ્તો છે પ્રવીણે કહ્યું

શાંતિસદનમાં મેડી ચણાઈ જાય પછી દરેક ઓરડામાં, બેઠકમાં કોચ, ખુરશી, પલંગ વગેરે શું શું કેટલું કયા કયાં મૂકવું અને તે બધું નવું વસાવવું, જૂનું કાઢી નાખવું, ગાદલાં, ગોદડાં, વગેરે નવાં ભરાવવાં, રસોડામાં ડબા, પીપ, બરણીઓ વગેરે કેટલું કયા કયાં આપવું લેવું અને કયા કયા મૂકવું એની વિગત પણ આપણે અત્યારથી જ લખી મોકલીએ કાંતાએ કહ્યું

હા બધી વિગત એવી રીતે લખી મોકલીએ કે વસંતભાઇને સમજવામાં કાંઈ મુશ્કેલી ન પડે, અને આપણને ત્યાં જઇએ ત્યારે બધું એવી રીતે તૈયાર હોય કે કાંઈ નવું લેવું ન પડે ને તુરત રસોઈ કરવી હોય તો કરી શકાય સુધાએ કહ્યું

ઠીક, તો મુંબઈ પહોંચીને તમારે બન્નેએ પહેલું કામ એ કરવું એ બધી વિગત લખી મોકલવાનો ભાર તમારા ઉપર પ્રવીણે કહ્યું

ચાલો ત્યારે, હવે આપણે નીચે જઇએ અને બાને થોડીક મદદમાં લાગીએ કાંતાએ કહ્યું "

હા ચાલો બાએ ઘણી ખરી રસોઈ તો કરી લીધી હશે પણ તોય થોડાક તો કામમાં લાગી શકાશે સુધાએ કહ્યું

ચાલો કહી સુધા, કાંતા બન્ને નીચે ગયા

## ૭

# વડોદરામાં પ્રવીણ ઉપર કેસ

મોટાભાઇ, ભાભી આવ્યા કે ?

ઓહો, બહેન તમે આવ્યા છો ? સુધા તથા કાંતા ટ્રેનમાંથી ઉતરતા હતા તેમણે કહ્યું

તમને લેવાને આવુ જ ને ! એમ કહી સુધા બંને ભાભીઓને એક પછી એક ભેટી પડી બંને ભાભીઓએ વારાફરતી સુધાને બાથમા લીધી.

દરમ્યાન પ્રવીણે સામાન મજુર પાસે બહાર કઢાવી લીધો. પછી પ્રવીણે સુધાને કહ્યુ બહેન, તુ એકલી આવી છો ?

ના. ના, કાકા પણ આવ્યા છે એ આવે જુઓ

કાકા, તમે સ્ટેશને શુ કામ આટો ખાધો ? અમે ઘેર આવત જ. પ્રવીણે કહ્યું.

મારે કયા કોઈ કામ ખોટી થવું હતું ? તમને ત્રણેયને જોવાની ઉત્કંઠા હતી એટલે સ્ટેશને આવતો હતો સુધા કહે હુ પ આવુ છુ તથી તેને પણ સાથે લાધી ટ્રેઇન આવી એટલે હુ આગલા ડબ્બા જોવા ગયો, સુધા પાછલા ડબ્બા જોવા ગઈ તેણે પાછળ જોયેલા એટલે મને આવતાં વાર થઈ ચાલો, હવે બહાર જઇએ કાકાએ કહ્યુ.

પ્રવીણે, સુધાએ તથા કાંતાએ કાકાને પ્રણામ કર્યા પછી સામાન ઉપડાવી બધા બહાર નીકળ્યા અને ટેકસી કરી ઘેર પહોચી ગયા. ઘેર આવ્યા તો પ્રવીણે જોયું કે છગુ શાહ, માણુમામા, દલુમામા, ડાક્ટર

મહેતા, હરિભાઈ વકીલ, મામાના દિકરાઓ વગેરે કેટલાંયે સગાં સંબંધીઓ તેમને આવકાર આપવાને ઉભાં હતાં.

પ્રવીણ, સુધાએ તથા શાંતાએ પહેલાં પિતા ચિમનલાલ શેઠને, પછી જીવુ શાહ, મામા વગેરે વડીલોને પ્રણામ કર્યા પછી જીવુ શાહે કહ્યું કે ચિમનલાલ શેઠે તમે આવવાનાં છો તેના આનંદમાં અમને બધાને કુટુંબ સહિત જમવા નોતર્યા છે.

પહેલાં તો મળવાને ને ટ્રેઈન જમવાના વખતે જ આવે છે તો પછી જમીને જ જવાનું હોય ને! ચીમનલાલ શેઠે કહ્યું

સારૂં થયું, આપને બધાને એકી સાથે અહિ મળવાનો અમને લાભ મળ્યો. પ્રવીણે કહ્યું

તે પછી અરસપરસ ખુશી ખબર પુછાયા પ્રવીણની મુસાફરીના ખબર પૂછાયા વગેરે વાતો થઈ પ્રવીણે પણ અમરાપુર, અમદાવાદની મુસાફરીની વાતો કરી અને આજે સવારે અમદાવાદથી નીકળી અહીં આવ્યા. તે તેમણે કહ્યું

બારેક વાગ્યે જમી પરવારી બધાય આનંદ પ્રદર્શિત કરતા દિવાનખાનામાં બેઠા હતા ત્યાં પ્રવીણના મોટામામા માધવલાલે કહ્યું—

સુનેત્રા-શાંતાના જીવતા થવાથી આપણને બહુ આનંદ થયો પણ તે ઉપરાંત તેમના પૂર્વ જીવનના વૃત્તાંતથી આપણને ઘણું જાણવાનું, શીખવાનું મળ્યું છે ઈંગ્રેજી શિક્ષણથી નાસ્તિક થઇ ગયેલાઓને તથા પુનર્જન્મ અને ધર્મને નહિ માનનારાઓને ખાત્રીદાયક દાખલા પુરો પાડયો છે તેમ જ શુષ્ક જ્ઞાનીઓ જેઓ કર્મને-આચારને છોડી દીએ છે તેમને બોધ-દાયક દાખલો પૂરો પાડયો છે આપણા જૈનોના કર્મવાદને તથા પુરુષાર્થ-વાદનો ઉદ્યોત કર્યો છે અને આપણે જીવનમાં સુખી થવું હોય, એટલું જ નહિ પણ આપણે આપણા આત્માની ઉન્નતિ કરવી હોય તો ધર્મની જ જરૂર છે એ તેમના વૃત્તાંતે સાબિત કરી આપ્યું છે

આ અમારું જ્યોતિષ શાસ્ત્ર પણ આપણા ધર્મના સિદ્ધાંતો ઉપર જ રચાયલું છે. આખું જગત ધર્મના સિદ્ધાંતો અનુસાર જ ચાલે છે. નસીબ એટલે આપણાં પૂર્વ કર્મોનું ફળ મળવાનું હોય તે. એટલે જ્યોતિષ પણ ધર્મ અને કર્મની સાબિતી પૂરી પાડે છે. પણ અત્યારે તો આપણે નસીબનો ખરો અર્થ જ ભૂલી ગયા છીએ, અને તેથી જ આપણે ધર્મની અવગણના કરીએ છીએ. ભાઇ ભાઇનો પ્રેમ ભૂલી જઇએ છીએ, કુટુંબનો પ્રેમ, કુટુંબ તરફની ફરજ વગેરે બધુ ભૂલી જઇએ છીએ અને ફક્ત આપણા પોતાના અંગત સ્વાર્થમાં મશગુલ થઇ ગયા છીએ. જીતુ શાહે કહ્યું.

પણ તમે જોશીઓ જ એ વાત ક્યાં સમજો છો? કોઇ માણસ ગ્રહ જોવરાવવા આવે તેને તમે કહેશો કે અમુક ગ્રહ ખરાબ છે માટે ગ્રહની શાંતિ કરાવો. પણ ગ્રહની શાંતિ કર્યા પછી એ કોઇની સ્થિતિ સુધરી દેખાઇ નથી. ડાક્ટરે કહ્યું.

ડાક્ટર સાહેબ, તમારી વાત ખરી છે આપણા હુશીઆર ગણાતા બ્રાહ્મણ જોશીઓ પણ એ રીતે જ્યોતિષનું ચિંતન, મનન કરતા નથી. તેથી તેમને પણ ખરી ગતાગમ નથી હોતી એટલે જ તેઓ ગ્રહશાંતિની વાત કરે છે. ખરી રીતે તેમણે તો તેવા સંજોગમા ધર્મ કરવાની, તપ કરવાની, પુણ્ય કરવાની વાત કરવી જોઇએ કે જેથી અશુભ કર્મનું ફળ નષ્ટ થાય કે ઓછું થાય, જીતુ શાહે કહ્યુ

અમે ડાક્ટરો તો ઇંગ્રેજી વૈદક શીખીને સાવ માનવતા જ ભૂલી ગયા છીએ. વૈદક શાસ્ત્ર પણ ધર્મની જરૂરીઆત સાબિત કરે છે. પણ તે કોઇ વૈદ ડાક્ટર વિચારતા જ નથી અમે હાસ્પિતાલોમાં કામ કરીએ છીએ. અનેક રોગીઓને રોજ તપાસીએ છીએ. રોગીઓનાં દુઃખો જોઇએ છીએ. પણ કદી એટલુ ય નથી વિચારતા કે એ રોગોની ઉત્પત્તિ શાથી? રોગોની ઉત્પત્તિ આપણાં ખોટાં માઠાં કર્મોનાં ફળરૂપે

છે એ અમે વિચારતા નથી તેથી અમે રોગીને ધર્મધ્યાનની જરૂરીઆત સમજાવી શકતા નથી, એટલું જ નહિ પણ અમે તો માનવતા ભૂલીને અમારા ખીમા ભરવામાં, મોટી મોટી ફી લેવામાં જ હુશિયાર બન્યાં છીએ દરદી મરી જતો હોય પણ તેની પાસે અમારી ફીના પૈસા ન હોય તો અમે તેના સામું જોવાને ઇચ્છતા નથી, એવા સ્વાર્થી બન્યા છીએ પણ અમારો એ સ્વાર્થ અમને આવતા ભવમાં કેવુ દુઃખ દેશે તેનો કદિ વિચાર કર્યો નથી ડાક્ટરે કહ્યુ

અરે ભાઈ, અમે વકીલો પણ કયા ઓછા છીએ! પૈસાની ખાતર સાચાનુ ખોટું અને ખોટાનું સાચુ કરવાને તૈયાર છીએ. ગુન્હેગારને અમે અમારી કુનેહથી બિનગુન્હેગાર ઠરાવી છોડાવી શકીએ છીએ ભાઇ ભાઇને લડાવી શકીએ છીએ વિગેરે પૈસાને ખાતર અમે તેમ કરીએ છીએ ત્યારે અમને પણ વિચાર આવતો નથી કે અમારા આવા કર્મોનું અમારે કેવુ ફળ ભોગવવુ પડશે વકીલ હરિભાઇએ કહ્યુ

ભૂલ્યા ત્યાથી સવાર ગણી શકો છો ડાક્ટર સાહેબ! હજુ પણ ભૂલ સુધારી શકો છો હવેથી નિશ્ચય કરો કે ડૉક્ટર તરીકે કામ કરતાં માનવતા ભૂલશો નહિ તેમજ વકીલ સાહેબ, તમે પણ નિશ્ચય કરી શકો કે સાચા કેસ જ લેવા સત્યને છોડવુ પડે એવો કેઇસ લેવો નહિ એવુ કરશો તો ય સમાજ માટે ઘણું કર્યું કહેવાશે પ્રવીણે કહ્યુ

સુલેખાને ઉન્વતી રતી જોઇ, તમારે ત્યા તમારો વૃત્તાંત સાંભળ્યો અને મુબઈ પાછો આવ્યો ત્યારથી જ માનવતા નહિ છોડવાનો, ગરીબોની ફી નહિ લેવાનો, દરદીને શાંતિથી તપાસવાનો, દરદીની હકીકત ધ્યાનથી સાંભળવાનો મેં નિયમ કરી નાખ્યો છે અને તે પ્રમાણે વર્તવાનું પણ શરૂ કરી દીધુ છે પણ તમારા મામાજી ઇશ્વરભાઇએ પરિગ્રહનો . કર્યાની વાત કરેલી ત્યારથી મારા મનમાં પણ એવોજ વિચાર

ઘોળાયા કરે છે કે મારે પણ એવો કાંઈક નિયમ કરવો જોઈએ. ડાક્ટર મહેતાએ કહ્યું

બહુ સારી વાત છે એ વિચારને પણ અમલમાં મૂકો દ્યો. પ્રવીણે કહ્યું

આજે રાત્રે જ નક્કી કરી ન્હું રાત્રે છોકરાંઓ સાથે ચર્ચા કરી છેવટનો નિર્ણય કરી ને પ્રમાણે નિયમ બાંધી લઈશ. ડાક્ટરે કહ્યું.

હું પણ, પ્રવીણભાઈ, આજથી અત્યારથી જ નિયમ કરું છું કે હવે પછી મરને જોડવું પડે એવા કોઈ કેસ હાથમાં લઈશ નહિ. વકીલ હરિભાઈએ કહ્યું

ધન્ય, ધન્ય, ડાક્ટર સાહેબ વકીલ સાહેબ તમે બંનેએ નિયમો બહુ સારા લીધા છે હવે તે નિયમો ખૂબ ચીવટથી પાળજો, અને તમારા આત્માનો જરૂર ઉદ્ધાર થશે ચિમનલાલ શેઠે કહ્યું

પ્રવીણના નાના મામા રૂપતરામ જે અત્યાર સુધી શાંત ચિત્તે બેઠા બેઠા મનમાં હતા તેઓ બોલી ઉઠ્યા ડાક્ટર સાહેબ અને વકીલ સાહેબ કરતાં ય મોટી ભૂલ તો મેં કરી છે કે મારા મોટા ભાઈ સાથે ખોટી રીતે ઝઘડો કર્યો છે અને મારા સ્વાર્થમાં રચ્યો પચ્યો રહી મોટાભાઈના દુઃખમાં જરાય ભાગ લીધો નથી મોટાભાઈ જમ્યા છે કે ભૂખ્યા છે તે જાણવાની પણ દરકાર કરી નથી. એટલે હું પણ માણસાઈ ભૂલ્યો છું તેમજ બંધુ પ્રેમ પણ ભૂલ્યો છુ

મામા, તમે પણ હજીયે ભૂલ સુધારી શકો તેમ છો પ્રવીણે કહ્યું.

હા, ભાઈ, હું અત્યારથી જ મારી ભૂલ સુધારૂં છું એમ કહેવાની સાથે જ ઉઠીને મોટા ભાઈ માધવલાલની માફી માગી અને કહ્યું કે આજથી મોટાભાઈ મારી સાથે જ જમશે અને અમારા ઘરના મુરબ્બી તરીકે મોટા ભાઈ જ કામ કરશે. અમે બધા તેમની આજ્ઞામાં રહીશું.

આ સાંભળી માધવલાલને તો આનંદ થાય જ પણ પ્રવીણના

બીજા લગ્ન પછી થોડા વખત પછી પહેલી વારની પત્ની જીવંત થાય છે. તો તેથી હિંદુશાસ્ત્રો પ્રમાણે કે સરકારી કાયદા પ્રમાણે પણ હવે બીજી વારના લગ્ન ફોક થઇ શકે નહિ. તેમ જ લગ્ન કરનાર દોષપાત્ર ગણી શકાય નહિ.

તે ઉપરાંત કાયદાનો હેતુ તપાસવો જોઇએ વકીલે કહ્યું.

મારો ત્રીજો મુદ્દો એ જ છે અને તે જ હું કહું છું પ્રવીણે કહ્યું.

ત્રીજો મુદ્દો. આ કાયદો કરવાનું કારણ એ હતું કે માણસો એક સ્ત્રી હયાત છતાં તેને તરછોડીને, પાશવી વૃત્તિને પ્રેમનું નામ આપીને બીજી સ્ત્રી સાથે લગ્ન કરવા લાગ્યાં અને તેથી પહેલી વારની પત્નીને બહુ કફોડી અથવા દુઃખદાયક સ્થિતિમાં મૂકવા લાગ્યા. સ્ત્રીઓને તેની ખરાબ હાલતમાંથી બચાવવાને આ કાયદો કરવામા આવ્યો છે.

અમારા સંબધમાં એવુ કાંઇ છે નહિ. હું મારી બને સ્ત્રી તરફ સરખો પ્રેમ ગણું છુ બંને સ્ત્રીઓમાં પણ એકબીજા તરફ પૂર્ણ પ્રેમ છે એટલે અમારા જીવનમાં અસંતોષ કે મનદુઃખને સ્થાન જ નથી.

અને એ સુધા બહેન તથા કાંતાબહેન પોતપોતાની સાક્ષી આપી પૂરવાર કરી શકશે, વકીલે કહ્યું

હા. જરૂર, પ્રવીણે કહ્યું તે ઉપરાંત મારો ચોથો મુદ્દો એ છે કે અમારો ત્રણેયનો સંબધ અત્યારે નવો નથી બંધાયો, પણ અમારા પૂર્વભવથી ચાલ્યો આવે છે. એટલે કે અમારો પ્રેમ સંબધ લગભગ પોણોસો વર્ષનો જૂનો છે, પૂર્વભવમાં પણ અમે પૂર્ણ પ્રેમથી જીવન ગુજારેલું તે જાણીતું છે, અને તેના પણ સાક્ષીઓ જોઇએ તો આપી શકાય તેમ છે.

અમારાપરથી સાક્ષીઓ બોલાવવાની જરૂર રહેશે જ નહિ. સરકારી

વકીલ સાહેબ ઈંગ્લાંડ જઈને બેરીસ્ટર થઈને ભલે નાસ્તિક થઈ આવ્યા હોય. પણ ન્યાયધિશ સાહેબ તો આસ્તિક છે. તેઓ તો ધર્મ અને પ્રેમનું સ્વરૂપ સમજે છે. ન્યાયધિશ સાહેબને કે કાયદાને આપના જેવા પ્રેમીઓને હેરાન કરવાનો કે લુંટી પાડવાનો કોઈ અધિકાર નથી. આ કેમથી સરકારી વકીલ પોતે પોતાની જ નામોશી વહોરી લેશે. વકીલે કહ્યું.

બસ, તો હવે તમે એ મુદ્દાઓ અનુસાર બચાવપત્ર તૈયાર કરી લેજો. પ્રવીણે કહ્યું.

' હવે એ બધુ હું સંભાળી લઈશ. આપને કાંઇ ઉપાધિ કરવાની નથી. કેસને દિવસે આપે બધાએ વખતસર અદાલતમાં હાજર થઇ જવું. વકીલે કહ્યું.

આ પ્રમાણે નક્કી કરી વકીલ ઉઠયા, એટલે બીજા મહેમાનો પણ ઉઠયા અને સૌ રજા લઇ પોતપોતાને ઘેર ગયા.

× × × × ×

કેસ ચાલતાં હરિલાલ વકીલે બહુ અસરકારક રીતે ઉપરના મુદ્દાઓ ન્યાયધીશને સમજાવ્યા. અને સાક્ષી પૂરાવાઓ આપ્યા. ન્યાયધીશે પ્રવીણને બિનગુન્હેગાર નિર્દોષ ઠરાવતાં ખાસ ટીકા કરી કે સરકારી વકીલે બધી ખરી હકીકતની તપાસ કર્યા વિના પ્રવીણ જેવા સદ્ગૃહસ્થને-વડોદરાના એક અગ્રણી ગૃહસ્થને નાહક હેરાન કરી રાજ્યની પ્રતિષ્ઠાને હાની પહોંચે તેવું કામ કર્યું છે. તેથી ભવિષ્યમાં વધારે સંભાળ રાખવી એમ સૂચના કરી.



## ૮

# પરદેશની મુસાફરીએ

સમાજહિતની ખાતર પરદેશ જઈ ત્યાં દરેક દેશના રીતરિવાજ, શિક્ષણના ક્રમ અને રીતો, પરદેશીઓની માન્યતા, તેમના સ્વભાવ, ગુણ, દોષ વિગેરે જાણવાની જરૂર છે અને તે માટે તેમનો ત્રણેનો પરદેશ જવાનો વિચાર છે તે સમજાવી પ્રવીણે ચીમનલાલ શેઠને તેટલો વખત મુંબઈ આવી રહેવાને અને ઓફિસનું કામકાજ સંભાળવાને વિનંતિ કરી

થોડી ચર્ચા પછી ચીમનલાલ શેઠે સમતિ આપી પછી જીતુ શાહને પણ વાત કરી જીતુ શાહે તો તુરત જ ત્રણેના ગ્રહો તપાસી જોયા અને કહ્યું કે મહિના પછી તમારે પરદેશ જવાનો યોગ જ છે એટલે જવું જ પડશે એક વર્ષ પરદેશમા રહેવું પડશે, અને વર્ષ પછી કુશળતાથી પાછા આવી જશો, માટે ખુશીથી જાઓ એટલે જવાનું ચોક્કસ થયું જીતુ શાહે મુંબઈથી ઉપડવાનો દિવસ પણ નક્કી કરી આપ્યો

ચીમનલાલ શેઠે પણ હમણાં જ પ્રવીણની સાથે જ મુંબઈ જવું એ વધારે સારું છે એમ ગણી આખા કુટુંબે સાથે જ નીકળવાનું નક્કી કર્યું એ પ્રમાણે બધાય વડોદરાથી નીકળી મુંબઈ આવી ગયા

મહિના દિવસમાં બધી તૈયારીઓ થઈ ગઈ ચીમનલાલ શેઠે

દુકાન-ઓફિસનું કામકાજ સંભાળી લીધું. અને જવાને માટે જીતુ શાહે સારો દિવસ નક્કી કરી આપેલો તે પ્રમાણે વિમાનમાં ટીકીટો રીઝર્વ કરાવી લીધી. ઉપડવાના આગલા દિવસે સુનીલાલ શેઠ તથા જીતુ શાહ બંને કુટુંબ સહિત આવી પહોંચ્યાં ઉપરાંત પ્રવીણના કાકા કાકી, માશી મામા વગેરે સગાસંબંધીઓ આવી પહોંચ્યાં.

વિમાન રાતના વહેલા ઉપડવાનું હોવાથી મુંબઈમાંથી બધા સગાસંબંધીઓ, મિત્રો બપોર પછી મળવા આવવા લાગ્યાં. મળવા હળવાની ધમાલ અને પછી છેવટનો સરસામાન પેક કરવાના કામકાજમાં સાંજ પડી ગઈ. તુરત જમી પરવારી એરોડ્રોમ તરફ ઉપડી ગયા. બધા વડીલો મૂકવાને એરોડ્રોમપર સાથે જ આવ્યા હતા. વિમાનમાં બેસવા જવાના વખત સુધી સાથે રહ્યા. વિમાનમાં જવાની તો ઉતારૂઓ સિવાય કોઈને છૂટ હોતી નથી તેથી તેઓ બધા વિમાન ઉપડયુ ત્યાંસુધી ઉભા રહ્યા અને પછી ઘેર આવ્યા.

પ્રવીણ, સુધા અને કાંતા વિમાનમાં સારી જગ્યામાં બેસી ગયા. બેસીને સૌથી પહેલાં ત્રણેયે મનમાં નવકાર મંત્રનું સ્મરણ કરી લીધું. ટુંકી પ્રભુ પ્રાર્થના કરી લીધી કે તેમની મુસાફરી પૂર્ણ સુખરૂપ અને સફળ નીવડો.

મુંબઈથી સૌથી પહેલાં તેઓ લંડન ગયાં ત્યાંથી ઓક્સફર્ડ અને કેમ્બ્રીજમાંની યુનીવર્સીટીઓ જોવાને ગયાં. બીજાં જોવા લાયક સ્થળોએ પણ ગયાં. ત્યાંથી પારીસ ગયાં. પારીસથી બેલ્જીઅમ જઈ આવ્યાં. યુરોપમાં સૌથી વધારે સંસ્કૃતિવાળો દેશ જર્મની. પણ ત્યાં જવા માટે પાસપોર્ટની મનાઈ હતી. તેથી ઘણી મહેનત કરી, લાગવગ લગાડી ખાસ પાસપોર્ટ મેળવ્યો. જર્મનીની ખરી જાહોજલાલીનો તો લડાઈએ નાશ કર્યો હતો. છતાં હજુ તેની સંસ્કૃતિ કાયમ હતી એ સંસ્કૃતિ અત્યારે બહાર દેખાતી નહોતી તેથી એ સંસ્કૃતિ જોવા જાણવા

માટે તેમને મહેનત તો ઘણી પડી પણ પ્રવીણને ફ્રેંચ ભાષા સારી આવડતી હોવાથી તેઓ સફળ થયા અને જર્મની સરીખે સંપૂર્ણ જ્ઞાન મેળવી શક્યા.

તે પછી થોડો વખત સ્વીટ્ઝરલેન્ડ, ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોવેકીઆ, ઇટાલી વગેરે દેશો પણ જોઈ આવ્યા. એ પ્રમાણે એકંદર યુરોપમાં છ મહિના ગાળ્યા પછી અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સમાં ગયા. ત્યાં શિક્ષણ સંસ્થાઓ અને યુનિવર્સિટીઓ એટલી બધી હતી કે જરૂર જોગુ જાણવાને તેમને યુનાઈટેડ સ્ટેટ્સમાં ચાર મહિના રોકાવું પડ્યું.

ત્યાંથી ઉપડી તેઓ જાપાન ગયા. ત્યાં એક મહિનો રોકાયા. ત્યાંથી ચીન, મલાયા અને બ્રહ્મદેશમાં ફરીને બરાબર એક વર્ષે કલકત્તા આવી ત્યાંથી સીધા મુંબઈ આવ્યા.

દુનિયાની મુસાફરી કરીને એક વર્ષે પાછા આવ્યા એટલે સુધા તથા કાંતાના માતાપિતા બધાયને મળવા માટે અમદાવાદથી તથા વડોદરાથી મુંબઈ આવી ગયા. એક વર્ષ પછી ફરી બધા ભેગા મળ્યા. એક વર્ષમાં જોયું, જાણ્યું, અનુભવ્યું તેની ઘણી ઘણી વાતો પ્રવીણે, સુધાએ તથા કાંતાએ કરી તેમ જ વડીલો પાસેથી હિંદુસ્તાનની ઘણી ઘણી વાતો સાંભળી.

પ્રવીણ વગેરે આવ્યા પછીની ચોથી રાત્રે બધા હિંદુસ્તાનની વાતો કરતા બેઠા હતા. હિંદુસ્તાન સ્વતંત્ર થયું. હવે નવા સુધારા થવાના, નવું રાજતંત્ર ઘડાવાનું વગેરે વાતચિત કરતા હતા, ત્યારે ચીમનલાલે કહ્યું—

હિંદુસ્તાન સ્વતંત્ર થયું તેથી આપણે બધાય ખુશી થયા છીએ. હું પણ ખુશી થયો છું. પણ એક વાતમાં મને દુઃખ થાય છે કે હિંદ આખુંયે ધર્મ ભૂલી ગયું છે.

– કેમ શેઠ, એમ કેમ બોલો છો. આપણે શું ધર્મ નથી પાળતા? ચુનીલાલ શેઠ બોલી ઉઠ્યા

આપણે બે ચાર કુટુંબ થોડો ધર્મ પાળતા હોઈએ તેથી શું થયું? હું તો આખા હિંદુસ્તાનની વાત કરું છું. ચીમનલાલ શેઠે કહ્યું.

હિંદમાં જુઓ તો ય શું? જૈનો, વૈષ્ણવો, પારસીઓ, શીખો, મુસલમાનો વગેરે બધાય ધર્મ પાળે છે. ચુનીલાલ શેઠે કહ્યું.

એ બધાય ધર્મ પાળે છે તે ફક્ત બહારના દેખાવનો. અંતરથી નહિ અત્યારે દરેક ધર્મમા બે વર્ગ થઇ ગયા છે. કાંતો અંધશ્રદ્ધાળુઓ અને કાંતો બહારનો દેખાવ કરનારા દંભીઓ. અભણ અને થોડું ભણેલા પહેલા વર્ગમા આવે છે અને વધારે ભણેલા બીજા વર્ગમાં આવે છે. ચીમનલાલ શેઠે ફોડ પાડી.

આપ કહો છો તે ખરૂં છે પણ તે તો ઇંગ્રેજી રાજ્યનું પરિણામ છે. હવે દેશીઓના રાજતંત્રમાં ફેરફાર થશે જીતુ શાહે નવી આશા વ્યક્ત કરી.

– જીતુ શાહ, એમાં પણ તમે ભૂલો છો, આપણા આજના રાજકર્તાઓ કે લોક નાયકો કોઈ ધર્મને માનતા જ નથી. પ્રજાની સ્થિતિ જોયા સમજ્યા વિના દર દિવસે પ્રજા પાસેથી પૈસા કેમ ચૂસાય તે વિચારાય છે અને તેવા કાયદા ઘડાય છે. નવા ઘડાતા કાયદાઓ જુઓ કે કામદારો વગેરેના નવા નવા ઉભા થતા મંડળો જુઓ. ઉંડી નજરે જોશો તો જણાશે કે તેમાં ક્યાય ધર્મની હવાતી હોય એવું દેખાતું જ નથી. ચીમનલાલ શેઠે વધુ સમજણ પાડી.

હા. શેઠ આપ કહો છો તેવું જ દેખાય છે ખરૂં, મને પણ વિચાર કરતાં હવે એમ લાગે છે કે ધર્મને સ્થાને આજે પુરૂષાર્થને બેસાડેલ છે. જીતુ શાહે કહ્યું.

ના, જીતુ શાહ, મને તો લાગે છે કે ધર્મને સ્થાને ર૦

બેઠા છે પુરુષાર્થની વાતો એ તો દંભ છે તેનો ઉપયોગ પણ સ્વાર્થ પૂરતો જ છે ચુનીલાલ શેઠે કહ્યું

આપની વાત પણ સાચી છે સ્વાર્થ તો આજે એકચક્રી રાજ ચલાવે છે આપણી દુનિયાના દરેક દેશમાં સ્વાર્થ અને સર્વોપરી થવાની લોલુપતા સિવાય કાંઈ જ દેખાતું નથી દુનિયાનું ભલું કરવાનો ડોળ કરનારા બધાય પોતાના સ્વાર્થની દૃષ્ટિએ જ બધો વિચાર કરે છે પણ આપણા બધા કરતાં પ્રવીણનો અનુભવ વધારે છે માટે તેનો અભિપ્રાય પણ જાણીએ એમ કહી છતુ શાહે પ્રવીણ તરફ જોઈ પૂછ્યું

પ્રવીણ, આ બાબતમાં તારો શો અભિપ્રાય છે?

ધર્મની ઉત્પત્તિ હિંદમા થઇ છે હિંદ ધર્મ સમજતો હિંદ ધર્મ પાળતો ત્યારે બીજા બધા દેશોમાં સ્વાર્થ સૌથી મોખરે હતો ઇસુખ્રિસ્તે યુરોપમાં ધર્મ ફેલાવ્યો અને યુરોપના લોકોએ અમેરિકામાં જઈ વસવાટ કર્યો તેથી ત્યાં પણ ખ્રિસ્તિ ધર્મ ફેલાયો પણ તે બધો ય ઉપરછલ્લો જ છે ધર્મનું નામ સ્વાર્થ સાધવા પૂરતું જ હોય છે પ્રવીણે કહ્યું.

પણ અત્યારે હિંદમા ય ક્યા ધર્મ છે? ચીમનલાલ શેઠે કહ્યું

કારણ કે હિંદે પાશ્ચાત્ય જડવાદી સંસ્કૃતિ અપનાવી લીધી છે. એટલું જ નહિ પણ આપણી જુની સંસ્કૃતિ તજી દીધી છે નવું દેશી રાજતંત્ર ઘડવામા ય પાશ્ચાત્ય રાજતંત્રોનું અનુકરણ કરવામાં આવે છે. જાણે કે હિંદમાં કોઈ સારું રાજતંત્ર હતું જ નહિ ખરો રસ્તો એ હતો કે આપણા જુના રાજતંત્રને મુખ્ય ગણી તેમાં આજની પરિસ્થિતિ પ્રમાણે ઉચિત ફેરફારો કરી નવું રાજતંત્ર ઘડવુ જોઇએ તેને બદલે જુદા જુદા પરદેશી તંત્રોમાંથી થોડું થોડું લઈ નવી ખીચડી બનાવાય તેમાં પ્રમાણ રહી શકે નહિ તેથી ખીચડી સારી બને નહિ તેમ જ તો ધ્યાન છે જ નહિ એટલે નવા રાજતંત્રમાં ધર્મ પણ આવે જ પ્રવીણે કહ્યું

એટલે જ હું કહું છું કે આજનું હિંદુસ્તાન ધર્મી લોકોને રહેવા લાયક રહ્યું નથી ને રહેશે પણ નહિ ચીમનલાલ શેઠે કહ્યું.

પણ એમ કાંઈ ઘર મૂકી જગલમા થોડું જવાશે ? જીતુ શાહે કહ્યુ

જગલમા શુ કામ જીતુ શાહ ? ચુનીલાલ શેઠે પૂછ્યુ.

ધર્મ હિંદમાં નથી તેમ દુનિયના બીજા કોઈ દેશમા નથી તો જવું કયાં ? જીતુ શાહે કહ્યુ

એમ તો આપણુ કર્તવ્ય એ છે કે આપણે જે સ્થિતિમા મૂકાયા હોઈએ તે સ્થિતિમા પણ સારામા સારૂં બની શકે તેવુ વર્તન રાખી રહેવુ ઘર મૂકી ભાગી જવાની ઇચ્છા કરવી એ તો ડરપોકનું કામ છે. પણ જ્યા ધર્મ ન હોય ત્યા આપણે એકલાએ ધર્મ પાળવો મુશ્કેલ થઇ પડે છે. માટે આપણા પોતાના આત્મવિકાસની ખાતર આપણે હમેશ એટલું ઇચ્છતા રહેવુ કે હવે પછી આપણને ધર્મક્ષેત્રમાં જ જીવન મળે. ચીમનલાલ શેઠે ખરૂ કર્તવ્ય સમજાવ્યું

આપે બરાબર કર્તવ્ય સમજાવ્યુ અને રસ્તો પણ બતાવ્યો મને લાગે છે કે આપણે એવી ઇચ્છાની શરૂઆત આજથી જ કરી દઇએ. આજે આપણે એ મતલબનીજ પ્રભુ પ્રાર્થના કરીને પછી સુઇએ. જીતુ શાહે કહ્યુ—

પ્રવીણ એવી પ્રાર્થના તું જ બધાને કરાવ.

અને જેવી આપ વડીલની આજ્ઞા.

ચાલો ત્યારે આપણે બધા ઉભા થઇને પ્રાર્થના કરીએ—પ્રાર્થના સાંભળીએ

બધા ય ઉભા થઇ ગયા ને એક ચિત્તે સાંભળવા લાગ્યાં. પ્રવીણે પ્રાર્થના શરૂ કરી

## પ્રાર્થના

હે ભગવન્ ! હે પ્રભુ ! હે મહાવીર ! આ એ જ ભારત દેશ છે કે જ્યા છવીસસો વર્ષો પૂર્વે આપનો જન્મ થયો હતો આ એ જ ભારતક્ષેત્ર છે કે જ્યાં આપે કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી જૈન ધર્મ પ્રસાર્યો હતો

એ જ ભારતવર્ષ આજે પ્રભુ ! જડવાદી બની ગયો છે. સ્વતંત્ર બનવા છતાં તેણે ધર્મને છોડી દીધો છે ભારત ભૂમિ ધર્મની માતા કહેવાવા છતા, આજે ભારતના સંતાનો, ધર્મનું નામ ધારણ કરી રાખવા છતા ખરો ધર્મ ભૂલી ગયા છે

હા પ્રભુ! પુરૂષાર્થની જરૂર તો અમે સ્વીકારીએ જ છીએ ભારતવાસીઓ એટલે અમારા બંધુઓ પોતાની ઉન્નતિ માટે પુરૂષાર્થ સેવે એ તો અમારા માટે હર્ષનો જ વિષય હોય અને છે પરંતુ અમારા એ હર્ષની સાથે વિષાદ પણ ભળે છે કારણ કે ભારતવાસીઓનો પુરૂષાર્થ જડવાદી છે, ધર્મવિહોણો છે

તો અજ્ઞાનથી ભરેલાં છીએ અમને પરમ સત્યના પંથે સફળતાથી દોડી શકે એવો નથી કોઈ ધર્મ ધુરંધર સાધુ કે મહાન પુરુષ.

પ્રભુ !, અમે આ સંસારસાગર તરવાના ઇંતેજાર છીએ. પણ અમને તારનાર, અમારા નાવ ખનનાર, અમારી સંભાળ રાખનાર કોઈ નથી તેથી પ્રભુ ! અમે ઇચ્છીએ છીએ, પ્રાર્થીએ છીએ કે હવે પછી અમારો જન્મ ધર્મ-પ્રકાશિત દેશમાં થાઓ કે જ્યાં અમને તીર્થંકર ભગવાનનાં કેવળી ભગવાનનાં દર્શન થાય, તેમનાં વચનામૃતોનું પાન કરવા મળે, તેમની પાસેથી સાચો ધર્મ સાંભળવા મળે કે જેથી અમે અમારા આત્મવિકાસમાં આગળ ને આગળ વધતા રહીએ.

હે પ્રભુ ! ફરી ફરીને અમે પ્રાર્થીએ છીએ, ઇચ્છીએ છીએ કે અમારો નવો જન્મ ધર્મહીન દેશમાં તો ન જ હો કે જ્યાં અમને અમારૂ સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ દર્શન ગુમાવવાની પણ ભીતિ રહે અમે અમારૂ સમ્યક્ત્વ રત્ન એક ક્ષણ માટે પણ ગુમાવવા ઇચ્છતા નથી. માટે અમે ઇચ્છીએ છીએ કે આ જન્મ અમે પૂર્ણ ધર્મ પાલનથી વીતાવી શકીએ એવુ અમારામાં બળ કાયમ રહે અને હવે પછીનો અમારો જન્મ તો જરૂર ધર્મક્ષેત્રમાં જ હોય.

અમારી આટલી ઈચ્છા તો જરૂર ફળજો



## ૯

# ભાવિ કાર્યની ચર્ચા

હવે સર્વ મહેમાનો, વડીલો પોતપોતાને ઠેકાણે જવાની ઉતાવળ કરતા હતા. અને પ્રવીણ, સુધા, કાંતા તેમને બે ચાર દિવસ વધારે રોકાવાનો આગ્રહ કરતા હતા આજે પણ તેઓ સવારના ચા નાસ્તો લેતી વખતે એ જ પ્રમાણે આગ્રહ કરતા હતા ત્યારે પ્રવીણે તેમને કહ્યુ

આપ વડીલો જાઓ તે પહેલાં મારે આપને એક વાત કહેવાની છે અને તે બાબતમાં આપની સલાહ લેવાની છે.

ખુશીથી અત્યારે જ કહે ને ચીમનલાલ શેઠે કહ્યુ.

અમારે ત્રણે યે અમારૂં બાકીનું જીવન કેવી રીતે ગુજારવું તેની ટુંકી રૂપરેખા અમે ઘડી કાઢી છે. વધારે વિગતથી વિચારવાનો હજુ વખત મળ્યો નથી તેથી અમે વિચારી છે તેટલી વિગત કહું છુ

(૧) અમારી મુમ્બઈની ઓફીસ, દુકાનમા મને મારા પિતાશ્રી તરફથી જે મુડી મળી છે તેટલી રકમ રાખી બાકીની મારી કમાણીની જેટલી હોય તેટલી ધાર્મિક, સામાજીક કામમાં વાપરી નાંખવી

(૨) હવે પછી ઓફીસ, દુકાનમાં જે કમાણી થાય તેમાથી મુમ્બઈ તથા વડોદરાનું અમારૂં ખર્ચ બાદ કરતાં જે કંઈ બાકી રહે તે રકમ દર વર્ષે ધાર્મિક, સામાજીક કામમાં વાપરી નાખવી.

(૩) મારા પિતાશ્રીએ આપેલી મૂળ મૂડી કાયમ રાખવી, ઓછી થવા ન દેવી. કોઈ વર્ષે નુકસાન આવે તો તે નુકસાન તે પછીના વર્ષની કમાણીમાથી ભરપાઇ કરવું. અથવા તો એકાદ વર્ષની કમાણી એવા કોઇ કપરા સંજોગમાં વાપરવા માટે અનામત રાખવી.

(૪) ઓફીસનું કામકાજ હું એકલો આખો દિવસ સભાળું તેને બદલે અમે ત્રણે ય નિયમિત બપોરના બેથી ત્રણ કલાક સંભાળશું. કામકાજના ત્રણ ભાગ કરી દરેક જુદું જુદું કામ સભાળશું અને સામાન્ય રીતે અમે ત્રણે ય પેઢીના બધા કામકાજથી માહિતગાર રહીશું.

(૫) બાકીનો વખત અમે ધર્મધ્યાનમાં તથા ધાર્મિક, સામાજીક કામો કરવામાં ગાળશું.

આ પ્રમાણે કરવાની અમારી ધારણા છે. તો હવે તે સંબંધમાં આપ પિતાજી તથા વડીલો સૌ આપ આપની સલાહ સૂચના આપો.

ચીમનલાલ શેઠ આ સાંભળી બહુ ખુશ થયા અને બોલ્યા:

ભાઈ, તમારો ત્રણેયનો એકમતે આવો વિચાર છે એ જાણી હું ઘણો જ ખુશી થયો છુ. તમારું પૂર્વજીવન વિચારતાં તમને આવો સારો શુભ વિચાર આવે એ પણ સ્વાભાવિક જ લાગે છે. વળી તમારા જેવા પુત્ર અને પુત્રવધૂઓ અમને મળ્યા તેથી હું તથા તારી બા અમને ભાગ્યશાળી માનીએ છીએ.

ભાગ્યશાળી તો અમે છીએ, પિતાજી, કે આપના શુદ્ધ ધાર્મિક સંસ્કારો અમારામા રેડાવાથી જ અમને આવો શુભ વિચાર ઉપજ્યો. પ્રવીણે કહ્યું અને પછી ઉમેર્યું. એ તો ઠીક પણ અમારી યોજનામાં કાંઈ સુધારોવધારો કરવા જેવું હોય તે સૂચવો.

ભાઈ પૈસો આપણને જીવનમાં ખાસ જરૂરનો તો અન્ન, વસ્ત્ર વિગેરે આપણી રોજની જીવનની જરૂરીઆતની ચીજો ખરીદવા માટે છે જરૂરીઆતની એ ખરીદી માટે કમાવાની જરૂર છે આપણું કમાવું વેપારથી છે એટલે વેપારમાં મૂડી-નાણાંની જરૂર છે હવે એ જરૂર કેટલા પૂરતી છે એ વિચારવા જેવું છે એ બાબત વિચાર કરતાં પહેલાં હું એ પૂછું કે આજસુધીની તમારી કમાણી કયા કયા ધાર્મિક, સામાજીક કામમાં વાપરવી તે તમે વિચાર કર્યો છે ? ચીમનલાલ શેઠે પૂછ્યું

આજે આપણા શિક્ષણમાં ધરમૂળથી જ જૈનધર્મ અને જૈનત્વ ઉડી ગયાં છે બાળકોને તેઓ જૈન છે એવું ઘરમાંના કોઈ કોઈ પ્રસંગથી જ ભાન થાય છે શિક્ષણમાં કે વહેવારના વ્યવહારમાં તો જૈન કે જૈનત્વની તદ્દન ગેરહાજરી છે એટલે આપણે આપણું શિક્ષણ ધરમૂળથી સુધારવાની જરૂર છે અને તેથી જૈન યુનિવર્સીટી-જૈન મહાવિદ્યાલય સ્થાપવાનો અમે વિચાર કર્યો છે પ્રવીણે કહ્યું

એ સૂચના પહેલવહેલી તમારા ત્રણમાંથી કોણે કરી હતી ! ચીમનલાલ શેઠે પૂછ્યું ત્યારે પ્રવીણે સુધા સામું જોતાં સુધાએ કહ્યું

પહેલી સૂચના મેં કરી હતી અને એમને તથા ગીતા બહેનને એ પસંદ આવવાથી તેમણે બનેએ સંમતિ આપી

તમે ખરેખર દેવીએ જ છો ચીમનલાલ શેઠે કહ્યું

ના બાપુજી અમારામાં એવું કાંઈ નથી આપ અમારા ખોટા વખાણ કરો મા સુધાદેવી તથા કાન્તાગૌરીએ કહ્યું અને પછી ઉમેર્યું- એ વિચાર કેવો છે તે બાબત આપ આપનો અભિપ્રાય આપો

વિચાર તો ઘણો જ સારો છે અને તેને અમલમાં મૂકી શકાય તેટલું પ્રવીણ કમાયો પણ છે છતાં મને લાગે છે કે એ નથી ચીમનલાલ શેઠે કહ્યું

એટલા માટે જ અમે એ વિચાર રાખેલો છે કે આપણું ખર્ચ કાઢતાં બાકી જે વધે તે દર વર્ષે મહાવિદ્યાલયના ખર્ચ માટે અર્પવું પ્રવીણે કહ્યું

એ પણ સારુ છે. છતાં મને ભય છે કે તારી બચત એ ખર્ચ માટે પૂરતી નહિ થાય અને જ્યાં સુધી મહાવિદ્યાલયથી થતો લાભ લોકોને મૂર્તસ્વરૂપમા દેખાશે નહિ ત્યાંસુધી કોઇ માણસ મહાવિદ્યાલયને મદદ નહિ કરે ચીમનલાલ શેઠે કહ્યું,

આપ એમ શા ઉપરથી કહો છો ? એ સમજાવો પ્રવીણે ખુલાસો માગ્યો

હું ધારૂં છુ કે મારી પાસે વધારેમા વધારે દશ લાખ રૂપીઆ હતા અત્યારે તુ તારી મુડી દશ લાખની ગણે તો એ પૂરતી નહિ થાય કારણ કે આજે રૂપીઆની કિંમત ચાર આના જેટલી જ રહી છે. ખરી રીતે મારી તરફથી તને મળેલા રૂા દશ લાખની આજની કિંમત ચાળીશ લાખ ગણાય હવે ચાળીશ લાખને બદલે તું આજે પણ ફક્ત દશ લાખની મુડી રાખે તો તેટલી મુડી પ્રમાણે કમાણી પણ ઓછી થશે તેથી મહાવિદ્યાલયના ખર્ચ જેટલી બચત નહિ રહે એવી મને બીક છે ચીમનલાલ શેઠે કહ્યું

તો શુ કરવુ તે આપ જ કહો સુધાકરીએ કહ્યું

આજે આપણા વેપારમાં જેટલા નાણા રોકાય છે તેટલા નાણાની વેપારને ચાલુ રાખવા માટે જરૂર પડશે જ એટલે પહેલાં એ તપાસો કે આપણા ચાલુ વેપાર માટે કેટલી મુડી જોઇએ છે. કારણ કે વેપાર ઓછો થશે તો કમાણી ઓછી થશે અને તેથી મહાવિદ્યાલયના ખર્ચ જેટલી બચત થશે નહિ ચીમનલાલ શેઠે સમજણ પાડી

આપનું કહેવુ બરાબર લાગે છે. પણ તો પછી આપણી

પાસે જે ફાજલ મુડી રહે તેનાથી મહાવિદ્યાલય શરૂ કરી શકાશે કે નહિ તે વિચારવું જોઇશે. કાંતાદેવીએ કહ્યુ.

હિસાબના કામમાં તું સૌથી વધારે હુશીઆર છે માટે એ જોવાનું કામ તારૂ. ચીમનલાલ શેઠે કહ્યું

પણ મહાવિદ્યાલય માટે આપણે કેટલા નાણા જોઇશે તે તો પહેલા નક્કી કરવુ જોઇશે ને. કાંતાદેવી કહ્યુ

આ કામ એવુ છે કે આપણા એકલાથી તો થવાનું નથી. આપણને એ કામ માટે માણસો જોઇશે મકાન જોઇશે, જમીન જોઇશે એટલે એમ કરો કે સૌથી પહેલા અનુભવી જૈનોનો અભિપ્રાય લીઓ શિક્ષણ ખાતામાં જે જે જૈનો હોય તેનો અભિપ્રાય લીઓ. કોણ કોણ કેટલો સહકાર આપવા તૈયાર છે તેની નોંધ કરો પછી બધા જૈન શિક્ષકો, પંડિતો વગેરે જે કોઇ સહકાર આપવાને તૈયાર હોય તેમને આપણા ખર્ચે અમુક મુકરર વખને બોલાવી તેમની સાથે ચર્ચા કરો અને જો જૈન મહાવિદ્યાલય ખોલી શકાશે એમ લાગે તો નક્કી કરો

એ નક્કી કર્યા પછી મહાવિદ્યાલયમાં કયા કયા વિષયો હાથ ધરવા તે નક્કી કરો તેને માટે પાઠ્યપુસ્તકો તૈયાર કરવા પડશે. તેને માટે પંડિતો ચૂંટી કાઢી તેમને એ કામ સોંપો

સાથે સાથે જગ્યાની તપાસ કરો. એટલું કરશો એટલે હાલ તુરત કેટલા નાણાંની જરૂર પડશે તેનો અંદાજ આવી જશે. તે અંદાજને પહોંચી વળાય તેમ હોય તો તુરત શરૂ કરવાનું નક્કી કરવુ નહિતર થોડો વખત મુલતવી રાખવું ચીમનલાલ શેઠે સમજણ પાડી

મને લાગે છે કે આટલી તૈયારી કરતાં પણ ઓછામાં ઓછું

એક વર્ષ લાગી જશે. અમારો નિર્ધાર તો કાયમ છે પણ તેને અમલમાં મૂકવાનું એક વર્ષ પછી નક્કી કરશું. પ્રવીણે કહ્યું.

તમારો હેતુ શુદ્ધ છે, કામ શુભ છે, જરૂરીઆતનું છે તો જરૂર તમારો નિર્ધાર સફળ થશે. અને તે માટે મારાથી બનશે તે હું પણ સહાય કરીશ. ચુનીલાલ શેઠ જે અત્યાર સુધી સાંભળતા રહ્યા હતા અને શાંત બેઠા હતા તેમણે કહ્યું.

તમારૂં કામ ધાર્યા કરતાં પણ વધારે સારી રીતે સફળ થશે. એની હું ખાત્રી આપું છું જીવુશાહ ખાત્રી આપતાં બોલ્યા.

મારી આશિષ છે કે તમારૂં કામ પૂર્ણ સફળ થશે. પ્રવીણચંદ્રની માતા વીણાએ કહ્યું.

મારી પણ એવી જ આશિષ છે. સુધાદેવીની માતા સુનંદાએ કહ્યું.

મારી પણ એવી જ આશિષ છે. કાંતાદેવીની માતા પદ્માએ કહ્યું.

આપ સર્વ વડીલોની આશિષથી આ કામ જરૂર સફળ થશે એમ મને ખાત્રી છે. પ્રવીણચંદ્રે કહ્યું.

હું પણ એવી ખાત્રી સાથે આપ વડીલોની આશિષ માથે ચઢાવું છું સુધાદેવીએ કહ્યું.

હું પણ એવી જ ખાત્રી સાથે આપ વડીલોની આશિષ માથે ચઢાવું છું. કાંતાદેવીએ કહ્યું.

આ પ્રમાણે ભાવિ કાર્ય-જૈન મહાવિદ્યાલય સંબંધમાં શું શું કરવું તે નક્કી કર્યા પછી બીજે દિવસે સૌ મહેમાનો વિખરાયા. મુંબઇ છોડી સૌ પોતપોતાને ગામ ગયા.

# ૧૦

# હિંદની મુસાફરીએ

જ્ઞાનનું આવરણ ખસી જવાથી સુધાને ઘણો લાભ થયો હતો. પૂર્વભવમાં તેને જૈન ધર્મનું અને જૈન તત્વનું જે જ્ઞાન હતું તે તો તેને આપોઆપ મળી ગયું હતું ઉપરાંત તેની બુદ્ધિ નિર્મળ થવાથી નવું જ્ઞાન ગ્રહણ કરવાની તેની શક્તિ પણ ઘણી વધી ગઈ હતી.

મુંબઈ આવ્યા પછી સુધાએ તેનો M. A. એમ. એ. નો અભ્યાસ શરૂ કરી દીધો હતો. અને પ્રવીણ તેમાં તેને મદદ કરતો હતો સવારના રસોઈ કરવાનું કાંતાએ માથે લઈ લીધુ હતું. એટલે સુધા સવારના બે થી ત્રણ કલાક અભ્યાસમાં ગાળતી. અને પ્રવીણ તેની સાથે રહી તેને ન સમજાય તે સમજાવતો.

પ્રવીણને જૈન તત્વનું ઘણું ઊંડુ જ્ઞાન હતું અને તે ઘણી સરળ રીતે સમજાવી શકતો હતો. એટલે તેણે બીજાં બધાં તત્વજ્ઞાન કરતાં જૈન ધર્મના તત્વજ્ઞાનમાં શી શી વિશેષતા છે, શી શી ખાસ ખૂબીઓ છે તે તેણે સુધાને થોડા દિવસમાં જ સમજાવી દીધું. અને સુધાની ગ્રહણશક્તિ, સમજશક્તિ એટલી તીવ્ર થઈ ગઈ હતી કે તેને સમજતાં એક ક્ષણનો પણ વખત નહોતો લાગતો.

લગભગ પંદર દિવસમાં તેના અભ્યાસ પૂરતું જ નહિ પણ તેના વિષયના સંબંધમાં જેટલું જાણવા જેવું હતું તેટલું સુધાએ જાણી લીધુ તે પછી એક અઠવાડીઆની અંદર તેણે તેની પરીક્ષા માટેનો નિબંધ Thesis ઉપજાવી કાઢ્યો–લખી નાખ્યો અને બરાબર વખતસર યુનીવર્સીટીમાં આપી દીધો.

પરિણામ આવવાને હજુ બે મહિનાની વાર હતી પ્રવીણને પણ ઓફીસમાં કામકાજ ઓછુ હતું તેથી આ બે મહિના દરમ્યાન હિંદુસ્તાનની મુસાફરી કરી આવવાનો વિચાર કર્યો. પરંતુ નિશાળોમાં રજા પડવાની હતી અને અગાઉ નક્કી કર્યા પ્રમાણે અમદાવાદથી સુધીરને અને વડોદરાથી નાની સુધાને રજા ગાળવા મુંબઇ બોલાવવાના હતા. તેથી ગુંચવણ ઉભી થઇ તેનો નિકાલ કરવા માટે એક દિવસના સવારના ચા પીતા પીતા જ પ્રવીણે કહ્યુ—

હવે આપણને બે મહિનાની ફુરસદ છે તે દરમ્યાન આપણે ધારેલુ તે પ્રમાણે હિંદુસ્તાનની મુસાફરીએ જઇ આવવુ એમ કાતાએ ગઇ કાલે સુચના કરી ત્યારે તો મેં તરત હા પાડી દીધી પણ તે વખતે આપણે બધાય એક વાત ભૂલી ગયા કે નિશાળની રજા દરમ્યાન આપણે સુધીર તથા નાની સુધાને અહિં બોલાવવાનો વિચાર કર્યો હતો. તો તેનું શુ કરવુ ?

હું પણ એ વાત ભૂલી ગયેલી એટલે મેં પણ તરત હા પાડી દીધી હતી જાણ્યુ કે અત્યારે ઠંડી નથી તેમજ ગરમી નથી ત્યારે મુસાફરી કરી આવીએ તે વધારે સારુ થોડા દિવસમા ગરમી પડવા માડશે પછી મુસાફરી આકરી લાગશે સુધાએ કહ્યું.

અને પછી વરસાદના વખતમા તો મુસાફરી અડચણરૂપ થઇ પડશે કાતાએ કહ્યુ

એટલે આપણે મુસાફરીએ તો હમણાં જ જવુ એમ નક્કી થાય છે તો પછી સુધીરને અને સુધાને અહિ બોલાવવાનુ મુલતવી રાખીએ પ્રવીણે કહ્યુ

આપણે સુધીરભાઇને તથા સુધા બહેનને પણ આપણી સાથે મુસાફરીમાં સાથે લઇ લઇએ તો કેમ ? કાતાએ કહ્યું

આપણે એકાદ બે ઠેકાણે જ જવુ હોય અને ત્યાં ઝાઝા દિવસ

રોકાવું હોય તો તો કાંઈ તાકીદ જેવું રહે નહિ પણ ઝાઝાં ગામ ફરવું અને બબ્બે ચચ્ચાર દિવસ રોકાવું હોય ત્યારે એઓ મુસાફરીની હાડમારી સહન કરી શકે કે નહિ એ વિચારવું જોઈએ સુધાએ કહ્યું અને પછી ઉમેર્યું—સુધીરનું તો કસરતી ને મજબૂત શરીર છે વળી ચપળ અને હુશીઆર છે તેથી એ તો ઉલટો આપણને મદદરૂપ પણ થઈ જાય.

સુધાબહેનની ઉમર રહેજ નાની કહેવાય પણ છતાંય તેમનું શરીર પણ સારૂં તંદુરસ્ત છે અને એ પણ હુશીઆર છે તેથી હું ધારૂં છું એ પણ મુસાફરીનો ત્રાસ સહન કરી શકશે વળી એ બન્ને સાથે હશે તો બે ફાયદા થશે એક તો તેમને આપણી નજર હેઠળ સાથે રાખવાનો આપણો હેતુ પાર પડશે બીજું તેમને પણ નાની ઉમરમાં જ આપણો દેશ જોવાનો લાભ મળશે ગામે ગામના લોકોના આચારવિચાર, રહેણી કરણી, રીતરિવાજ, ભાષા વગેરે ઉપરથી તેમને પણ ઘણું જાણવાનું મળશે તેમની પણ બુદ્ધિ ખીલશે એટલે એમને બન્નેને સાથે લઈ લઈએ તોપણ આપણને કાંઈ અડચણરૂપ નહિ થાય કાંતાએ કહ્યું

પ્રવીણ અને સુધા પણ એ વિચારમાં સંમત થયા તેથી તેમણે તુરત જ સુધીરને અને સુધાને મુંબઈ બોલાવી લીધાં તેમની પરીક્ષાઓ પૂરી થઈ ગઈ હતી તેથી તુરત જ આખી લાંબી મુસાફરીની તૈયારી ઝડપથી કરી લીધી એટલે તેઓ અઠવાડીઆમાં જ મુસાફરીએ નીકળવાને તૈયાર થઈ ગયા

કયા કયા ગામ, શહેરમાં જવું કયાં કેટલા દિવસ રોકાવું તે નક્કી કર્યું મુસાફરીમાં ઓછામાં ઓછો વખત લાગે માટે જ્યાં જ્યાં 'એર સર્વીસ' હતી ત્યાં ત્યાં વિમાનમાં જવાનું નક્કી કર્યું કયે દિવસે, કેટલા વાગે, કઈ ટ્રેનમાં કે વિમાનમાં દરેક ઠેકાણેથી ઉપડવું ને કયારે દરેક ઠેકાણે પહોંચવું તેમ જ દરેક ઠેકાણે શું શું કરવું, કોને

કોને મળવું, શું શું જોવું વગેરે જેટલી જેટલી વિગત તૈયાર થઇ શકે તેટલી તૈયાર કરીને આખી યે મુસાફરીનું વખતપત્રક તૈયાર કરી લીધું. વખત પત્રક જોતાં જણાયું કે ઘણાં ગામો છોડી દેવા છતાં મુસાફરીનો વખત એક મહિનાનો ધારેલો તેને બદલે દોઢ મહિનો થઇ જાય છે.

એ પ્રમાણે દોઢ મહિનાની તૈયારી કરીને પાંચે જણા મુસાફરીએ ઉપડી ગયા.

મુસાફરીમાં જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં જૈનોની હાલત કેવી છે, જૈનોની રહેણીકરણી, રીતરિવાજ, ધર્મભાવના કેવા છે તેનું નિરીક્ષણ કર્યું. દરેક ગામમાં જૈનોના જુદા જુદા સંપ્રદાયોની વસતી કેટલી, દરેક સંપ્રદાયમાં સંપ કેવો છે, દરેક ઠેકાણે ઉપાશ્રય, દેરાસર કેટલા છે વગેરે જાણવા લાયક હકીકતો એકઠી કરી. નોંધ રાખી, દરેક ઐતિહાસિક સ્થળોની ખાસ નોંધ લીધી કે જેથી અત્યાર સુધીમાં તે સ્થળોમા કેટલું પરિવર્તન થઈ ગયું છે તેની સમજ પડે.

આ પ્રમાણે દરેક સ્થળો જોઈ, જાણી, અનુભવ લઇ લગભગ દોઢ મહિને પાછા મુંબઇ આવી ગયા. આ મુસાફરીના અનુભવથી ગુજરાત કાઠીઆવાડમાં જૈન ધર્મની શી સ્થિતિ છે અને હિંદના બીજા ભાગોમાં કેવી સ્થિતિ છે તેની ખબર પડી જુદા જુદા ભાગોના જૈનોમાં ભાવનામાં તેમ જ આચારમાં કેવો અને કેટલો ફરક છે તેની પણ સમજણ પડી.

સુધીર અને નાની સુધાને પણ મુસાફરીથી બહુ આનંદ થયો. દેશ જોવાનો, દેશના જુદા જુદા લોકો જોવાનો તેમને લાભ મળ્યો. વ્યવહારની મુશ્કેલીઓની પણ સમજણ પડી. પ્રસંગ પ્રમાણે ઝડપથી અને ધીરજથી કેમ કામ કરવું તે શીખ્યા. એકંદર તેમના જ્ઞાનમાં સારો વધારો થયો અને મુસાફરીમાં પણ ઉપયોગી થયા હતા.

## ૧૧

# અમરાપર તરફ

હિંદની મુસાફરીએથી પાછા ફર્યા પછી બીજે દિવસે સાંજના જમી પરવારી પ્રવીણ, સુધા, કાંતા તથા સુધીર અને નાની સુધા નિરાંતે બેઠા હતા ત્યારે સુધાએ કહ્યું—

આપણે હજુ એક કામ કરવાનું બાકી છે

અમરાપર જવાનું જ કહે છે ને?

હા વસંતભાઈના બે કાગળ આવી ગયા છે ઉપરાંત સુધીર અને સુધાબહેન પણ અહિં છે તો તેઓ પણ આપણી સાથે અમરાપર આવી શકે સુધાએ કહ્યું

ના મોટાબહેન હું તો હવે અમદાવાદ જ જઈશ કારણ બા, બાપુજી ઇંતેજાર થઈ રહ્યા હશે સુધીરે કહ્યું

ભાભી, હું પણ હમણા વડોદરા જ જઈશ બા બાપુજીને મારા વિના ગમતું નહિ હોય બા તો મને મોકલવાની પહેલાં ના કહેતા હતા કારણ તેમને ઘરમાં બહુ એકલવાયાપણું લાગે છે નાની સુધાએ કહ્યું

પ્રવીણ સામું જોઈ સુધાએ કહ્યું—

તો આપણે બધાયને અમરાપર બોલાવીએ તો કેમ?

આપણા ત્રણેયના વડીલોને અમરાપર બોલાવવાના તો છે જ

પહેલાં આપણે ત્યાં જઈને જોઈ લેવું જોઈએ કે આપણે ધાર્યા પ્રમાણે જ બધું થઈ ગયું છે કે કેમ આપણા બધાય વડીલો ત્યાં આવે ને આપણી સાથે સુખશાંતિથી રહી શકે તે પ્રમાણે બધી વ્યવસ્થા થઈ ગઈ છે કે નહિ તે આપણે પહેલા જોઈ આવવું જોઈએ તેમ જ કોઈ પણ સુધારાવધારા કરવાના હોય તે કરી લેવા જોઈએ તે પછી વડીલોને બોલાવીએ તો વધારે સારું. પ્રવીણે કહ્યું

તો પછી હમણા તો આપણે ત્રણ જ અમરાપર જઈએ એમ નક્કી થાય છે કાંતાએ કહ્યું.

તો ક્યારે નીકળશું ? સુધાએ પુછ્યું

હું એ વિચારતો હતો કે તમને હજુ મુસાફરીનો થાક ઉતર્યો નહિ હોય અને તમને થોડા આરામની જરૂર હશે પ્રવીણે કહ્યું.

આપણે આરામથી જ મુસાફરી કરી છે. ખાસ ત્રાસ વેઠ્યો જ નથી એટલે મને તો થાક લાગ્યો નથી પણ ( કાંતા તરફ જોઈને ) બહેન, તને થાક લાગ્યો હોય તો થોડા દિવસ આરામ લઈએ સુધાએ કહ્યું

મને પણ કાંઈ થાક નથી લાગ્યો મને તો આપણું અમરાપરનું મકાન એવું શાંતિમય લાગે છે કે કાંઈ થાક હોય તોય તે ઉતરી જાય કાંતાએ કહ્યું

એ મકાનમાં મને પણ બહુ શાંતિ મળે છે તેથી તો મેં તેનું નામ શાંતિસદન રાખવાનું સૂચવેલું સુધાએ કહ્યું

શાંતિસદનમા રહેવું મને પણ બહુ ગમે છે કારણ ત્યાં બહુ શાંતિ વળે છે તો આપણે એમ કરીએ કે ( સુધા તરફ જોઈને ) તારી પરીક્ષાના પરિણામને પાંચ છ અઠવાડીઆની વાર છે તેટલો

વખત અમરાપરમાં રહેવાનું ગણીએ અહિં પણ બજારમાં મદી છે તેથી હાલ તુરત ઓફિસમાં પણ ખાસ કામ નથી. પ્રવીણે કહ્યું.

ભલે, એમ કરીએ. કહી સુધા, કાંતા બનેએ સંમતિ આપી.

તો કાલે આપણે વિમાનની ટીકીટો મંગાવી લઇએ આપણે બધા ય સાથે જ ઉપડીએ સુધીર અને નાની સુધાને વડોદરા-અમદાવાદ જતા વિમાનમા બેસાડી દઇએ અને આપણે અમરાપરના વિમાનમા જઇએ પ્રવીણે કહ્યુ

એ પણ સારૂં છે કે બને વિમાનો લગભગ એક વખતે જ ઉપડે છે. એટલે વિમાનઘર સુધી સાથે જ જઈ શકીશુ અને વડોદરા-અમદાવાદ ખબર આપી દઇએ એટલે તેઓ સામા લેવા આવી જશે. સુધાએ કહ્યું.

અને ટેલીફોનથી જ ખબર આપી દેવા એટલે એ ચોકસ થઈ જાય તાર ટપાલ વખતે વહેલા મોડા પહોચે કાંતાએ કહ્યું

હા એમ જ કરીશુ પ્રવીણે કહ્યુ અને પછી ઉમેર્યું—

આપણે ફક્ત થોડા કપડા જ સાથે લેવાનાં છે બાકી બધું સા વસાવાઈ ગયું હશે એટલે વહેલામા વહેલી મળે તે ટીકીટ મગાવી લઇશુ

હા. કપડાં પેક કરતા તો માડ એક કલાક થશે. એટલે આપણે ગમે ત્યારે જવાને તૈયાર જ છીએ સુધાએ કહ્યું

બીજે દિવસે ટીકીટો મંગાવી લીધી એક દિવસ પછીની જ ટીકીટો મળી તે પ્રમાણે વડોદરા અમદાવાદ અને અમરાપર અગાઉથી ખબર આપી દીધા અને વખતસર બધા ઉપડી ગયા

# ૧૨

# અમરાપરમાં નવો લાભ

અમરાપરમા વિમાન કંપનીની ઑફીસે તેમની કોચવેગન આવી પહોંચી ત્યારે વસંતલાલ રાહ જોઇને જ ઊભા હતા પ્રવીણ, સુધા, કાંતા ઉતરતાં જ વસંતલાલે જય જયકાર કર્યા. બધાએ સામા જય જયકાર કર્યા. સામાન ઉતર્યો કે તુરત મજુર પાસે ઉપડાવી લઇ ચાલતા જ ઘેર ગયા

વખત થયો એટલે મરલા ભાભી રાહ જોતાં બારણામાં જ ઉભા હતા. બધાને આવતા જોઇ સામે લેવા ગયા અને આનંદથી આવકાર આપી ઘરમાં તેડી લાવ્યા

તમે ઘરમાં જઇ બેસો. હું સામાન શાંતિસદનમાં મુકાવીને આવુ છુ કહી વસતલાલ સામાન મુકાવી તુરત આવી ગયા

વસનલાલના ત્રણ નાના દિકરાઓ નિશાળે જવાની તૈયારી કરેતા હતા તેમણે પ્રવીણ, સુધા, કાંતા ઘરમાં આવતાં ત્રણેયને પ્રણામ કર્યા દશેક મિનિટ બેઠા પછી વસતલાલે કહ્યું—

હજુ જમવાને શોડીવાર છે ત્યા ચાલો આપને શાંતિસદન બતાવી દઉં.

ભલે, ચાલો, કહી ત્રણેય ઉઠ્યા અને વસતલાલ સાથે શાંતિ-સદનમાં આવ્યા અને ઘરનાં બારણાં સામસામાં જ હતા ફળીઆના મુખ્ય દરવાજામાં દાખલ થતા જ પ્રવીણ, સુધા અને કાંતાને શાંતિ-સદનના રૂપરંગ તદ્દન ફરી ગયા દેખાયા. દેખાવ બહુ સરસ થઇ

ગયો હતો. આ મકાન જુનું હતું એવી કોઈને ખબર પડે તેવું રહ્યું નહોતું. નીચેનો ભાગ મૂળ હતો તેટલું જ પણ દિવાલોમાં પ્લાસ્ટર બધાંય નવા કર્યાં હતાં. નીચે લાદી પણ નવી નાંખી હતી. ઉપર મેડી નવી બનાવી હતી. ઉપરાંત બહાર વરંડામાં સામેના ખુણામાં ત્રણ મોટા બેવડા ઓ. રડા ( એક રસોડું તથા એક સુવા બેસવાનો ખંડ ) મુંબઈ ઘાટના બંને બાજુ ચાલી સાથે નવા બનાવ્યા હતા. બાજુમાં ઠામવાસણ સાફ કરવા વગેરે પરચુરણ કામ માટે એક એકઢાળીયું તથા તેની બાજુમાં પરચુરણ સામાન રાખવા માટે એક ઓરડી બનાવ્યો હતો. તેમ જ વરંડાની ડાબી બાજુના ખુણામાં એક નાનકડો બાગ પણ બનાવ્યો હતો. તેમાં ઝાડ પણ ઉગી ગયાં હતાં, અને ફળી–વરંડાને ફરતી દિવાલ નવી ચણાવી હતી.

વસંતલાલે બધું ફરીને બતાવ્યું. સામે જે નવા ત્રણ બેવડા ઓરડા બનાવ્યા હતા તેમાં ત્રણ ભાડુતો રહેતા હતા. ત્યાં જઈ ભાડુતો સાથે ત્રણેયની ઓળખાણ કરાવી. પહેલા ઓરડામાં રસિકલાલ તેમની પત્ની રાધા સાથે રહેતા હતા. ને ત્યાંની મીલમાં કામ કરતા હતા. બીજા ઓરડામાં રસિકલાલના વિધવા બહેન રમાબહેન રહેતા હતા. રમાબહેન ભાઈના આશ્રયે એટલે ભાઈની બાજુમાં પણ જુદા રહેતા હતા. જાતે કામ કરી કમાઈ ગુજરાન ચલાવતા હતા. વળી આધેડ વયના પીઢ બાઈ હતાં. અને બંને ભાઈ બહેન જૈન ધર્મ જ પાળતા હતા. ત્રીજા ઓરડામાં ભવાન પટેલ તેની વહુ રૂખી સાથે રહેતા હતા. બાપદાદાનો ખેતીનો ધંધો. પણ ખેતર નાનું અને ત્રણ ભાઈ. એક ખેતરમાં ત્રણ કુટુંબનું ગુજરાન થતું નહોતુ. ભવાન પટેલ સાત ગુજરાતી ભણેલા એટલે તેમણે ખેતર છોડી શહેરમાં આવી નિશાળમાં માસ્તરની નોકરી લીધી હતી. તેમની વહુ પણ બીજાનું કામકાજ કરી થોડું કમાતી હતી.

બધુ ય જોતા, ઓળખાણ કરતા, વાતો કરતાં એક કલાક નીકળી ગયો ત્યા રસોઈ તૈયાર થઈ ગઈ હતી તેથી સઘળા ભાભી તેડવા આવ્યા એટલે બધા જમવા ગયા

જમી ઉઠ્યા પછી જરાવાર બેઠા પછી વસતલાલે તેમનું ઘર ફરીને બતાવ્યુ નીચે બે મોટા ઓરડા, બાજુમા રસોડુ, ગજાર અને કોઠાર હતા અને પહોળી લાબી ઓશરી હતી, મેડી ઉપર બે ઓરડા, રસોડા ઉપર એક ઓરડો, ગજાર અને કોઠાર ઉપર મળીને એક ઓરડો એમ ચાર ઓરડા ઉપર થઈ ગયા હતા ઓશરી તો નીચે પ્રમાણે જ પહોળી લાબી હતી એટલે વસતલાલના આખા કુટુબનો સમાવેશ ત્યા સારી રીતે થઈ ગયો હતો

બને મકાનો બહુ સારા થઈ ગયાં તે માટે સતોષ વ્યક્ત કરતા કરતા બધાય શાન્તિમદનમા આવ્યા, પછી વસતલાલે કહ્યુ કે આપ હવે જરા આરામ કરો ત્યા હુ થોડીવાર દુકાને જઈ આવુ

બને, ખુશીથી જાઓ આપનો મનારને ઘણો વખત અમે બગાડ્યો પ્રવીણે કહ્યુ

અરે સાહેબ, એમ શુ બોલો છો મારો વખત બગાડ્યો જ નથી મેં તો વખત આનદમા ગાળ્યો વસતલાલે કહ્યુ

મારી કહેવાની મતલબ એમ હતી કે સવારનો તમારો વખત અમે લઈ લીધો અમારી સામે આવવામા ને અત્યાર સુધી અમારી સાથે ને સાથે રહેવામા તમારો ઘણો વખત ગયો એમ અમારૂ કહેવું છે પ્રવીણે કહ્યુ

એમ પણ નહિ હવે હુ સવારના દુકાને જતો નથી બને મોટા દીકરા સવારના આઠ સાડા આઠ વાગ્યે જઈ દુકાન ઉઘાડે છે હુ જમીને અગીઆર વાગે દુકાને જઉં છુ પછી બંને ભાઈ જમવા આવે, એમ અમે સામાન્ય ગોઠવણ રાખી છે વસંતલાલે કહ્યુ

બહુ સારૂં. ત્યારે જાઓ.

ત્રણેય સુધા, કાંતા એકલા પડ્યા એટલે પહેલાં તો તેમણે તેમના કપડા સરખાં ગોઠવીને કબાટમાં મૂકી દીધાં. પછી તેમણે શું શું કયાં કયાં મૂકવું તે લખેલું તે પ્રમાણે જ બધું વસંતલાલે મુકાવ્યું છે કે નહિ તે જોઈ લીધું તો જણાયું કે તેમણે લખેલું તે પ્રમાણે જ બધુંય સૌ સૌને ઠેકાણે ગોઠવીને મૂક્યું હતું. ફક્ત અનાજ સીધું સામાન કાંઈ લાવી રાખ્યું નહોતું. ડબા, બરણીઓ વિગેરે બધું સાફ પણ ખાલી હતું. તે જોઈને સુધાએ કહ્યું.

સીધું, સામાન મસાલો વગેરેની નોંધ મેં તમને આપેલી તે તમે વસંતભાઈને મોકલી આપેલી કે નહિ ?

મેં નોંધ મોકલી આપી હતી. અને લખ્યું પણ હતું કે બધું મંગાવી સાફસુફ કરાવી તૈયાર રાખે પણ આ બધું ખાલી જોતાં એમ લાગે છે કે વસંતભાઈનો વિચાર આપણને મહિનો દિવસ એમને ત્યાં જ જમાડવાનો હશે.

સરલા ભાભીએ જ ના પાડી હશે કે આપણે અહિંઆ રાંધીએ તો તેમને સારૂં ન દેખાય. કાંતાએ કહ્યું.

હા. એમ જ લાગે છે. સુધાએ કહ્યું તો હવે આપણે તેમને આગ્રહ કરી બધું મંગાવી લેવું પડશે.

ત્રણ વાગ્યે આવવાના છે ત્યારે કહી દેશું. એમ કહીને ત્રણેય દિવાનખાનામાં આવીને બેઠા. પછી સુધાએ કહ્યું—

મકાન તો આપણી ઈચ્છા પ્રમાણેનું જ સારૂં બની ગયું છે. કોચ, ખુરશી, પલંગ વગેરે રાચરચીલું પણ બરાબર આવી ગયું છે અને સરખું ગોઠવાઈ ગયું છે. આપણા ત્રણેયના વડીલો આવે તો પણ કોઈ જાતની અગવડ પડે તેવું નથી.

બધાયને અહિં ગમે એવું જ છે. હવે આપણે કાગળ લખી બોલાવીએ તો શું ? કાંતાએ કહ્યું.

જીજુ શાક તો વખતે આવવાની હા પાડશે, પણ બાપુજીને ઝાઝી મુસાફરી પસંદ નથી. સુધાના પરિણામ માટે તેઓ બહુ આતુર છે. તેઓ તો અત્યારથી જ સુધા પહેલા વર્ગના પહેલે નંબરે જ આવવાની એમ કહે છે ને પરિણામ વખતે મુંબઇ જ આવશે એમ કહી ગયા છે. એટલે હમણાં તે અહિંઆ નહિ આવે. તેથી હું ધારૂં છું આપણે કોઇ બીજા પ્રસંગ ઉપર મુલતવી રાખીએ. પ્રવીણે કહ્યું.

તો ય ઠીક છે. તેમને દિવાળી વખતે વડોદરામાં બહુ ત્રાસ પડે છે એમ હરવખત કહે છે. દિવાળીના દશબાર દિવસ અગાઉ અને પંદર દિવસ પાછળ સુધી છોકરાંઓ દિવસ ને રાત એટલા બધા ફટાકડા ફોડે છે કે તેમને શાંતિ જ મળતી નથી. માટે તે વખતે તેમને અહિં આવવા માટે આપણે અત્યારથી જ લખી નાખવું ને મુંબઇ આવે ત્યારે કહી દેવું. કાંતાએ કહ્યું.

એ વિચાર પણ સારો છે. પરંતુ તે વખતે આપણે પણ આવવું જોઇશે ને ! પ્રવીણે કહ્યું.

ફટાકડાનો ત્રાસ તો મુંબઇમાં પણ વડોદરા જેટલો જ કે એથીયે વધારે છે તેથી દિવાળી વખતે મોટા બ્હેનને તો બહુ જ ત્રાસ લાગશે એટલે આપણે પણ દિવાળી અહિં ગાળીએ તેજ ઠીક પડશે. કાંતાએ કહ્યું.

વાત તો બરાબર છે પણ આપણે તે વખતે મુંબઇનું કામ છોડીને આવી શકીશું કે કેમ તે વિચારવાનું છે. પ્રવીણે કહ્યું.

એ તો હવે આપણે કામકાજ જ એવી રીતે ગોઠવવું પડશે કે દિવાળી પહલાં આપણે મુંબઇથી ખુશીથી નીકળી શકીએ. અને

હું ચા મુકું છું. તો તમે થોડી વારમાં ત્યાં આવી જજો એ કહેવા આવી છું.

અમે કોઇ બપોરના ચા પીતા નથી એ તમે ભુલી ગયા. ચા કરવી નથી માટે હવે અહિં જ બેસો. એમ કહી સરલાને બાજુમાં બેસાડી સુધાએ કહ્યું:

ભાભી, અમારા ભાઇએ અમારૂં ઘર બહુ સરસ બનાવ્યું, રાચરચીલું, ઠામ વાસણ વગેરે બધું અમે લખ્યું હતું તેમજ વસાવ્યું અને ગોઠવ્યું છે. કાંઇ અમારે ગોતવું પડે કે પૂછવું પડે એવું નથી રાખ્યું. પણ એક કામ નથી કર્યું.

શું ? સરલાએ પૂછયું.

અનાજ, મસાલો વગેરે સીધું સામાનના ડબા, બરણીઓ વગેરે બધું સાવ ખાલી પડયું છે.

એટલું કહ્યું ત્યાં વસંતલાલ પણ દુકાનેથી આવી ગયા. અને ઘરમાં આવતાં આવતાં એમણે પણ એ સાંભળ્યું. એટલે કહ્યું—

બરાબર છે, બહેન, એ જવાબદારી સરલાની છે.

તે બહેન, હું અહિંઆ બેઠી છું ને તમે અહિં શું ઘેર હાથે રાંધશો ?

રસોયો રાખી શકીએ પણ રસોયો રાખવાનું અમને પસંદ નથી તેથી મુંબઇ પણ અમે હાથે જ રાંધીએ છીએ.

એમ નહિ. પણ અહિં તો તમે અમારા મહેમાન છો. અમારા માસા માસી છો. ને હું તમને રાંધવા દઉં એ તો બનશે જ નહિ.

ભાભી, હવે અમને માસી કહો તે દેખાવમાં જ સારૂં ન લાગે.

કંઇ નહિ. મારા નણંદ છો. હયો એમ મણો. તોય હું નણંદને રાંધવા ન દઉં.

બે ચાર દિવસ માટે ઠીક. હંમેશ માટે એ ઠીક ન કહેવાય.

તમે ક્યાં કાયમ રહેવાના છો ?

હમણાં તો મહિનો રહેશું. પણ પછી અવારનવાર આવીશું. અમારા વડીલો પણ આવશે. એટલે એ કાયમ જેવું જ થશે. વળી અમારે ઘરનું વાસ્તુ કરવું છે ને મહાજનના શેઠીઆઓને જે અમારા જુના સંબધી છે તે બધાને જમવાનું કહેવું છે, એટલે રાંધવાનું તો અહિ જ રાખવું પડશે. મદદમાં તો તમે રહેશો જ.

વાસ્તુ ક્યારે કરવું છે ?

આ રવીવારે જ. વાસ્તા માટે રવીવાર સારો ગણાય અને તે દિવસ રજા હોય. બધાને ફુરસદ હોય.

ત્યારે તો મારાથી કાંઇ કહેવાય એવું જ તમે રાખ્યું નહિ.

ભાભી તમારો પ્રેમ કાંઇ ઓછો છે ? અમારી મદદમાં પણ તમેજ છો ને ?

ભલે, ત્યારે તમે કહેશો એમ હું કરીશ.

સીધું સામાન હું બધું લાવેલો છું ને સરલાએ સાફ કરીને અમારા ઘરમાં રાખેલ છે એટલે વખત લાગે તેવું નથી. વસંતલાલે કહ્યું.

લ્યો, ભાભી એતો તમે બોલતા જ નથી.

તમારા ભાઇ તમારો કાગળ વાંચી મને પુછ્યા વિના જ બધું લઇ આવેલા. પછી હું શું કરૂં ? મેં ઘરમાં રાખી લીધું. કારણ મારે તો તમને અહિં રાંધવા દેવાનો વિચાર જ નહોતો.

તો હવે એ બધું અહિ મોકલી આપો.

ભલે. હમણાં જ રૂખી પાસે ઉપડાવી લાવું છું

સીધું સામાન ઘરમાં આવ્યું ત્યાં રાધા તથા રમા મળવા

આવ્યા તેમણે કહ્યું લાવો બહેન અમે બધુ ઠેકાણે પાડી દઈએ તમે બતાવો શુ કરવું છે ક્યાં મૂકવુ છે

ના, ના તમે બહેનને મળવા આવ્યા છો તેમની પાસે બેસો હું હમણાં બધુ કરી નાખુ છુ

આપણે વાતો પણ કરીશુ ને કામ પણ કરીશુ અમને પારકા ન ગણશો એમ કહી કામ કરવા લાગી ગયા સુધાએ ને કાંતાએ શુ ક્યા મૂકવુ છે તે બધુ બતાવ્યુ તે પ્રમાણે થોડી વારમા બધુ ઠેકાણે પડી ગયુ પછી બધા વાતો કરતા બેઠા

રવિવારે વાસ્તુ કરવાનું છે તે ખબર બધાયને કહ્યા અને રવિવારે બધાને અહિ જમવાનું છે તે પણ કહી દીધુ ગામમાથી કોને કોને જમવાનું કહેવુ તે પણ નક્કી કરી, નોંધ કરી લીધી વચમાં તૈયારીના બે દિવસ જ બાકી હતા બીજે દિવસે બધાયને આમંત્રણ આપી આવ્યા, શનીવારે વાસ્તાની રસોઇ માટે જે કાંઈ ખાસ ચીજો મગાવવાની હતીં તે મગાવી લીધી

સરલા નાથા અને રમાએ રસોયો બોલાવવાની ના પાડી અને તેઓજ બધી રસોઈ કરી નાખશે તેની ખાત્રી આપી

એ પ્રમાણે ઘણા આનંદથી વાસ્તાનું કામ પતી ગયું જમી લીધા પછી પ્રવીણે બધા મહેમાનોને આખુ ઘર ફરીને બતાવ્યુ અને પછી દિવાનખાનામાં આવીને બેઠા ત્યારે પ્રવીણે પોતે જૈન મહાવિદ્યાલય મુંબઈમાં ખોલવાના છે તેની વાત કરી અને તે ખોલાય ત્યારે અહિની કોલેજ તથા નિશાળો જૈન મહાવિદ્યાલય સાથે જોડવાની વિનતી કરી

બધા શેઠીઆઓ વાત સાંભળી ખુશી થયા અને કહ્યું આ તો બહુ સારી વાત છે, આપણાં બાળકોને પહેલેથી જ આપણા ધર્મને અનુસરીને કેળવણી મળે એ તો ખાસ જરૂરનું કામ છે,

આપ એટલું બધું ખર્ચ કરી જૈન મહાવિદ્યાલય સ્થાપો છો ત્યારે અમારે અહિની કોલેજ નિશાળો તેની સાથે જોડવી એ તો જૈન તરીકે અમારી ફરજ છે. મહાજનમાં બહુમતી અમારી છે એટલે કોઇ જાતનો વાંધો નહિ આવે તેની ખાત્રી આપી

તો પછી અમરાપુરમાં વૈદક કોલેજની પણ જરૂરીઆત છે તે પણ પ્રવીણે સમજાવ્યું અહિંયા બે ઇસ્પિતાલો તો છે જ એટલે અહિ વૈદક કોલેજ ખોલવાનું કામ બહુ સહેલું છે. અને વૈદક કોલેજ ખોલવાનું શેઠીઆઓ કબુલ કરે તો પોતાના તરફથી રૂપિયા પચાસ હજાર આપવાનું કહ્યું અને તે પ્રવીણ-સુધા કાંતાના નામથી આપીશું એમ કહ્યું પોતાના ગામમા કોલેજ થાય તેમ જ પચાસ હજાર રૂપીઆ પણ કોલેજ માટે મળે ત્યારે શેઠીઆઓ ગજી થાય તે તો સ્વાભાવિક જ હતું તેમણે તુરત જ કબુલ કર્યું અને કોલેજ માટે વધારે જરૂર પડે તો ઘટતી રકમ ગામમાથી ભેગી કરી લઇશું તેવું વચન આપ્યું

હાલ તુરત આ વાત જૂદન ખાનગી રાખવાનું પ્રવીણે કહ્યું તે પ્રમાણે વચન આપી બધાય ઉઠ્યા તે પ્રવીણનો આભાર માની ઘેર ગયા



૧૩

# શુભ સૂચનો

આપણે મુખઇથી સારા શુકને નીકળ્યા હોઇએ એમ લાગે છે કે જેથી અહિં આવતાં વેંત જ આપણા મહાવિદ્યાલયને વેગ મળે એવું મોટુ કામ થઇ ગયુ સુધાએ કહ્યુ

હા આવો લાભ મળશે એવી તો આપણને ખબરેય નહોતી પ્રવીણે કહ્યુ

જૈન મહાવિદ્યાલયની વાત પણ આપણે બહુ સારા શુકને શરૂ કરી હશે એમ લાગે છે કારણ કે તેથી જ આ લાભ પણ મળ્યો કાંતાએ કહ્યુ

જૈન મહાવિદ્યાલયની આપણી યોજના જરૂર સફળ નીવડશે એમ ખાત્રી થાય છે પ્રવીણે કહ્યુ

આ ઉપરથી મને એક નવો વિચાર ઉપજે છે કે મુંબઇમાં જૈન હાઇસ્કુલ તો છે તે પણ આપણા મહાવિદ્યાલય સાથે જોડાય તે સારૂં સુધાએ કહ્યુ

એ તો આપણે કહીશુ તો ના નહિ પાડે કારણકે તેઓ તો જૈન શિક્ષણના પક્ષપાતી છે પ્રવીણે કહ્યુ

વારૂ સારે હમણાં તો આપણે અહિં નિરાતે આરામ કરવાનો છે સુધાએ કહ્યુ

હા. પ્રવીણે કહ્યું.

તમને કાંઈ નવું કામ કરવાનું યાદ આવ્યું હોય તો કહો. કાંતાએ કહ્યું.

આપણે પહેલવહેલું આ શાંતિસદન ચણાવ્યું ત્યારે વાસ્તુ કર્યા પછી આપણે પહેલું શુભ કામ શું કર્યું હતું તે યાદ છે ?

હા. તું વ્રત લેવાની વાત કરે છે ને ? પ્રવીણે કહ્યું.

હું પણ એ જ વિચાર કરતી હતી કે હવે આપણે વ્રત અંગીકાર કરી લેવા જોઈએ. કાંતાએ કહ્યું.

આપણને ત્રણેયને એકી સાથે એક જ વાત-શુભ વાત યાદ આવી એ પણ શુભ સૂચન છે. પ્રવીણે કહ્યું.

પહેલાં આપણે આ ગામમાં અને આ ઘરમાં જ વ્રત લીધાં હતાં અને આ જન્મે પણ આ ઘરમાં આવવાનો યોગ મળ્યો છે તો અહિંઆ જ વ્રત લઈએ તો બહુ સારૂં. કાંતાએ કહ્યું.

તમને યાદ હશે કે તે વખતે તો આપણા સગા ધરમચંદ ભાઈએ નાની વયમાં પરણ્યા પહેલાં જ દીક્ષા લીધેલા અને તે આપણા આ ઘરમાં જ પહેલવહેલા વહોરવા આવેલા તે નિમિત્તે આપણને અહિંઆ જ વ્રત લેવાનો જોગ મળી ગયેલો. પણ અત્યારે તો હવે આપણે આપણી મેળે જ વ્રત લઈએ અથવા ઉપાશ્રયમાં જઈ મહારાજ પાસેથી અંગીકાર કરીએ. પ્રવીણે કહ્યું.

ત્યાં ટપાલ આવી અને કાગળ વાંચતાં એ જ ધર્મચંદ મુનિનો પત્ર હતો. તેમણે પ્રવીણ, સુધા અને કાંતા સંબંધી હકીકત છાપાઓમાં આવેલી તે વાંચી હતી. તેથી તેમને મળવાની ઉત્કંઠા હતી. તેમણે કોઈ શ્રાવક મારફત મુંબઈમાં તપાસ કરાવેલી. પહેલાં પતો નહિ મળેલ પછી પરદેશ ગયા છે એમ ખબર મળેલ. હમણાં અમરાપરથી કોઈ માણસ બાજુના ગામમાં જ જ્યાં મુનિશ્રી બિરાજે છે

ત્યાં ગયેલ તેણે ખબર આપ્યા તેથી પત્ર લખ્યો હતો. અને જણાવ્યું હતું કે તેઓ બે દિવસ પછી વિહાર કરીને અમરાપરમાં જ આવવાના છે તો પ્રવીણ વિગેરેએ ત્યાં જ રોકાવુ

આ સમાચાર વાચી ત્રણેયને ખૂબ આનંદ થયો અને મુનિશ્રીના આવવાની રાહ જોઇ રહ્યા

આ પણ આપણા માટે શુભ સૂચન છે કે આપણા સંબંધી અને આપણા જાણીના એ જ ધરમચદ મુનિનો આપણને યોગ મળે છે તો હવે આપણે તેમની પાસેથી વ્રત અંગીકાર કરીએ પ્રવીણે કહ્યુ

હા એમ જ કરીએ પણ આપણે પરિગ્રહ પરિમાણમા ફેરફાર કરવો પડશે સુધાએ કહ્યુ

આપણી અત્યારની સ્થિતિ સજોગો પ્રમાણે છુટછાટ રાખવી પડશે તેમા પણ આપણે આપણા અંગત કામ માટે થોડી છુટ છાટ રાખીએ અને જૈન મહાવિદ્યાલયનું કામ આપણે કરવુ પડે તેને માટે બહાર જવુ પડે વિગેરે કામ માટે આપણે છુટછાટ રાખીએ તો ઠીક પડશે પ્રવીણે કહ્યુ

આપણે આપણા મનનો સંયમ જેમ બને તેમ વધારતાં રહેવુ જોઇએ અને તેના માટે આપણે આપણા અગત કામકાજ માટે ઓછામાં ઓછી છુટછાટ રાખીએ તે જ વધારે સારૂં છે એટલે તમારી સુચના બહુ સારી છે સુધાએ કહ્યુ

એની બધી વિગત આપણે રાત્રે નિરાંતે બેસીને લખી નાખશુ હમણા એક બીજી વાત કરી લઇએ

શુ ? સુધા તથા કાંતાએ પૂછ્યુ

આપણે વ્રત લીધા પછી સાંજના તો દરરોજ પ્રતિક્રમણ કરવુ જ જોઇશે

આપણે ગત જન્મમાં રોજનો કાર્યક્રમ રાખ્યો હતો તેવી જાતનો હવે આપણે આપણો કાર્યક્રમ ગોઠવવો જોઈએ. કાંતાએ કહ્યું.

હવે આપણું કામકાજ લગભગ એકધારું સ્થિર થઈ જશે. એટલે કાર્યક્રમ પ્રમાણે આપણે કામ પણ બરાબર કરી શકશું. સુધાએ કહ્યું.

આપણે રોજનો કાર્યક્રમ નક્કી કરવાનું કામ પણ જરૂરી છે. પણ સંજોગો પ્રમાણે તેમાં ફેરફારો કરવા પડે. તોયે આપણે સામાન્ય ક્રમ આ પ્રમાણે ગોઠવીએ. ઉઠવાના વખતથી શરૂઆત કરીએ.

મોટી બહેન તો બહુ વહેલાં ય ઉઠી શકે છે. પણ તેનાં કરતાં આપણે ત્રણેય પાંચ વાગે ઉઠવાનું રાખીએ તો કેમ? કાંતાએ કહ્યું.

હા પાંચે ઉઠવાનું સારૂં છે. પાંચથી ૭ સુધીમાં બધું પ્રાતઃકર્મ પતાવી દઈ નાહીને તૈયાર થઈ જઈએ.

ઠીક છે.

૭ થી સાત ધાર્મિક અભ્યાસ માટે રાખીએ.

હા.

સાતથી સાડાસાત સુધીમા દુધ ચા લેવું હોય તે લઇ લેવું. અને સાડાસાતથી સાડાઆઠ સુધી સામાયિક. અને સાડાઆઠથી દશ સુધી છાપા વાચવાનું, મહાવિદ્યાલયનું કામ, તમારે રસોઈનું કામ કે બીજુ કાંઇ કામ હોય તે.

એ પણ ઠીક છે.

દશ વાગે જમવાનુ અને અગીઆર સુધીમાં દુકાને પહોચવાનું. અગીઆરથી બે વાગ્યા સુધી દુકાનનું કામ કરવાનું. બેથી સાડાપાંચ સુધી મારે વિદ્યાલયનું કામ કરવાનું. તમારે વિદ્યાલયનું કામ અથવા

બીજે ક્યાંય જવુ હોય તો તે અને રસોઇનું કામ. મારે સાડા પાંચે ઘેર પહોંચવાનું. સાડાપાંચથી ૭ જમવાનું અને સાડા ૭ સુધી આરામ લેવાનું. સાડા ૭થી સાડા સાત પ્રતિક્રમણ પછી એક કલાક ફરવા જવાનું. કે રમતગમત કરવી. ને પછી અગીઆર વાગ્યા સુધી વાચન કરવુ, ચર્ચા કરવી વગેરે જે ઠીક પડે તે કરવાનું અને અગીઆર વાગે સુઇ જવાનું

અત્યારે તો એ ક્રમ ઠીક લાગે છે. તમે બોલી તો ગયા. પણ તે પ્રમાણે કાગળ ઉપર લખી નાખો તો વધારે સારૂં કે ભૂલી ન જઇએ.

ભલે હું બોલતો જઉં છુ ને લખતો જઉં છુ ફેરફાર હોય ત્યાં બોલજો.

૧.

રોજનો કાર્યક્રમ

સવારના—૫ વાગે ઉઠવું

૫ થી ૬ સુધીમા પ્રાતઃકર્મ પતાવી, નાહીને તૈયાર થઇ જવું.

૬ થી ૭ ધાર્મિક અભ્યાસ

૭ થી ૭॥ દુધ નાસ્તો.

૭॥ થી ૮॥ સામાયિક.

૮॥ થી ૧૦ છાપાં વાંચવાનું, રસોઇનું કે બીજું કાંઇ કામ હોય તે.

સુધા કાંતા—૨ થી ૪ વિદ્યાલયનું કામ, ક્યાંય બહાર જવાનું,
મળવા જવાનું વગેરે કામ અને
૪ થી ૫ાા રસોઈનું કામ.

સાંજના—૫ાા થી ૬ જમવાનું.
૬ થી ૬ાા આગમ.
૬ાા થી ૭ાા પ્રતિક્રમણ

રાતના—૭ાા થી ૮ાા ફરવા જવાનું કે રમતગમત.
૮ાા થી ૧૧ સ્તવન, વાંચન, ચર્ચા વગેરે જ્યારે જે ઠીક પડે તે.
૧૧ વાગે સુઈ જવું.

અત્યારે તો એ ઠીક લાગે છે, પણ ગરમીના વખતમાં સાંજના વખતમાં ફેરફાર કરવો પડશે તે તે વખતે કરી લઈશું.

તો હાલને માટે એ નક્કી. હવે પ્રતિક્રમણમાં આપણી જુની રીતમાં થોડો ફેરફાર કરવાનો વિચાર છે.

શું ?

અત્યાર સુધી આપણે પ્રતિક્રમણના ચાલુ પાઠ બોલી જતાં હતા. અને બધાય એમ જ કરે છે. પણ તે બરાબર નથી. બાર વ્રતના અતિચાર બોલતી વખતે આપણે સવારથી સાંજ સુધીનો આપણો કાર્યક્રમ આપણે યાદ કરી જવો જોઇએ અને તેમાં કોઈપણ અતિચાર લાગ્યો હોય એમ આપણને દેખાય તો તે આપણે વર્ણવવું જોઇએ અને તેની માફી માગવી જોઇએ

આપણે ભૂલો કરી હોય તેની જ ખરી રીતે આલોચના કરવી જોઈએ. અને તેની જ માફી માગવી જોઇએ. એટલે આપણને ખબર હોય તેટલી ભૂલો તો યાદ કરી બોલી જવી જોઇએ. એમ જરૂરનું દેખાય છે. સુધાએ કહ્યું.

હા પણ એમ કરતા વખત વધારે લાગશે કાતાએ કહ્યું

શરૂઆતમાં બે ચાર દિવસ જ વખત વધારે લાગશે, અથવા એમ કરવું કઠણ લાગશે પણ પછી એ સ્હેલુ થઈ જશે મેં તો વગર પ્રતિક્રમણે એનો મહાવરો કરી લીધો છે અનુભવ લઇ લીધો છે એટલે જ કહી શકુ છુ કે થોડોક મહાવરો થઈ જાય કે પછી તો આપણે ભૂલ કરી કે તરત આપણું હૃદય કહી દીએ છે કે આ ભૂલ થઇ ગઈ એટલે એ ભૂલ યાદ પણ રહી જાય અને તે ભૂલ પ્રતિક્રમણ વખતે ટુંકમાં બોલી જવી

તો આપણ ત્રણેયે પ્રતિક્રમણ જુદા જુદા કરવા પડશે કારણકે ત્રણેયની ભૂલો જુદી જુદી હોય કાતાએ કહ્યુ

ના એવી જરૂર નથી, આપણે ત્રણેરે ત્રણેયની સામે જ ભૂલો કબુલ કરવી એટલે કે પહેલાં હું મારી ભૂલો કહી જાઉ પછી સુધા તેની ભૂલો કહી જાય અને પછી તુ તારી ભૂલો કહી જાય

ધાર્મિક રીતે તો એ જરૂરનુ લાગે છે વ્યવહારમાં આપણે આચરી શકીશુ કે નહિ તે જોવાનુ છે.

આપણે આપણા મનને મજબૂત કરવુ હોય, આપણે ઉંચે ચડવુ હોય તો આપણે એમ કરવુ જ જોઇએ એ રીતે આપણે આપણા મનને તાલીમ આપવી જોઇએ દાખલા તરીકે મારા તમારા બનેમા સપૂર્ણ પ્રેમ છે, દૃઢ પ્રેમ છે છતા ધારો કે કેઈ વખત એકાદ રૂપસુંદરીને જોઇને એક બે ક્ષણ મારૂં મન લોભાઈ ગયુ તો મારા મનને અતિચાર લાગ્યો મેં તમારા બનેનો માનસિક અપરાધ કર્યો માટે મારે તે કબુલ કરી તમારી બનેની માફી માગવી જ જોઇએ; એટલુ હું ન કરૂં તો મે તમારી મોઢે છેતરપીંડી કરી ગણાય તો પછી હુ તમારે લાયક કેમ ગણાઉ ?

મને તમારૂં કહેવું ઠીક લાગે છે. બીજા કષાયો કરતાં પણ કામ અને માન અથવા અહંભાવને જીતવા વધારે મુશ્કેલ છે. અને તમે કહ્યું તેવી આલોચના કરવાથી એ બંને કષાયને જીતવાની તાલિમ મળે છે કારણકે ધારો કે કોઈ એક સુંદર વીર પુરુષને જોતાં મારી નજર એક ક્ષણ બગડી. મારી એ ભૂલ કબુલ કરવાથી તમે મને હલકી ગણશો, અને તરછોડશો એવી બીકથી કે અભિમાનથી કબુલ ન કરૂં તો મારુ મન વધારે ને વધારે ખરાબ થતું જાય, ભારે થતું જાય ને તેથી કોઈ વખતે મોટી ભૂલ થઈ જાય. પણ હું જો કબુલ કરી દઉં તો મારૂં મન તદ્દન હલકું-હળવું થઈ જાય અને તમને મારે માટે વધારે વિશ્વાસ ઉત્પન્ન થાય. આપણાં મન સ્હેજ પણ જુદાં ન રહેતાં એકરૂપ જ થઈ જાય. સુધાએ કહ્યું.

મારા મનમાં જે શંકા હતી તેનો બહેન, તમે બરાબર સ્પષ્ટ ખુલાસો કરી દીધો. હવે મને ખાત્રી થઈ કે આપણે એમ જ આલોચના કરવી જોઈએ અને તેથી જ સંપૂર્ણ એકરૂપ થઈ શકાય. કાંતાએ કહ્યું.

ખરી ધર્મભાવના પ્રમાણે તો આપણે ભૂલ કરીએ કે તરત જ માફી માગી લેવી જોઈએ. પણ દરેક વખત એવા સંજોગ ન હોય તેથી મુલતવી રાખવું પડે ને સંજોગો આવે ત્યારે પહેલી તકે માફી માગવી જોઈએ અને એ પહેલી તક તે મોડામાં મોડી સાંજના પ્રતિક્રમણ વખતે માફી માગી લેવી જોઈએ.

આજે તો આપણે માટે ઉત્તમ કામ થઈ ગયું. તો હવે છેવટમાં આપણે પ્રાર્થના કરીને જ ઉઠીએ.

હા પ્રાર્થના પણ કરવી જોઈએ આજે બપોરે મોટી બહેન, તમે એક પ્રાર્થના બનાવતા હતા તે પૂરી થઈ હોય તો એ જ ગાઈ સંભળાવો.

ભલે, જેવી તારી ઇચ્છા.

## સુધાની પ્રાર્થના

રાગ ધનાશ્રી

ત્રિપુટી અમારી અખંડ,
સદાપ્રભુ,
અમે ત્રણ રહીએ અખંડ
ભવો ભવના છી અમે સંગાથી,
બાંધી છે પ્રીત અભગ—સદા પ્રભુ૦
જીવનમાં સહુ સુખ દુખ સહીશુ,
સાથે રહી ઉછરંગ—સદા પ્રભુ૦
કરીએ ઉચ્ચતમ જીવન અમારૂ,
પાળી વ્રતો નિ શક—સદા પ્રભુ૦
જિન ભક્તિમાં, જન સેવામા,
વહે જીવન અમ અંત—સદા પ્રભુ૦
વિશુદ્ધ પ્રેમથી બની નિર્મોહી,
મુક્તિ તણો ઉમગ—સદા પ્રભુ૦
બની વિરાગી અને વિદેહી,
સંયમી જીવન અંત—સદા પ્રભુ૦
અપૂર્વ ધ્યાને, આશ અમારી,
પુરી થશે ભગવંત—સદા પ્રભુ૦

# ૧૪

## વ્રત અંગીકાર

બે દિવસ પછી મહારાજશ્રી ધરમચંદજી સ્વામી આવી ગયા. પ્રવીણ, સુધા અને કાંતા-બધા શ્રાવકોની સાથે ગામ બહાર પાદર સુધી સામે ગયા હતા. ત્યાં જ મહારાજશ્રીને વંદન નમસ્કાર કરી ઓળખાણ પાડી.

ઉપાશ્રયે પહોંચ્યા પછી, સૌના ગયા પછી સુખસમાચાર પુછયા અને સામાન્ય વાતો કર્યા પછી કહ્યું કે તેમને ત્રણેયને મહારાજશ્રી પાસેથી જ વ્રત ગ્રહણ કરવાની ઇચ્છા છે તો ફુરસદે શાંતિસદનમાં આવવાની વિનંતિ કરી.

મહારાજશ્રી એ સાંભળી બહુ ખુશી થયા. પણ તેમણે પ્રવીણને ઉપાશ્રયમાં વ્યાખ્યાન વખતે વ્રત લેવાનો આગ્રહ કર્યો.

મહારાજશ્રી, અમે એવી પ્રસિદ્ધિ ઇચ્છતા નથી. પ્રવીણે કહ્યું.

ભાઈ, તમે ત્રણેય હળુકર્મી આત્માઓ છો તેથી તમોને તો પ્રસિદ્ધિની ઇચ્છા હોય જ નહિ. પણ તમારે ધર્મનો ઉદ્યોત થાય એમ તો કરવું જોઇએ. મહારાજશ્રીએ કહ્યું.

મહારાજશ્રી, અમે વ્રત લઈએ એમાં ધર્મનો ઉદ્યોત થવા જેવું શું છે?

કેમ નહિ, તમારૂં દેખીને બીજાને પણ હોંશ થઈ આવે ને વ્રત લીએ એ પણ ધર્મનો ઉદ્યોત જ છે ને?

એ તો મહારાજશ્રી, મનની હોશ જોઈએ અને આપ આપના વ્યાખ્યાનમાં શ્રાવકોને એમ સમજાવો કે વ્રત લેવાં એ સહેલું કામ છે દરેક માણસ પોતાની જરૂરીઆત પ્રમાણે છુટછાટ રાખીને વ્રત લઈ શકે છે તો ઘણાં કોઈ એની મેળે તૈયાર થઈ જાય અત્યારે તો વ્રત પાળવાં બહુ આકરાં છે એમ લોકો સમજે છે માટે વ્રત નથી લેતા વ્રત સહેલાઈથી પાળી શકાય એ વાત સમજાવવાનું કામ આપનું છે

હું તો મારાથી બનતું સમજાવીશ પણ સાથે સાથે તમારો દાખલો જુએ તો માણસોને ખાત્રી થાય

તો અમે વ્રત લઈ લઈએ તે પછી આપ આપના વ્યાખ્યાનમા અમારો દાખલો આપી શકશો એટલે આપનો હેતુ પણ સરશે.

આખરે મહારાજશ્રીને પ્રવીણનું આમંત્રણ સ્વીકારવું પડ્યુ બપોરના મહારાજશ્રીને ફુરસદ તો હેય જ પણ વ્રત સવારના અંગીકાર કરવા એ વધારે સારું છે એમ મહારાજે કહ્યું તેથી બીજે દિવસે સવારના સાડા નવ પછી વ્યાખ્યાન ઉઠે ત્યારે મહારાજશ્રી શાંતિ સદન આવે એમ નક્કી થયું

સાંજના વસંતલાલ તથા સરલાને વ્રત લેવાની વાત કરી થોડી ચર્ચા પછી તેઓ બન્ને પણ વ્રત લેવા તૈયાર થઈ ગયા બીજે દિવસે પ્રવીણ સુધા કાંતા, વસંતલાલ અને સરલા વ્યાખ્યાનમાં ગયા હતા વ્યાખ્યાન પૂરું થતા સૌના ગયા પછી તેઓ મહારાજશ્રીને એકલાને (ચેલાઓને લીધા વિના) તેમની સાથે શાંતિસદનમા લઈ આવ્યા અને ઉપર પૈષધશાળા માટે ખાસ ઓરડો રાખેલો ત્યા બાજોઠ ઉપર મહારાજશ્રીને આસન આપી તેઓ બધા નીચે મહારાજશ્રીની સામે બેસી ગયા અને વિધિસર બાર વ્રત અંગીકાર કર્યા

તે પછી હાલમાં ધર્મભાવના ઘટતી જાય છે તે બાબતની ચર્ચા થઈ અને પ્રવીણે તેના તરફથી જૈન મહાવિદ્યાલય સ્થાપવાનું છે

તેની વાત કરી તેથી મહારાજશ્રી ખૂબ ખુશી થયા અને ખાસ જરૂરનું કામ પ્રવીણ કરી રહેલ છે તે માટે તેને ખૂબ ધન્યવાદ આપ્યા. પ્રવીણે હાલ તુરત એ વાત તદ્દન ખાનગી રાખવાની મહારાજશ્રીને ખાસ વિનંતિ કરી.

મહારાજશ્રીએ તે કામમાં અને તેટલી મદદ આપવાની ખાત્રી આપી ઉપરાંત એ બાબતમાં કંઈપણ માહિતી જોઈતી હોય તો આપી શકશે એમ કહી મહારાજશ્રી ઉપાશ્રય તરફ આવ્યા

તે નિયમે રાત્રે બધા નિવૃત્તિ બેઠા હતા ત્યારે વસંતલાલે મકાનના બાંધકામ, સમારકામ વગેરે આજસુધીનો બધો હિસાબ આપ્યો અને મોઢેથી સમજાવ્યો તેમ જ બાકી વધેલા રૂપીઆ પાછા આપી દીધા. તે પછી વસંતલાલે કહ્યું

વસંતભુવનનું મારે ભાડું શું આપવું તે કહો એટલે તે પણ આપી દઉં

( વસંતલાલ ગામનું મકાન ખરીદ કરી તેના ઉપર મેડી ચણાવી બધું ફરીથી પ્લાસ્ટર વગેરે કરવાનું વસંતલાલને સોંપેલું ત્યારે મકાનનું નામ વસંતભુવન રાખવાનું અને તે નામ મુખ્ય દરવાજા ઉપર લખાવવાનું પ્રવીણે વસંતલાલને કહી દીધું હતું )

વસંતભુવન આપનું જ છે. પ્રવીણે વસંતલાલને કહ્યું

હું રહું છું એટલે મારૂં છે એમ જ કહેવાય પણ ભાડાનું નક્કી કરો

ભાડાનો સવાલ નથી એ મકાન આપનું જ છે.

કાંઈ સમજાતું નથી

આપે અમારા માટે અને અમારા ટ્રસ્ટ માટે લીધેલી મહેનતના

મેં આપના માટે એવું કંઇ કર્યું નથી. અને એવી ભેટ હું સ્વીકારી શકું નહિ.

આપની પ્રામાણિક મહેનતની કિંમત આપને ન હોય એ સ્વાભાવિક છે. પણ અમને તો એની કિંમત છે. ને હોવી જ જોઇએ એ કિંમતનું મુલ્ય તો થાય એમ જ નથી આ તો અમારી નજીવી ભેટ છે

વસંતલાલે ઘણી ના પાડવા છતાં પ્રવીણ, સુધા અને કાંતાના આગ્રહને વશ થઇ કબુલ કરવુ જ પડ્યુ ને તે પ્રમાણે વસતકુંવર મકાન વસંતલાલના નામ ઉપર રજીસ્ટર કરાવી તેમના નામનો લેખ કરાવી લીધો

મુનિશ્રી ધરમચંદજી મહારાજ ઘણા વિદ્વાન હતા સૂત્રોનું જ્ઞાન બહુ સારૂં હતું છતા જ્ઞાનનું જરાય અભિમાન ન હતું તદ્દન સાદા અને સરળ હતા ઉપરાત તેમની યાદશક્તિ બહુ તીવ્ર હતી. અને દરેક જાતની માહિતીઓના તો ભંડાર જ હતા એવી પ્રવીણને અનુભવથી ખાત્રી થઇ ગઇ

મહારાજશ્રી પાસેથી એટલુ બધુ જાણવાનું મળતું કે પ્રવીણ, સુધા, કાંતા, વસંતલાલ તથા સગલા દરરોજ બપોરના બેથી ચાર મહારાજ પાસે જતા ઘણીવાર રાધા તથા રમાબહેન પણ જતા. કારણ તેમને પણ ધર્મભાવના સારી હતી પ્રવીણને મહારાજશ્રી તરફથી માહિતી મળી જે જૈન મહાવિદ્યાલયના કામમા ખાસ ઉપયોગી થઇ પડી.

મહારાજશ્રી એક મહિનો રોકાયા ત્યાંસુધી પ્રવીણ વગેરે પણ રોકાયા મહારાજશ્રી વિહાર કરી ગયા પછી પ્રવીણ, સુધા અને કાંતા પણ મુંબઇ તરફ રવાના થઇ ગયા



## ૧૫

# સુધાને માનપત્ર

હિંદની મુસાફરીએથી પાછા આવ્યા પછી પ્રવીણે તેના માતા પિતા તથા બંને સાસુ સસરાને મુંબઈ મળવા માટે બોલાવ્યા ન હતા. કારણ કે તેમને તુરત જ અમરાપર જવું હતું. હવે અમરાપરથી મુંબઈ પાછા આવી જતાં પ્રવીણે બધાયને મુંબઈ આવી જવાનું લખ્યું વડીલો બધાયને તેમના હિંદની મુસાફરીના અનુભવો જાણવાની જીજ્ઞાસા હતી ખરી પણ તેના કરતાંય વધારે જીજ્ઞાસા એ હતી કે સુધાના પરિણામ વખતે તેઓ મુંબઈમાં જ હાજર હોય કે જેથી તેઓ વહેલામા વહેલી તકે પરિણામ જાણી શકે. તેથી તેઓ પરિણામના આગલા દિવસે મુંબઈ પહોંચી ગયા.

સુધાને પાસ થવાની તો ખાત્રી જ હતી. પણ વડીલોને તો સુધા પહેલે નંબરે આવે તેની ઈંતેજારી હતી. બી. એ. માં સુધા પહેલા વર્ગમાં પહેલે નંબરે આવી હતી. તેથી આ વખતે પણ તેમને પહેલા વર્ગની જ ઈંતેજારી હતી.

વડીલોની ઇચ્છા અને આશિષ ફળી—તેવું જ થયું. આજે પરિણામ જાહેર થયું સુધા પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થઈ હતી. સર્વ વર્તમાનપત્રોએ સુધાને ખાસ અભિનંદન આપતાં આ ખબર મોટા અક્ષરે છાપ્યા હતા. ખબર સાંભળી ઘરમાં આનંદ આનંદ થઈ ગયો. વડીલો ખૂબ ખુશી થયા. સુધા પ્રવીણ પણ

ખુશી થયા હતા પણ સાથે ગભીર પણ હતા જાણે કે તેમને એમાં ખાસ કંઈ નવાઈ જેવુ લાગતુ ન હતુ તેમને કાઈ ડિગ્રીનો મોહ નહોતો ફક્ત સમાજસેવાના કામમા M. A એમ એ ની ડિગ્રીથી સરળતા થાય માટે જ ડિગ્રી લેવાનુ નક્કી કર્યુ હતુ ધાર્યા પ્રમાણે પાર પડ્યુ તેટલા પૂરતો તેમને આનંદ હતો

સુધા એક જૈન કન્યા, જૈન ગૃહિણી અને જૈન વિદ્યાર્થીની M A એમ એ મા પહેલા વર્ગમા પહેલે નબરે પાસ થાય એ જૈન કોમ અને જૈન સઘ માટે ગૌરવયુક્ત છે એમ વિચારી જૈન સંઘના અગ્રણીઓ શ્રી વીરચદભાઈ, દીપચદભાઈ, નેમચદભાઈ અને હીરાચદભાઈ આજે પ્રવીણને ત્યા આવ્યા

નામથી સૌ એક બીજાને જાણતા હોવા છતાં કોઈ રૂબરૂ મળેલા નહોતા તેથી સઘના શેઠીઆઓએ પહેલાં તેમની પોતાની ઓળખાણ આપી અને પછી પ્રવીણે તેના માતાપિતા, સાસુ સસરા વિગેરે સર્વેની ઓળખાણ કરાવી

ઓળખાણ વિધિ પતી ગયા પછી વીરચદભાઈએ સુધાના એમ એ મા પહેલે નબરે પાસ થવા માટે ખુશાલી વ્યક્ત કરી અને પછી કહ્યુ કે તેઓ સઘ તરફથી આવેલ છે અને સંઘ સુધાને માનપત્ર આપવા ચાહે છે તેનું આમત્રણ આપવા આવ્યા છીએ વડીલો તો તેમના પ્રસ્તાવમા એકદમ સમત થઈ ગયા કારણ કે તેમના સતાનનું ગૌરવ વધે તેમાં તેમને તો ખુશી થવાનુ જ હતુ પણ પ્રવીણે ચોખ્ખી ના પાડતાં કહ્યુ કે પરીક્ષા પાસ કરી કે યુનીવર્સીટીની મોટી ડિગ્રી મેળવી તેમાં સઘનું માનપત્ર લેવા જેવુ કોઈ મહત્ત્વનું કામ કર્યું નથી સુધાએ પણ એમજ કહી માનપત્ર લેવાની ના પાડી

પરંતુ વીરચદભાઈ વિગેરે શેઠીઆઓ એમ ગઈ નાસીપાસ થાય તેવા નહોતા માનપત્ર આપવામા તેમને મન તેમની પોતાની

આગ્રહનો સવાલ હતો. તેથી ચારેય શેઠીઆઓએ ખૂબ આગ્રહ કર્યો. અત્યંત આગ્રહથી હારીને કે શરમાઇને પ્રવીણને તેમ જ સુધાને એ આમંત્રણનો સ્વિકાર કરવો પડ્યો. રવિવારે સૌને ફુરસદ હોય માટે આવતા રવિવારનો દિવસ માનપત્ર માટે નક્કી કર્યો. અને સવારનો સાડાનવનો સમય નક્કી કર્યો. સંઘનું માનપત્ર હોઇ સ્થળ તરીકે ઉપાશ્રય જ પસંદ કરવામાં આવ્યો.

ચુનીલાલ શેઠ, ચીમનલાલ શેઠ અને જીતુ શાહ જે રવિવાર પહેલાં ચાલી જવાના હતા તે હવે માનપત્રના મેળાવડા સુધી રોકાઈ ગયા ઉપાશ્રયમાં ધર્મદાસ મુનિ હતા ઉપરાંત ઘાટકોપરથી શાંતિચંદ્ર મુનિ તેમ જ વિલેપારલેથી હર્ષચંદ્ર મુનિ પણ આ પ્રસંગ માટે ખાસ મુંબઇ આવી ગયા.

ઉપાશ્રય મોટો વિશાળ હોવા છતાં આજે રવિવારે ચિકાર ભરાઇ ગયો હતો. કારણ એક તો વિદ્વાન સાધુજીઓનાં વ્યાખ્યાન થવાના હતા અને બીજું સંઘ તરફથી એક સ્ત્રીને માનપત્ર આપવાનું હતું કે જેવો પ્રસંગ સંઘની કારકિર્દીમાં પહેલવહેલો જ હતો તેથી આનંદ, કુતુહલ, જિજ્ઞાસા વિગેરે જુદા જુદા ઉદ્દેશથી લોકો સારી સંખ્યામાં ભેગા થયા હતા.

વ્યાખ્યાન પૂરૂ થયા પછી બરાબર સાડા નવે સભાનું કામકાજ શરૂ કરવામાં આવ્યું. સભાની સામાન્ય વિધિ થઈ ગયા પછી સંઘના પ્રમુખશ્રી વીરચંદભાઈએ માનપત્ર વાંચી સંભળાવ્યું અને તે ચાંદીના ખામ કોતરેલા કળશમાં મૂકી સુધાને અર્પણ કર્યું તથા રંગીન કપડાનાં કુનડાઠીથી બનાવેલા હાર તોરા આપ્યા. તેનો જવાબ આપવા માટે સુધા ઉભી થઇ

પહેલા ગુરુ મહારાજશ્રીઓને વંદન નમસ્કાર કર્યાં અને પછી સંઘના પ્રમુખ સાહેબ, ભાઇઓ તથા બહેનોને ઉદ્દેશીને સુધાએ નીચે પ્રમાણે ભાષણ કર્યું.

## સુધાનું ભાષણ

એમ એ મા હું પાસ થઈ તે બદલ આપ સર્વે ભાઈ-બહેનોએ મને જે માન આપ્યુ છે તે માટે આપ સર્વે ભાઈઓ તથા બહેનોનો ઉપકાર માનું છુ પરંતુ આપને એ ખબર નથી કે ખરી રીતે હું એ માનને યોગ્ય નથી. કારણ કે પાસ થવા માટે સામાન્યરીતે મારે જેટલો અભ્યાસ કરવો જોઇએ તેટલો અભ્યાસ કરવાને મને વખત મળ્યો નહોતો

વળી એમ એ ની ડિગ્રી મને મળે કે ન મળે તેથી મને કાંઇ ખાસ લાભ કે નુકશાન હોય તેવુ દેખાતું નહોતું મારા જીવન માટે મને એમ એ ની ડિગ્રીની કાંઇ જ જરૂરીઆત નહોતી તેથી ડિગ્રી માટે પરીક્ષામા બેસવાની મારી ઇચ્છા નહોતી

પરંતુ મારા પતિદેવની દૃષ્ટિ મારા જેવી સંકુચિત નહોતી. અમારા આંતરિક જીવન માટે મારે હવે કોઇ નવી ડિગ્રી લેવાની જરૂર નથી એ તો તેઓશ્રી સમજતા હતા પણ અમારા ભાવી જીવનમાં અમે સમાજસેવા માટે, ધર્મસેવા માટે જે કાંઇ કરવા માગીએ તેમાં હું એમ એ ની ડિગ્રી લઉં તો વધારે સગવડતા થશે એમ મારા પતિદેવની દૃઢ માન્યતા હતી આજનો મેળાવડો, આપનું માનપત્ર એ પૂરવાર કરે છે કે મારા પતિદેવની માન્યતા સાચી હતી અને સાચી છે

એ દૃષ્ટિથી મારા પતિદેવની માન્યતા સાચી હશે એમ મેં તે વખતે જ માની લીધુ અને તેમની ઇચ્છાને માન આપી એમ એ. નો અભ્યાસ કરવાને હું કબુલ થઇ મારા પતિદેવની ઇચ્છાને માન આપવુ એ મારી પહેલી ફરજ હતી તેમ જ એમ એ થવાથી હું સમાજને કાંઇક પણ વધારે ઉપયોગી થઇ શકું તેમ

હોય તો તે પ્રમાણે કરવાની પણ મારી ફરજ હતી.) તેથી હું અભ્યાસ કરવાને તૈયાર થઈ. અભ્યાસ ફરી શરૂ કર્યો.

પરંતુ વળી સંજોગો એવા આવ્યા કે અભ્યાસ અટકી પડ્યો. પરીક્ષાનો વખત તો નજીક આવતો જ જતો હતો. ત્યારે મારી કાંઇ તૈયારી હતી જ નહિ. છતાં મારા પતિદેવને હિંમત હતી કે થોડા દિવસમાં પણ તેઓ મને તૈયાર કરી દેશે. અને ખરેખર એમ જ થયું.

મારા પતિદેવે યુનીવર્સિટીની કોઇ પરીક્ષા પસાર કરી નથી છતાં તેમનું જ્ઞાન કોઇ ડિગ્રીધારી કરતાં વધારે છે. અને એમની શિક્ષણ પદ્ધતિ, સમજાવવાની આવડત એવી સરસ છે કે કોઇ પણ વિદ્યાર્થી વગર વાંચ્યે, વગર મહેનતે તુરત બધું સમજી જાય. એમ. એ. માં મેં તત્ત્વજ્ઞાનનો ખાસ વિષય લીધો હતો. મારા પતિદેવે થોડા દિવસમાં જ સર્વ તત્ત્વજ્ઞાનની સમજ આપી દીધી એટલું જ નહિ પણ બધાય કરતાં જૈન તત્ત્વજ્ઞાનમાં ક્યાં ફરક છે, જૈન તત્ત્વજ્ઞાન શા માટે સર્વોત્તમ છે તે તેમણે મને સમજાવ્યું. એ ઉપરથી જ હું એક ખાસ નિબંધ લખી શકી અને તેને લીધે જ હું પહેલે નંબરે પાસ થઇ શકી.

એટલે આ ડિગ્રી મેળવવાનું જે કાંઇ માન હોય તે સર્વ માનના અધિકારી મારા પતિદેવ જ છે. માટે આપે આપેલું સર્વ માન હું તેમને જ અર્પણ કરૂં છું. એમ કહી સુધાએ માનપત્ર પ્રવીણ પાસે મૂકી હાર એવી રીતે ફેંક્યો કે તે બરાબર પ્રવીણના ગળામાં આવી ગયો. ઉપાશ્રયમાં સ્ત્રી પુરુષો અલગ અલગ બેઠેલા હતાં. ત્યારે મહારાજશ્રીની હાજરીમાં સુધા પ્રવીણની પાસે જઇ હાર પહેરાવે તે યોગ્ય ન દેખાય એમ ધારી સુધાએ આ પ્રમાણે દૂર રહીને પણ હાર પહેરાવી દીધો.

(સર્વે સભાજનોએ આનંદના ઉદ્‌ગારો કાઢ્યા ઉપાશ્રયમાં તાળીઓ પાડી જીવહિંસા કરવી એ અયોગ્ય છે તેથી સભાજનો ખુશાલીના આવેશમા પણ તાળી પાડતા અટકી ગયા હતા અને મોઢેથી જ આનંદના ઉદ્‌ગારો કાઢ્યા હતા. ધન્યવાદ આપ્યા હતા તે પછી સુધાએ આગળ ચલાવ્યુ )

આપનું આમત્રણ સ્વીકારવુ પડ્યું ત્યારે મેં બે ઉદ્દેશ સાધવના ધારેલા (૧) ખાસ લાયકને લાયક માન આપવુ અને (૨) આપણામા અત્યારે ખોટી માન્યતાઓ કે રૂઢીઓ પેસી ગઇ છે તેનું થોડુંક દિગ્દર્શન કરાવવુ

આ માન મારા પતિદેવને અર્પણ કરી મેં મારો પહેલો ઉદ્દેશ પૂરો કર્યો છે. હવે મારા બીજા ઉદ્દેશ માટે આપને બે શબ્દો કહેવા ધારૂં છું લગભગ આપ સર્વે ભાઇઓ કરતાં હું ઉમરમાં નાની છુ. ત્યારે સૌના મનમા સ્વભાવિક જ પ્રશ્ન થાય કે નાને મોઢે મોટી વાત કરનાર હું કોણ? માટે પહેલી જ હું આપને ખુલાસો કરી દઉં કે મારી સમજમાં જે આવ્યુ છે કે જે આવે છે તે ફક્ત હું આપને સુચનારૂપે જણાવવાની છુ જ્ઞાન અને સમજણને ઉમર સાથે કાંઇ ખાસ સબધ હોતો જ નથી છતા આપ સૌ માની શકો છો કે લગભગ પોણોસો વર્ષની ડોશી પ્રમાણે જ હું મારા પોતાના લગભગ પોણોસો વર્ષના પ્રત્યક્ષ અનુભવની વાત જ કહું છુ

આજે આપણે જ્ઞાન અને મહત્તાનું આરોપણ ડીગ્રીધારીમાં અથવા પદવીધારી કે અધિકારીમાં જ કરી દીધુ છે. [એ પદવીધારી કે અધિકારી સર્વગુણસંપન્ન હોય એવી રીતે આપણે તેમને માન આપીએ છીએ ધર્મને લગતી સભા હોય તેના પ્રમુખ તરીકે ધર્મના આંકડોય ન જાણતો હોય પણ પદવીધારી કે અધિકારી હોય તો આપણે તેને લાયક ગણીએ છીએ. એટલે આપણે ઉંધે રસ્તે

ચાલીએ છીએ. અમલનો માર્ગ અપનાવીએ છીએ અને એ રીતે આપણી ભાવી પ્રજા—આપણા બાળકોને અમલ અને દંભનું શિક્ષણ આપણે આપી રહ્યા છીએ.

આપ સૌ કોઇ જાણો છો કે યુનીવર્સીટીની શિક્ષણ પદ્ધતિથી માણુસ ધર્મને ભૂલી જાય છે, ધર્મશ્રદ્ધા ખોઇ બેસે છે, અને નાસ્તિકતાની હદ સુધી પહોંચી જાય છે. અને છતાં યુનીવર્સીટીની ડિગ્રી તરફનું માન, અભિમાન મુકાતું નથી. આપ શ્રી સંઘે મને એમ. એ. થવા માટે માન આપ્યુ પણ આપે વિચાર્યું કે એમ. એ. થવામાં મને અંગત શો ફાયદો અને તેથી શ્રી સંઘને શો ફાયદો? જૈન તત્વજ્ઞાન સંબંધી નિબંધ લખીને હું પાસ થઇ છું એની કાંઇક મહત્તા ગણી શકાય, પણ આપને તો તેની ખબરેય નહોતી. આપે તો મને જડવાદી શિક્ષણની એક ઉંચી ડિગ્રી લેવા માટે મને માન આપ્યું. એ આપને એક જૈન સંઘ તરીકે—જૈનત્વ તરીકે ઉચિત લાગે છે?

આવી રીતે આપણે અમલ અને દંભ કેળવીએ છીએ. આવી રીતે ધર્મનો ઉદ્યોત થવાનું આપ માનતા હો તો ભલે. બાકી હું તો જોઇ શકું છું કે આથી તો ધર્મનો હ્રાસજ થઇ રહ્યો છે. ધર્મનો જ્યાં ખરો ઉદ્યોત છે ત્યાં તો આપણે તદ્દન બેદરકાર રહીએ છીએ. તેથી આપણે પોતે જ આપણા ધર્મને નીચો પાડીએ છીએ.

દાખલા તરીકે દૈવી સહાયથી મારા બહેન શ્રી કાંતાબહેન મૃત્યુ જેવી હાલતમાંથી પણ નિરોગી, જીવંત બેઠા થયા તેને લીધે અમે ત્રણેએ અમારા પૂર્વભવ જાણ્યા એટલું જ નહિ પણ તે આખોએ વૃત્તાંત વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયો. અમારો પૂર્વ વૃત્તાંત સાચો છે એની પણ વર્તમાનપત્રોએ ખાત્રી કરી અને ખાત્રી પ્રસિદ્ધ કરી. એ વૃત્તાંતથી ખરેખરો જૈન ધર્મનો ઉદ્યોત બતાવી શકાય છે. અમારા પૂર્વભવમાં જૈનધર્મને પામીને અમે આ સ્થિતિએ પહોંચ્યા

છીએ એ ચોખ્ખું દેખાય છે. છતાં આપને એ પ્રસંગનું કશુંય મહત્વ લાગ્યું નથી, મહત્ત્વ દેખાયું નથી એ શું શોચનીય નથી?

આ સ્થિતિ આવવાનું કારણ એક જ છે કે આપણે આપણા ધર્મને ભૂલી ગયા છીએ. ખરા ધર્મને ભૂલી ગયા છીએ. અને તેને બદલે કિર્તી, પદવી અને અધિકાર ઉપર જ મોહી ગયા છીએ. આપણે આપણું મહત્વ ભૂલી જઇ, આપણી મેળે જ અસત્ય, દંભ અને ખુશામતના ખાડામાં ગબડી પડ્યા છીએ. આપણે આપણા ધર્મનો ખરો ઉદ્યોત કરવો હોય તો એ ખાડામાથી આપણે બહાર નીકળવાની પહેલી જરૂર છે.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે પચીસસો વર્ષ પહેલાં હિંદુસ્તાનની ચાલીસ કરોડ વસ્તીમાં ઓછામાં ઓછા ત્રીસ કરોડ જૈનો હતા તેને બદલે આજે જૈન એક નાનામાં નાની કોમ થઇ ગઇ છે. આ ક્ષીણતા, આ અવનતિ થવાનું એજ કારણ છે કે આપણે અસત્ય, દંભ અને ખુશામત વધારેને વધારે અપનાવતા ગયા અને તેમ તેમ અવનતિ પણ વધતી ગઇ.

પણ મહાજન જ પતાવતું. એટલે લોકોને કોર્ટમાં બહુ ઓછું જવું પડતું.

જૈનો મુખ્યત્વે વણિક કોમના જ હતા અને આજે પણ એમ જ છે. મહાજન વણિક કોમનું હતું અને વાણિયાનો મોટો ભાગ જૈન હોવાથી મહાજનમાં પણ મોટો ભાગ જૈનોનો જ હતો. પણ કેટલાંક મહાજન બધી હિંદુ કોમનું બનેલું હતું. એટલું જ નહિ પણ આખા ગામને લગતો પ્રશ્ન હોય અને ગામમાં હિંદુ સિવાય મુસલમાન વગેરે બીજી કોમ હોય તો તેના પ્રતિનિધિને પણ મહાજનમાં ઉમેરવામાં આવતા.

આજે સાધારણ રીતે આપણે એમ માનીએ છીએ કે સંઘ અથવા મહાજનના સભ્યો વંશપરંપરાગત રહેતા પણ એ માન્યતા ખોટી છે. સંઘ અથવા મહાજનના સભ્યો કે જે શેઠીઆઓના નામે ઓળખાતા તેમનું સભ્યપણું વંશપરંપરાગત નહોતું. પણ ચુંટણીથી નીમાતા. પરંતુ એ ચુંટણી આજના કરતાં જુદી જાતની હતી.

નાત અથવા કોમ એટલે અમુક કુટુંબોનો સમૂહ. કુટુંબ એટલે એક ઘરમાં રહેનારૂં જ કુટુંબ નહિ. પણ મૂળ એક બાપદાદાના વંશજો જે અત્યારે ગમે તેટલા નાના કુટુંબોમાં વહેંચાઈ ગયા હોય પણ તે બધા ય એક જ બાપના વારસો, ભાયાતો હોઈ તે બધાનું એક કુટુંબ ગણાતું. એવા મોટા મોટા કુટુંબો જેટલા તે ગામમાં હોય તે દરેકના તરફથી એક અથવા બે પ્રતિનિધિ ચુંટાતા. સામાન્ય રીતે એક કુટુંબનો એક જ પ્રતિનિધિ ચુંટાતો પણ કોઈ કુટુંબની શાખાઓ ઝાઝી વિસ્તરી હોય અને તેથી એક કુટુંબ બહુ મોટું થઈ ગયું હોય તો તેના તરફથી બે પ્રતિનિધિઓ પણ ચુંટાતા.

એ પ્રમાણે ચુંટાયેલ પ્રતિનિધિઓનું મહાજન બનતું કોઈ ચુંટાયેલો પ્રતિનિધિ ગેરહાજર હોય તો તેની બદલીમાં કુટુંબ તરફથી બીજો પ્રતિનિધિ મોકલાતો

કેટલીક વખત એવુ બનતું કે બાપને એક જ દીકરો હોય અને તે બાપના જેવો જ હુશીઆર હોય ત્યારે તેના બાપ પછી તે પ્રતિનિધિ ચુટાતો અને એવું બે ત્રણ પેઢી થાય ત્યારે પ્રતિનિધિપણું વારસાગત છે એમ કેટલીક વાર ખોટી માન્યતા લોકોમાં બેસી જતી ત્યારે બીજે પક્ષે એમ પણ બનતું કે એક મોટુ કુટુબ ઘણા નાના કુટુંબોમાં વિસ્તરેલું હોય તેમા પણ જે સૌથી મોટાનું કુટુંબ હોય તે જ કુટુમ્બમાંથી જો ઉપર પ્રમાણે બે ત્રણ ચાર વાર પ્રતિનિધિ નીમાતો ત્યારે એ કુટુંબમાંથી જ પ્રતિનિધિ નીમાય એવી માન્યતા બધાઈ જતી.

પરંતુ એ માન્યતાઓ ખોટી છે. મહાજનનું પ્રતિનિધિત્વ કુટુંબોની ચુંટણીથી જ મળતું એ પ્રમાણે ચુટાયેલા પ્રતિનિધિઓમાં જે સૌથી અગ્રેસર હોય તેને નગરશેઠ અથવા પ્રમુખ તરીકે ચુટવામાં આવતો. અગ્રેસર એટલે દરેક બાબતમાં અગ્રેસર–ધનમાં, પરોપકારમાં, દાનમાં, સામાજીક કામોમા વગેરે દરેક બાબતમાં જે મોખરે રહેતો તે નગરશેઠ બનતો

નગરશેઠ મહાજન તરફથી ચુટાતો તેમ જ ગામમા રાજા ,હોય તો રાજા પણ લાયક માણસને નગરશેઠ તરીકે ચુટતા અને મહાજન તેને કબુલ કરતું. મુખ્યત્વે એ યાદ રાખવાનું છે કે લાયકાત જોઈને જ દરેક ચુટણી થતી.

આ પ્રમાણે ચુટાયેલું મહાજન ગામમાં સર્વોપરી સત્તા ભોગવતું ઘણીવાર રાજાને પણ મહાજનનું કહેલું માન્ય કરવુ પડતું અને મહાજન પણ ઘણી જ હુશીઆરી, ડહાપણ અને દૂરંદેશીથી કામ કરતું તેથી પ્રજાને પણ મહાજનથી ખૂબ સંતોષ થતો મહાજન નિષ્પક્ષપાતપણાથી કામ કરતું તેથી તે એક સંપથી કામ કરી શકતું અને તેથી પ્રજાને મહાજનનો નિર્ણય સંતોષકારક લાગતો અને તે માન્ય કરતા

આવી આપણી ઉત્તમ સામાજીક અને ધાર્મિક વ્યવસ્થાઓ હતી. સંઘ અને મહાજનની ગુંટણી એકસરખી રીતે જ થતી. મહાજન સામાજીક વ્યવસ્થા સંભાળતું સારે સંઘ ધાર્મિક વ્યવસ્થા સંભાળતું.

સાઠેક વર્ષથી આ ઉત્તમ વ્યવસ્થામાં આસ્તે આસ્તે ગાબડાં પડવા માંડ્યા. નિષ્પક્ષપાતની જગ્યાએ સ્વાર્થે થાણું જમાવ્યું. સ્વાર્થની સાથે તેના સહાયકો—દ્વેષ, મમત્વ, પક્ષપાત, દંભ, અભિમાન વિગેરે સાથે આવી લાગ્યા. તેથી મહાજનનો સંપ તૂટ્યો, મહત્તા ઘટતી ગઇ, મહાજનનું માન દિવસે દિવસે ઓછું થતું ગયું. હુશીયારી, ડહાપણ, દુરંદેશી ચાલ્યાં ગયાં અને પરિણામે આજે મહાજનનું અસ્તિત્વ નામનું જ રહ્યું છે.

આગળ બુદ્ધિ વાણીયાની કહેવત આગળ કરી આપણે હરખાઇએ છીએ પણ આપણી બુદ્ધિએ દિવાળું કાઢયું છે એ જોવાની આપણને તમા નથી આપણે કેટલા નીચા ઉતરી ગયા છીએ તે જોવાની આપણને દરકાર નથી. પણ ભાઇઓ યાદ રાખજો કે વખત એવો આવી લાગ્યો છે કે આપણે ચેતીશું નહિ તો જૈનોનું નામનિશાન પણ ભુસાઇ જશે—ધાર્મિક રીતે જ નહિ પણ આર્થિક રીતે પણ આપણે ખતમ થઇ જશુ.

આપણી કોમનો ઘણો મોટો ભાગ મધ્યમ વર્ગનો છે, આજે મધ્યમ વર્ગનો કોઇ સહાયક નથી. મધ્યમ વર્ગનું કોઇ સંગઠ્ઠન નથી. મધ્યમ વર્ગની નથી દરકાર સંઘને કે મહાજનને, તેમ નથી દરકાર અધિકારીઓને. એક બાજુ ધનવાન અને અધિકારીઓ અને બીજી બાજુ મજૂરો એ બેની ભીંસમાં મધ્યમ વર્ગ જરૂર ભીંસાઇ જશે, ખતમ થશે. એટલે કે જૈનોનો મોટો ભાગ ખતમ થશે. અને એ બેદરકારીના જોખમદાર ફક્ત સંઘ અને મહાજનના શેઠીઆઓજ ગણાશે.

માટે ભાઇઓ, જૈન તરીકે બચવું હોય, જૈન તરીકે ઉભા રહેવું હોય તો આજથીજ ચેતો સમજો સગઠન કરો અને ચાંપતાં ઉપાયો લીઓ કે જેથી આપણી હસ્તી કાયમ રહે

આપે મને જે માન આપ્યુ છે તેમજ આ પ્રમાણે મારા વિચારો દર્શાવવાની તક આપી છે તેને માટે ફરી ફરી આભાર માની હું મારૂં વક્તવ્ય પૂરૂં કરૂં છુ

વિદ્વાન મહારાજશ્રી ધર્મદાસજીએ સુધાના ભાષણની ખૂબ પ્રશંસા કરતાં અનુમોદન આપ્યુ અને આવતા ભય સામે કમ્મર કસવા સઘને ખાસ આગ્રહ કર્યો

સંઘપતિ શ્રી વીરચંદભાઇ શેઠે સઘમા ઘુસી ગયેલી બેદરકારી કબુલ કરતા કહ્યુ કે હવે આપણે જૈનોએ ચેતવાની ખાસ જરૂર છે એ ચેતવણી આપવા બદલ, વસ્તુસ્થિતિનું યથાસ્થિત બ્યાન કરી સંઘનું તે તરફ ધ્યાન દોરવા માટે સુધા બહેનનો ખાસ ઉપકાર માન્યો અને વખત ઘણો થઇ ગયો હોવાથી એ વિચાર માટે ખાસ સભા બોલાવવાનું નક્કી કરી આ સભા પૂરી કરી સભાજનો એટલા બધા ખુશી થયા હતા કે તેમણે પ્રવીણચંદ્ર, સુધાદેવી અને કાંતાદેવીના જયજયકાર બોલાવ્યા અને પછી જ વિખરાયા



## ૧૬

# જૈન મહાવિદ્યાલયની યોજના

**સા**માન્ય રીતે જૈન સંઘોની સભામાં વર્તમાનપત્રોના ખબરપત્રીઓ આવતા નથી. પરંતુ સુધાને માનપત્ર આપવાના ખબર પાડેલી અને મિત્ર છોટુભાઈને મળેલા જ. એટલે તેઓ પોતે તથા ઉર્મિલા આવેલા એટલું જ નહિ પણ યુનાઇટેડ અને એસોશીએટેડ પ્રેસના ખબરપત્રીઓ સુખલાલ તથા સુમંતલાલ પણ તેમની પત્નીઓ સહિત આવેલા. આ ખબરપત્રીઓ પણ હવે તો મિત્રો જ બની ગયેલા અને વળી તેમણે જૈન ધર્મ સ્વીકારેલો એટલે તેઓ પણ સભામાં આવેલા.

સુધાનું ભાષણ તેમને ખાસ આકર્ષક લાગવાથી પહેલેથી જ તેમણે નોંધ લખવા માંડેલી તે ઉપરથી આખે આખું ભાષણ તેમણે લખી કાઢ્યું. અને સભાનો રીપોર્ટ તથા ભાષણ તેમના દરેક ખરાક વર્તમાનપત્રને મોકલી આપ્યું, તેથી તે ભાષણ બધાય વર્તમાનપત્રોમાં છપાયું. ગુજરાત કાઠીયાવાડના વર્તમાનપત્રોએ તો ખાસ તંત્રી લેખો લખી મહાજનસંસ્થાની જરૂરીઆત બતાવી અને મહાજન સંસ્થાને ફરીથી ગામેગામ સજીવન કરવાની ભલામણ કરી.

સુધાએ હવે ઓફીસ-દુકાનનું પત્રવ્યવહારનું બધું કામ સંભાળી લીધું કાંતાએ હિસાબનું બધું કામ સંભાળી લીધું પ્રવીણને માથે હવે દેખરેખ રાખવાનું અને સલાહસૂચના આપવાનું કામ જ રહ્યું હતું

પ્રવીણે દુકાનની કમાણીના વધારાનાં નાણાં જુદા જુદા શેરોમાં રોક્યા હતા જ્યારે તે શેરો ખરીદેલા ત્યારે બજાર ભાવ બહુ નીચા હતા તે પછી જેમ દરેક વસ્તુના ભાવ વધતા ગયા હતા તેમ શેરના ભાવ પણ વધી ગયા હતા વળી શેરબજારમાં વધઘટ હમેશ થયા જ કરે તેથી પ્રવીણે શેર બજાર ઉપર ખાસ ધ્યાન આપી જે જે શેરના ભાવ ખાસ ઉંચા જાય તે તે શેરો તે વખતે વેચી નાખ્યા એવી રીતે વેચવાથી એમાં એને ઘણો સારો નફો મળ્યો.

બીજી બાજુથી તેણે જગ્યાની તપાસ કરવા માંડી ગામમાં નજીકમાં અથવા મધ્યસ્થ સ્થાનમાં ક્યાંય જગ્યા મળે તેમ હતું જ નહિ એટલે તેણે ગામ બહાર નજીકમાં નજીક જગ્યા મેળવવા તરફ નજર દોડાવી સદ્ભાગ્યે સેન્ટ્રલ સ્ટેશનની સામે જ ખાલી જમીનનો એક મોટો ટુકડો સસ્તા ભાવે મળી ગયો તેની નજીકમાં જમીનનો એક બીજો ટુકડો મળી ગયો. તેની સામી બાજુ નજીકમાં ઘણાં જુના મકાનો હાડપીંજર હતાં તે બધાંય તેણે જુદા જુદા નામે એક સાથે ખરીદ કરી લીધા આથી તેને જમીનના ટુકડા તથા મકાનો બહુ સસ્તા ભાવમાં મળી ગયા

ખરીદ કરેલા જુના મકાનોમાં ભાડુતો રહેતા હતા તેમને ખાલી કેમ કરાવવા તે સૌથી મોટી મુશ્કેલી હતી પ્રવીણ, સુધા અને કાંતાએ બેસી મળી વિચાર કરી તેનો પણ તોડ કાઢ્યો

ગામમાં ઘણી જગ્યાએ જમીનના નાનાં ટુકડાઓ હતા તેના માલિકો નાણાંના અભાવે મકાન બાંધી શક્યા નહોતા તે ટુકડાઓ

સસ્તા ભાવે મળી ગયા તેના ઉપર સાદા મકાનો બાંધી, તેણે ખરીદ કરેલ જુના મકાનના ભાડુતોને તે નવા મકાનોમાં મોકલી આપ્યા. પછી નવા મકાનો વેંચી નાખ્યા. આમ કરતા તેને કાંઈ નુકશાન થયું નહિ પણ ઉલટો થોડો નફો રહ્યો.

આ પ્રમાણે બધા જુના મકાનો ખાલી થઈ ગયા એટલે પ્રશીણ, સુધા અને કાંતાએ મળી તેનો એક નકશો તૈયાર કર્યો. પછી તેના બે ભાગ કર્યા. એકમાં વિદ્યાર્થીઓને રહેવા માટે જૈન છાત્રાલય બનાવવાનું નક્કી કર્યું. બીજા વિભાગમાં શિક્ષકો અધ્યાપકોને રહેવા માટેના મકાનો રાખ્યા. અને તેનું નામ જૈન વસતીગૃહ રાખ્યું. તેમની ધારણા એવી હતી કે શિક્ષકો અને અધ્યાપકોને રહેવા આપતાં પણ જગ્યા વધશે. તે જગ્યા જૈનોને સસ્તાભાડે ભાડે આપવી ઉપરાંત બાજુમાં વિશેષ જગ્યા, મકાન જ્યારે પણ મળે ત્યારે લઈ લઈને તેમાં પણ જૈનોને સસ્તે ભાડે રાખવા એમ ધારણા રાખેલી તેથી જૈન વસતીગૃહ નામ તેમને યોગ્ય લાગ્યું.

તે પછી તેમણે મકાનોમાં સુધારા વધારા કેવી રીતે કર્યા કરવા તે તેમની મેળે નક્કી કર્યું અને પછી એક કુશળ જૈન ઇજનેર સ્થપતિને બોલાવી તેનો અભિપ્રાય પૂછ્યો. તેમણે ધારેલા સુધારા વધારા બરાબર સારા છે એમ ઇજનેરનો પણ અભિપ્રાય થયો એટલે તે પ્રમાણે કરવાનું ઇજનેરને સોંપી દીધું.

ઉપરાંત મહાવિદ્યાલય માટે જુદા જુદા મકાનો બાંધવા માટે ઇજનેર પાસે નકશા તૈયાર કરાવ્યા. રસ્તા પરનું મુખ્ય મકાન સંચાલન વિભાગ માટે રાખવાનું ઠરાવ્યું. અને જુદી જુદી પાઠશાળાઓ માટે તેમ જ નિશાળ માટે જુદા જુદા મકાનોની યોજના કરી દરેક મકાન માટેના નકશા તૈયાર થઇ ગયા એટલે બધાએ ભેગા મળી તેની યોગ્યાયોગ્યતાનો પૂરતો વિચાર કર્યો. અને પછી જરૂરના સુધારા

વધારા કરાવી ફરી નકશાઓ તૈયાર કરાવ્યા. અને તે પ્રમાણે મકાનો બાંધવાનું તે ઇજનેરને સોંપી દીધું. મકાનો બનતી ઉતાવળે તૈયાર કરવાની ઇજનેરને ભલામણ કરી.

મકાનનું કામ શરૂ થઇ ગયું એટલે હવે પ્રવીણ, સુધા અને કાંતાએ મળી જૈન મહાવિદ્યાલયમાં કયા કયા વિષયોનું શિક્ષણ આપવું અને કઇ કઈ પદવીઓ આપવી તે નક્કી કર્યું. તે પ્રમાણે જૈન મહાવિદ્યાલયની શિક્ષણક્રમની મુખ્ય યોજના તેમણે ઘડી કાઢી.

આ યોજના ઘડવામાં તેમણે વિદ્યાર્થીને થોડા વખતમાં જરૂર પુરતું બધું જ્ઞાન આપી શકાય તેવી યોજના ઘડવાનું લક્ષ રાખ્યું. કારણકે વિદ્યાર્થીને તેના જીવનમાં ઉપયોગી ન થાય અને અત્યારે તેને ભણવાનો બોજો વધે તેવા વિષયો અને તેવો ક્રમ ન રખાય તેનું ખાસ ધ્યાન આપ્યું. અને જીવનમાં ઉપયોગી લગભગ બધા વિષયોનું જ્ઞાન આપવાનું નક્કી કરી તેમણે યોજના ઘડી કાઢી. તે યોજનાની વિગત આ પ્રમાણે હતી:—

શ્રી

# જૈન મહાવિદ્યાલય, મુંબઈ

*

જૈન બાળકોને,

જૈન યુવકોને

જૈન યુવતિઓને

જૈન ધર્મનું તેમ જ

વ્યવહારોપયોગી વિષયોનું

શિક્ષણ આપવાની

યોજના

*

ખરેખરૂ સુખ પરમસુખ, શાશ્વત સુખ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખનાર દરેક મનુષ્યનુ અંતિમ લક્ષ્ય મોક્ષ છે અને હોવું જોઈએ અને દરેક મનુષ્યનો જીવન વ્યવહાર-આચાર વિચાર રહેણી કરણી સર્વ એ લક્ષ્યને અનુસરીને જ હોવાં જોઈએ, રહેવાં જોઈએ એ વાત સર્વે વિદ્યાર્થીઓના મનમાં પહેલેથી બરાબર ઠસી જાય તેવી રીતનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં આવશે.

*

જૈન મહાવિદ્યાલયનો શિક્ષણ ક્રમ અપનાવનાર શાળા પાઠશાળાઓને વિદ્યાલય સાથે જોડી તેમના વિદ્યાર્થીઓની પરીક્ષા લઈ વિદ્યાલયની પદવીઓ આપવામાં આવશે.

## સામાન્ય જ્ઞાન

પદવી

સ્નાતક ( Matricની કક્ષા )
શિક્ષણ સમય—આઠ વર્ષ
( બાળપોથી તથા વર્ગ ૧થી ૭ )
બધું શિક્ષણ માતૃભાષામાં આપવામાં આવશે.

વિષયો:—

(૧) **ધર્મજ્ઞાન**—જીવનનો હેતુ અને મનુષ્યનું અંતિમ લક્ષ્ય શું હોવું જોઇએ તે સમજાવી જૈનધર્મનું મુખ્ય જ્ઞાન આપવામાં આવશે.

શરૂઆતમાં બાળકો સમજી શકે તેવી રીતનાં શ્રી મહાવીર ભગવાન વગેરેનાં જીવનચરિત્રો તથા નવકાર મંત્ર શીખવવામાં આવશે.

પછી ઉત્તરોત્તર વિશેષ જ્ઞાન આપવામાં આવશે. તેમ જ સાથે સાથે વૈદિક, બૌદ્ધ, પારસી, ખ્રિસ્તી અને ઇસ્લામના ધર્મના સ્થાપકોના જીવનચરિત્રો શીખવવામાં આવશે તેમ જ તે તે ધર્મની ખાસ માન્યતાઓ સમજાવી ટૂંકી સમજણ આપવામાં આવશે.

(૨) **માતૃભાષા**—ગુજરાતી, હિંદી, મરાઠી

મનુષ્યનું દરેક જાતનું કર્તવ્ય આપોઆપ સમજાઇ જાય, બુદ્ધિ ખીલે, ડહાપણ આવે, શૂરવીરતા, સરળતા, પ્રમાણિકતા વગેરે સદ્‌ગુણોનો વિદ્યાર્થીમાં આવિર્ભાવ થાય અને તેનું જીવન નીતિમય બને તેવી જાતના પાઠો પાઠ્યપુસ્તકમાં આપવામાં આવશે.

(૩) દ્વિતીય ભાષા—સંસ્કૃત, અર્ધમાગધી, ઇંગ્રેજી, જરમન અને ફ્રેંચ-એમાંથી કોઇપણ એક અથવા ભાષા લેવાની

(૪) ગણિત—( Arithmetic )

(૫) ઇતિહાસ—હિંદુસ્તાનનો ઇતિહાસ આખોય—પહેલેથી આજ સુધીનો ઉપરાંત પરદેશનો ટુક ઇતિહાસ.

(૬) ભૂગોળ—હાલની ચાલુ ભૂગોળ ઉપરાંત જૈન ધર્મ પ્રમાણેની ભૂગોળ ટુંકામાં શીખવવામાં આવશે તથા ફેરફારનાં કારણો સમજાવાશે

(૭) વિજ્ઞાન—ખગોળ, ભૂસ્તર અને રસાયણની ટુક સમજણ

(૮) આરોગ્ય જ્ઞાન—સ્વાસ્થ્ય કેમ જાળવવું, માંદાની માવજત કેમ કરવી, અકસ્માત વખતે કેમ વર્તવું તથા કેવા ઉપચાર કરવા, વગેરે બાબતની ટુંકી સમજણ આપવામાં આવશે. વ્યાયામના ફાયદા સમજાવવામાં આવશે. અને દરેક વિદ્યાર્થીથી થઇ શકે તેવી કસરત કરાવવામાં આવશે.

## વિશેષ જ્ઞાન

પદવી

કુશળ ( Bachelorની દશા)

શિક્ષણ સમય—ત્રણ વર્ષ

બધું શિક્ષણ માતૃભાષામાં આપવાનું.

સામાન્ય જ્ઞાનની પરીક્ષા પસાર કરી 'સ્નાતક'ની પદવી પ્રાપ્ત કરેલા વિદ્યાર્થીને હાલ તુરત નીચેના પંદર વિષયોનું શિક્ષણ-વિશેષ જ્ઞાન આપવું એમ નક્કી કરવામાં આવ્યું.

(૧) ધર્મ
(૨) સાહિત્ય
(૩) વ્યાપાર ઉદ્યોગ
(૪) વૈદિક
(૫) વિજ્ઞાન-રસાયણ તથા ભૂસ્તર
(૬) કાનુન (કાયદા)
(૭) સ્થાપત્ય-બાંધકામ
(૮) યંત્રકળા
(૯) વિદ્યુત, વિજળી
(૧૦) કૃષિ
(૧૧) ખગોળ-જ્યોતિષ
(૧૨) મુદ્રણકળા
(૧૩) ચિત્રકળા
(૧૪) શિલ્પકળા
(૧૫) સંગીતવાદન

## ઉચ્ચ જ્ઞાન

પદવી

વિશારદ ( Masterની કક્ષા )

શિક્ષણ સમય—બે વર્ષ.

ઉપરના કોઇપણ વિષયની પરીક્ષા આપી "કુશળ"ની પદવી પ્રાપ્ત કરી હશે, તેમને તેમના વિષયનું ઉચ્ચ જ્ઞાન લેવું હશે તો આપવામાં આવશે અને વિષય એકથી વધારે વિભાગમાં વહેંચાયેલ હોય તો ગમે તે વિભાગનું શિક્ષણ લેવું હશે તો આપવામાં આવશે અને તે વિભાગની જ પરીક્ષા લઇ તેની પદવી આપવામાં આવશે.

## પૂર્ણજ્ઞાન

પદવી-પ્રવીણ

વિશારદ થયા પછી બે વર્ષ પછી કોઇપણ વખતે આ પદવી આપવામાં આવશે.

કોઇપણ વિષયમાં "વિશારદ" થયા પછી અભ્યાસમાં પોતાની મેળે આગળ વધી તે વિષયમાં પારંગત થાય તેના પરિણામે તે વિષયને લગતી

(૧) ધર્મ
(૨) સાહિત્ય
(૩) વ્યાપાર ઉદ્યોગ
(૪) વૈદિક
(૫) વિજ્ઞાન-રસાયણ તથા ભૂસ્તર
(૬) કાનુન (કાયદા)
(૭) સ્થાપત્ય-બાંધકામ
(૮) યંત્રકળા
(૯) વિદ્યુત, વિજળી
(૧૦) કૃષિ
(૧૧) ખગોળ-જ્યોતિ
(૧૨) મુદ્રણકળા
(૧૩) ચિત્રકળા
(૧૪) શિલ્પકળા
(૧૫) સંગીતવાદન

## ઉચ્ચ જ્ઞાન

પદવી

### વિશારદ ( Masterની કક્ષા )

શિક્ષણ સમય—બે વર્ષ.

ઉપરના પ્રત્યેક વિષયની પરીક્ષા આપી "કુશળ"ની પદ પ્રાપ્ત કરી હશે, તેમને તેમના વિષયનું ઉચ્ચ જ્ઞાન લેવું હશે ‍ આપવામાં આવશે. અને વિષય એકથી વધારે વિભાગમાં વહેંચાયો હ તો જે તે વિભાગનું શિક્ષણ લેવું હશે તો આપવામાં આવ અને તે વિભાગની જ પરીક્ષા લઈ તેની પદવી આપવામાં આવશે.

કોઇપણ નવી શોધખોળ કરે તે તેની વિગતનો નિબંધ લખી મહાવિદ્યાલયને મોકલે. તે નિબંધથી નવીનતાની ખાત્રી થતાં આ પદવી આપવામાં આવશે.

અથવા કોઇપણ વિષયમાં ખાસ પુસ્તકો લખે કે જેના ઉપરથી લેખક એ વિષયમાં પારંગત થયો છે એમ જણાય તેને પણ આ પદવી આપવામાં આવશે.

તેમ જ કોઇએ તેના વિષયમાં ખાસ નવીન શોધ કરી હોય કે જે તેને તેના વિષયમાં પારંગત છે એમ બતાવી આપે તેને પણ આ પદવી આપવામાં આવશે.

## વિશેષ જ્ઞાનના વિષયોની વિગત

(૧)

### ધર્મ. જૈન ધર્મનું વિશેષ જ્ઞાન

પદવી—ધર્મકુશળ

શિક્ષણ સમય-ત્રણ વર્ષ.

જેમને વ્યવહારમાં બીજા વિષયો છોડી ફક્ત ધર્મના વિષયોમાં જ પારંગત થવું હોય તેને માટે આ વિભાગ યોજવામાં આવ્યો છે.

વિષયો—(૧) ભાષા-સંસ્કૃત તથા અર્ધમાગધી.

(૨) જૈન સૂત્રો.

(૩) વિશ્વ રચના.

ઐચ્છિક વિષયો

ઉપરના વિષયો ઉપરાંત નીચેના ત્રણમાંથી ગમે તે એક, બે અથવા અથવા ત્રણેય વિષય વિદ્યાર્થીની ઇચ્છા પ્રમાણે લઇ શકશે. અને આ વિષય અથવા વિષયો ઉપરના વિષયોની સાથે સાથે ( એટલે ત્રણ વર્ષની અંદર જ ) શીખી શકાશે અથવા ' ધર્મકુશળ 'ની પદવી લીધા પછી પણ શીખી શકાશે.

વિષયો—(૧) તત્ત્વજ્ઞાન.
(૨) ન્યાય અને તર્ક.
(૩) નય અને અનેકાંતવાદ.

પરીક્ષા અને પદવીઓ

| ઐચ્છિક વિષય એક લીધો હોય તો: | ઐચ્છિક વિષય બે લીધા હોય તો: |
|---|---|
| (૧) ધર્મતત્ત્વ કુશળ | (૧) ધર્મતત્ત્વવાદ કુશળ |
| (૨) ધર્મન્યાય કુશળ | (૨) ધર્મતત્ત્વ ન્યાય કુશળ |
| (૩) ધર્મવાદ કુશળ | (૩) ધર્મવાદ ન્યાય કુશળ |

ઐચ્છિક વિષય ત્રણે લીધા હોય તો—ધર્મતત્ત્વવાદ ન્યાય કુશળ

(૨)

## સાહિત્ય વિશેષ જ્ઞાન

પદવી—સાહિત્યકુશળ

શિક્ષણ સમય—ત્રણ વર્ષ.

જેમને સાહિત્યમાં પારંગત થવું હોય તેમને માટે આ વિભાગ યોજવામાં આવ્યો છે.

વિષયો—(૧) ધર્મ જૈન ધર્મનું વિશેષ જ્ઞાન તથા અન્ય ધર્મોનું જરૂર પૂરતું જ્ઞાન.
(૨) માતૃભાષાનું વિશેષ જ્ઞાન.
(૩) હિંદની બે ચાલુ ભાષાનું સામાન્ય જ્ઞાન—ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી, કાનડી, તેલુગુ વગેરેમાંથી માતૃભાષા સિવાયની બીજી કોઈ પણ બે ભાષાનું સામાન્ય જ્ઞાન. સારી રીતે લખી વાંચી શકે તેવું
(૪) બે દ્વિતીય ભાષાનું સામાન્ય જ્ઞાન—સંસ્કૃત, અર્ધમાગધી,

ઇંગ્રેજી, જરમન અને ફ્રેંચ એમાંથી કોઈ પણ બે ભાષાનું સામાન્ય જ્ઞાન. સારી રીતે લખી વાંચી શકે તેવું.

(૫) તત્ત્વજ્ઞાનની સામાન્ય માહિતી.

(૬) ઇતિહાસ—હિંદનો, ઇંગ્લાંડનો, યુરોપનો, અમેરિકાનો, જાપાનનો એમાંથી હિંદનો ઇતિહાસ તથા પરદેશનો કોઇપણ એક ઇતિહાસ એમ બે ઇતિહાસ લેવાના.

નોંધ—વ્યાપારનો વિષય લીધો હોય તે વિદ્યાર્થી સાહિત્ય કુશળ પણ થવા ઇચ્છે તો તે ફક્ત છેલ્લા બે વિષય—તત્ત્વજ્ઞાન અને ઇતિહાસના વિષયો લઇ પરિક્ષા આપી સાહિત્યકુશળની પદવી લઇ શકશે

(૩)

## વ્યાપાર વિશેષજ્ઞાન

### પરીક્ષા અને પદવી

### વ્યાપારકુશળ

શિક્ષણ સમય—ત્રણ વર્ષ

જીવન વ્યવહારમાં કુશળ થવા ઇચ્છનાર માટે આ વિભાગ યોજવામાં આવ્યો છે.

વિષયો—(૧) જૈન ધર્મ વિષેનું વિશેષ જ્ઞાન તથા અન્ય ધર્મોનું જરૂર પુરતું જ્ઞાન.

(૨) માતૃભાષાનું વિશેષ જ્ઞાન.

(૩) હિંદની બે ચાલુ ભાષાનું સામાન્ય જ્ઞાન—ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી, કાનડી, તેલુગુ વિગેરેમાંથી માતૃભાષા સિવાયની બીજી કોઈ પણ બે ભાષાનું સામાન્ય જ્ઞાન.

(૪) દ્વિતીય ભાષાનું સામાન્ય જ્ઞાન—ઈંગ્રેજી, જરમન, ફ્રેંચ એ ત્રણમાંથી કોઈપણ એક ભાષાનું સામાન્ય જ્ઞાન, પરંતુ સ્નાતક કરતાં વિશેષજ્ઞાન. વ્યાપાર માટે જરૂર પુરતું જ્ઞાન. કોઈને બે કે ત્રણેય ભાષા શીખવી હોય તો છૂટ.

### વ્યાપારી વિષયો

(૫) ગણિત, વ્યાપારોપયોગી (૮) અર્થશાસ્ત્ર
(૬) વ્યાપારી પત્રવ્યવહાર (૯) વાહનવ્યવહાર
(૭) વ્યવસ્થા (૧૦) હિસાબીનામું

### ઐચ્છિક વિષયો

ઉપરના વિષયો ઉપરાંત નીચેના ત્રણમાંથી કોઈપણ વિષય ઐચ્છિક તરીકે સાથેસાથે અથવા "વ્યાપારકુશળ" થયા પછી પણ લઈ શકાશે

(૧) ઉદ્યોગ ધંધા—

શરાફી-બેંકીંગ વીમો કારખાના
વહાણવટુ મીલ

વગેરે મોટા ઉદ્યોગ ધંધાનું ખાસ જ્ઞાન આપવામાં આવશે

(૨) અંક વિદ્યા—આંકડાશાસ્ત્ર (Statistics)

(૩) વ્યાપારી કાયદા-કાનુનો

પરીક્ષા પછીની પદવીઓ—(૧) વ્યાપારઉદ્યોગ કુશળ (૨) વ્યાપારી અંકવિદ્યા કુશળ (૩) વ્યાપાર કાનુન કુશળ.

નોંધ—હિસાબીનામું, દેશી તેમજ ઈંગ્રેજી પદ્ધતિ પ્રમાણે શીખવવામાં આવશે. વ્યવહારમાં ઈંગ્રેજી પદ્ધતિનું નામું રાખવાનું બંધ થશે ત્યારે ઈંગ્રેજી પદ્ધતિ નામું શીખવવાનું બંધ કરવામાં આવશે

દેશી પદ્ધતિમાં પણ આના પાઈ દર્શાવવાને આણુપાણુને બદલે આનાપાઈના આંકડા જ લખવામાં આવશે. તેમજ જુની ઢબના લાંબા ચોપડાને બદલે પુસ્તક આકારના ચોપડામાં લખતાં શીખવવામાં આવશે.

## હિસાબ તપાસણી AUDITING

પદવી

હિસાબી તપાસ વિશારદ

શિક્ષણ સમય—બે વર્ષ.

"વ્યાપારકુશળ" ની પદવી પ્રાપ્ત કર્યા પછી જેને હિસાબ તપાસણીનું શીખવું હશે તેને તે શીખવવામાં આવશે. અને પરીક્ષા પસાર કર્યે 'હિસાબી તપાસ વિશારદ' ની પદવી આપવામાં આવશે.

(૪)

## વૈદક

વૈદ વિદ્યામાં બે વિભાગ છે: (૧) ઔષધોપચાર અને
(૨) શસ્ત્રવિદ્યા (વાઢકાપ)

વિદ્યાર્થીની ઇચ્છા પ્રમાણે એકલો ઔષધોપચારનો વિષય શીખવવામાં આવશે અથવા તેની સાથે વાઢકાપનો વિષય પણ શીખવવામાં આવશે.

પદવી

ઉપચારકુશળ ( Hospital Assistantની કક્ષા )

અથવા શસ્ત્રોપચાર કુશળ

શિક્ષણ સમય—ત્રણ વર્ષ

વિષયો—(૧) ઔષધોની માહિની વનસ્પતિ, ખનીજ તથા પ્રાણી-
જન્ય ઔષધિઓની માહિની.

(૨) શરીર વિજ્ઞાન–શરીર રચના

(૩) નિદાન–દર્દો અને તેના લક્ષણો ઉપરથી દર્દો ઓળખવા
કળા.

(૪) ઉપચાર–ક્યા દર્દ મ ે ક્યા ક્યા ઔષધોનો ઉપય
કરવો તેની માહિતી

(૫) ઔષધથી ન મટે તેવા દર્દો માટે શસ્ત્રકળા

નોંધ—ઉપચાર પદ્ધતિ—આયુર્વેદ, હોમીઓપથી અ
એલોપથી એ ત્રણેયમાથી જે જે દવાઓ જે ન
દર્દો ઉપર ખાસ વધારે સારી અને વધારે જલ્દ
અમર કરે છે તે ચુ ી ક ઢી તે પ્રમાણે ઉપચા
પદ્ધતિ તૈયાર કરવામા આવશે

હોમીઓપથી આયુર્વે પદ્ધતિને જ અનુસરે છે
પણ દવા બનાવવામા તે વિશેષ સૂક્ષ્મતાથી ધ્યાન
આપે છે તેમ જ દવાખાનાઓમાં તે વધારે અનુકુળ
પડે છે તેથી કાષ્ઠૌષધિને બદલે હોમીઓપથી દવા જ
ચુટવામાં આવશે

આયુર્વેદ ઔષધો જ્યા જ્યા વધારે સારૂં કામ
આ ે છે ત્યાં ત્યા તે રસોને ઉપચારમા લેવામા
આવશે

કેટલાક દર્દોના ઉપચારમા એલોપથીની નવી
શોધો વધારે અસરકારક જણાઈ હોઇ ત્યા ત્યાં તે
તે દવાની પસંદગી કરવામા આવશે

ગમે તે એકમાં તે વિદ્યાર્થીની મરજી ઉપર રહેશે અને તે પ્રમાણે તેને પદવી આપવામા આવશે

(૫)

## વિજ્ઞાન

પદવી

વિજ્ઞાનકુશળ (B. Sc ની કક્ષા)

શિક્ષણ સમય—ત્રણ વર્ષ.

વિભાગ—(૧) રસાયણ, (૨) ભૂસ્તર, (૩) પદાર્થ વિજ્ઞાન. ત્રણેય વિભાગ વિદ્યાર્થીને શીખવા પડશે

વિષયો—(૧) ધર્મ, જૈન ધર્મનું વિશેષ જ્ઞાન
(૨) માતૃભાષાનું વિશેષ જ્ઞાન
(૩) હિંદની બે ચાલુ ભાષાનું સામાન્ય જ્ઞાન

| | |
|---|---|
| વિષયો—(૧) ધર્મ. જૈન ધર્મનું વિશેષ જ્ઞાન.<br>(૨) માતભાષાનું. વિશેષજ્ઞાન.<br>(૩) હિંદની બે ભાષાનું સામાન્ય જ્ઞાન.<br>(૪) ઇંગ્રેજી ભાષાનું સામાન્ય જ્ઞાન. | આ ચારે વિષયો વ્યાપારકુશળની પદવી માટે છે તે પ્રમાણે જ. |

(૫) કાયદા કાનુન

(૭)

## બાંધકામ—સ્થાપત્ય

પદવી

સ્થપતિ

શિક્ષણ સમય—ત્રણ વર્ષ.

વિષયો—(૧) થી (૪) 'વ્યાપારકુશળ' પદવી પ્રમાણેના.
(૫) બાંધકામના વિષયો.

### બાંધકામ—સ્થાપત્ય ઉચ્ચ જ્ઞાન

પદવી—સ્થાપત્યવિશારદ (B. E ની કક્ષા)

શિક્ષણ સમય—બે વર્ષ.

સ્થપતિની પદવી પ્રાપ્ત કરી હોય તેને બાંધકામ-સ્થાપત્ય-ઇજનેરીનું ઉચ્ચજ્ઞાન આપવામાં આવશે. ઇજનેરીને લગતા સર્વ વિષયો શીખવવામાં આવશે.

(૮)

## યંત્રકળા Mechanical Engineering

પદવી—યંત્રકળાકુશળ

શિક્ષણ સમય—ત્રણ વર્ષ.

વિષયો—(૧) થી (૪) 'વ્યાપારકુશળ' પદવી માટેના છે તેજ પ્રમાણે.
(૫) યંત્રકળાના વિષયો.

### યંત્રકળાનું ઉચ્ચ જ્ઞાન

પદવી—યંત્રકળાવિશારદ

શિક્ષણ સમય—બે વર્ષ.

યંત્રકળાકુશળ પદવી પ્રાપ્ત કરેલાને તેના વિષયનું ઉચ્ચ જ્ઞાન આપવામાં આવશે.

## બાકીના વિષયો અને પદવીઓ

| | | |
|---|---|---|
| (૯) વિદ્યુત-વિજળી | પદવી— | વિદ્યુતકળાકુશળ. |
| (૧૦) કૃષિ | ,, | કૃષિજ્ઞાનકુશળ. |
| (૧૧) ખગોળ-જ્યોતિષ | ,, | જ્યોતિષકુશળ. |
| (૧૨) મુદ્રણકળા | ,, | મુદ્રણકળાકુશળ. |
| (૧૩) ચિત્રકળા | ,, | ચિત્રકળાકુશળ. |
| (૧૪) શિલ્પકળા | ,, | શિલ્પકુશળ. |
| (૧૫) સંગીતવાદન | ,, | (૧) સંગીતકુશળ. |
| | ,, | (૨) સંગીતવાદનકુશળ. |
| | ,, | (૩) વાદનકુશળ. |

દરેકમાં ઉપર પ્રમાણે (૧) થી (૪) વિષયો તથા તે તે વિષયનું ખાસ જ્ઞાન આપવામાં આવશે. અને ત્રણ વર્ષના અભ્યાસ પછી પરીક્ષા પસાર કર્યે તે તે પદવી આપવામાં આવશે. અને તે પછી તે જ વિષયનું ઉચ્ચજ્ઞાન લેવું હશે તો બે વર્ષ વિશેષ અભ્યાસ ચાલુ રાખી, પરીક્ષા પસાર કર્યે તે તે વિષયના 'વિશારદ'ની પદવી આપવામાં આવશે.

મુદ્રણકળામાં દરેક જાતની મુદ્રણકળાનું શિક્ષણ આપવામાં આવશે. તે ઉપરાંત તેને લગતાં બીજાં કામો જેવાંકે ટાઇપ બનાવવાનું, ... ના બ્લોક બનાવવાનું, કાગળની કળીઓ બનાવવાનું વિગેરેનું શિક્ષણ

આપવામાં આવશે. મહાવિદ્યાલયનું પોતાનું જ મુદ્રણાલય ખોલવામાં આવશે. અને ત્યાં આ દરેક વિષયનું વ્યવહાર પ્રયોગથી શિક્ષણ આપવામાં આવશે

## સ્ત્રી શિક્ષણ વિભાગ

## સ્ત્રી-જીવનકળા જ્ઞાન

પદવી—જીવનકળાકુશળ.

શિક્ષણ સમય—ત્રણ વર્ષ.

સ્ત્રી વિદ્યાર્થિનીઓ માટે આ વિભાગ ખાસ યોજવામાં આવ્યો છે. સ્નાતક થયા પછી જે કન્યાઓને જીવન વ્યવહારમાં જ પડવું હોય અને તેથી તેમને જીવન સુખરૂપ વ્યતિત કરવા માટે જે જ્ઞાનની આવશ્યકતા હોય તે જ્ઞાન આપવા માટે આ શિક્ષણ યોજવામાં આવ્યુ છે.

આ વર્ગમાં સ્ત્રી વિદ્યાર્થિનીઓને જ દાખલ કરવામાં આવશે અને બધુ ય શિક્ષણ સ્ત્રી અધ્યાપકો મારફત જ અપાશે.

વિષયો—(૧) જૈન ધર્મનું વિશેષ જ્ઞાન.

(૨) માતૃભાષાનું વિશેષ જ્ઞાન.

(૩) હિંદની એક ચાલુ ભાષાનું સામાન્ય જ્ઞાન. ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી એમાંથી માતૃભાષા સિવાયની કોઈપણ એક ભાષા લેવી.

(૪) આરોગ્ય જ્ઞાન, વ્યાયામ, કસરત, માંદાની માવજત અને ત્વરિતઉપચાર, ઘરગતુ ઉપચાર.

(૫) સ્ત્રીની ફરજ—

| | | |
|---|---|---|
| પત્ની તરીકે | વડીલો પ્રત્યે | દેશ પ્રત્યે |
| માતા તરીકે | કુટુંબ પ્રત્યે | |
| ગૃહિણી તરીકે | સમાજ પ્રત્યે | |

(૬) ગૃહ વ્યવસ્થા, ગૃહ ખર્ચનો હિસાબ.

(૭) સિવણ, ગુંથણ, ભરતકામ.

(૮) રાંધણકળા—

રસોઈની વાનીઓ. અનાજમાં પૌષ્ટિક તત્ત્વો.

રસોઇમાં પાચક તત્ત્વો, ઘી, તેલ, મસાલાના ગુણદોષ અને તે વાપરવાના પ્રમાણ.

અનાજમાં તથા શાકભાજીમાં રહેલા જુદાજુદા રસો.

રસોઇમાં કયા કયા રસોની કેવી કેટલી મેળવણીથી રસોઇ સ્વાદિષ્ટ બને.

એક જ વસ્તુમાંથી બનતી જુદી જુદી વાનીઓ.

એક જ શાકભાજીને જુદા જુદા સ્વાદની તેમ જ જુદી જુદી રીતે સુકી, રસાદાર વગેરે બનાવવાની રીતો.

ઓછા ખર્ચે રસોઈની વાનીઓ બનાવવાની રીતો.

ઓછા બળતણે જલદી રાંધવાની રીતો.

કરકસરથી પણ સ્વાદિષ્ટ રસોઈ બનાવવાની સમજણ વગેરે વગેરે.

(૯) રંગ, રંગની જરૂરીઆત અને ઉપયોગીતા.

કપડાં લતામાં, ઘરેણાંમાં, ઘરની દિવાલોમાં રંગાઈ, ગોદડાં વગેરેમાં, કોચ ખુરશી વગેરેના કપડામાં, ઘરની સજાવટમાં, જમીનમાં વગેરેમાં રંગ વપરાય છે, તેથી આકર્ષકતા લાવવા માટે રંગની મેળવણી કેવી રીતે કરવી તે જાણવું જરૂરી છે.

એકમેકને મળતા રંગો—એટલે એક જ રંગના આછા ઘેરા ચડ ઉતરતા રંગો તેમ જ એક મૂળ રંગ જેમાં સામાન્ય હોય તેવા રંગો

વિરોધી દેખાવના રંગો—જે રંગો દેખાવમાં એકબીજાથી ઉલટા હોય છે.

એ બંને જાતના રંગોના દેખાવ અને તેથી મન ઉપર થતી અસર.

# ૧૭

# જૈન મહાવિદ્યાલયની સ્થાપના

યોજના ઘડાઇને તૈયાર થઈ ગઈ કે તુરત તેમણે જૈન વિદ્વાનો સાથે પત્રવ્યવહાર શરૂ કરી દીધા અને જે જે વિદ્વાનોએ આ કામમાં સહકાર આપવાની સંમતિ દર્શાવી તે બધાયને એક વખત એક સાથે મુંબઈ બોલાવી, બધાય વિદ્વાનોની સભા ભરી એ સભામાં, પ્રવીણે તેમણે તૈયાર કરેલી યોજના, વાંચી સંભળાવી તથા વિગતવાર સમજુતી આપી બધા વિદ્વાનોએ યોજના સદંતર બહાલ રાખી

તે પછી સૌથી મહત્વના વિષયની ચર્ચા ચાલી શિક્ષણક્રમને અનુસરીને વર્ગો પાડી, દરેક વર્ગને અનુકૂળ અને શિક્ષણનો હેતુ બરાબર બર આવે તેવી જાતના પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનું કામ સૌથી મહત્વનું હતું અને તેથી તેની ચર્ચા પણ લાંબી ચાલી ભામાં સુધા કાંતા પણ પહેલેથી હાજર હતા અને ચર્ચામા ઘણો

સારો ભાગ લીધો હતો. આ ચર્ચાથી બધાય વિદ્વાનોને પૂર્ણ ખાત્રી થઈ ગઈ કે, પ્રવીણ, સુધા અને કાંતાનું જ્ઞાન તેમના અધ્યાપના કરતાં ઘણું વધારે છે તેથી તેમણે સર્વેએ આ ત્રણેયની મુક્તકંઠે પ્રશંસા કરી એટલું જ નહિ પણ તેમની જ સરદારી નીચે પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનું કબુલ કર્યું

જુદા જુદા વિષયોના પાઠ્યપુસ્તકો બનાવવાનું કામ તે તે વિષયના નિપુણ વિદ્વાનોને સોંપવામાં આવ્યું. અને જેમ બને તેમ જલ્દી પાઠ્યપુસ્તકો તૈયાર કરવાની ભલામણ કરી.

વિદ્યાલયમાં મુદ્રણકળા શિખવવા માટે છાપખાનું કરવાનું જ છે. તો પાઠ્યપુસ્તકો પણ વિદ્યાલયના છાપખાનામાં જ છપાય તે વધારે સારૂં. એમ સમજી છાપખાના માટેનું મકાન સૌથી પહેલા તૈયાર કરાવ્યું. દરમ્યાન છાપખાના માટે જોઈતા યંત્રો, ટાઈપ વગેરે સામાનના ઓર્ડરો મૂકી દીધા. મકાન તૈયાર થયુ ત્યાં યંત્રો વગેરે આવી જતાં બધું ગોઠવી દીધું. અને છાપવાનું શરૂ થતાં પાઠ્યપુસ્તકો તેમાં છાપવાનું શરૂ કર્યું.

આ બધી તૈયારી કરતાં એક વર્ષ નીકળી ગયું. વર્ષ પૂર્ણ થતાં મકાનો પણ બધાયને તૈયાર થઈ ગયાં મકાન બંધાવવાની સાથે સાથે જોઈતું ફરનીચર-ટેબલ, ખુરસી, બાકડા વગેરે બનાવવાનું કામ પણ ચાલુ હતું એટલે તે પણ તૈયાર થઈ જતાં મકાનોમાં ગોઠવાઈ ગયું.

સાધા પાઠશાળાઓમાં રજા પછી નવા વર્ગો શરૂ કરવાનો વખત થયો તે પહેલાં વિદ્યાલયનું બધું કામ થઈ ગયું હતું. એટલે જૈન મહાવિદ્યાલય ખુલ્લું મુકવાની તૈયારી કરી. જીનુ સાહે ખુલ્લું મુકવા માટેનું મુહૂર્ત-સારો દિવસ વખત જોઈને લખી મોકલ્યો હતો તે દિવસ નક્કી કર્યો.

જૈન મહાવિદ્યાલયના કામકાજમાં, પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં

વગેરે દરેક જાતના કામકાજમાં ધરમચંદ મુનિએ સૌથી વિશેષ સહાય આપી હતી. અમુલ્ય સુચનાઓ, માહિતીઓ આપી હતી. તેથી મહાવિદ્યાલય ધરમચંદ મુનિના હાથે જ ખુલ્લું મુકાવવું એવી પ્રવીણ, સુધા, કાંતાની ઇચ્છા હતી. તેથી તેમણે ધરમચંદ મુનિશ્રીને ખાસ આગ્રહ કરી મુંબઈ બોલાવ્યા.

ગુજરાત, કચ્છ, કાઠીઆવાડના શ્રીસંઘોને આમંત્રણ મોકલી તેમના તરફથી પ્રતિનિધિઓને મોકલવાનું ખાસ આગ્રહથી દબાણ કર્યું. જૈન, જૈનેતર વિદ્વાનોને આમંત્રણ મોકલ્યા. જૈન આગેવાનોને આમંત્રણ મોકલ્યા. મુબઈમાં શ્રીસંઘને આમંત્રણ આપ્યું. મુંબઈ સંઘના મુખ્ય શેઠીઆઓને ત્યાં રૂબરૂ જઈ આમંત્રણો આપ્યા. તેમ જ મુંબઈના ગવર્નર, પ્રધાનો અને અધિકારીઓને આમંત્રણ આપ્યા. મુંબઈ યુનિવર્સિટિના સભ્યોને આમંત્રણ આપ્યા. એમ સર્વ સંભાવિત ગૃહસ્થોને આમંત્રણ અપાઈ ગયા.

ઉપરાંત વિદ્વાન જૈન મુનિશ્રીઓને પણ ખાસ વિનતિપત્રો લખ્યા અને બની શકે ત્યાંસુધી સર્વેને આ સમયે મુંબઈ આવી જવાની ખાસ વિનતિ કરી.

જૈન મહાવિદ્યાલય માટે ઘણાને કુતુહલ તેમ જ માન ઉત્પન્ન થયા હતા. તેથી ગુજરાત, કચ્છ, કાઠીઆવાડથી ઘણા માણસો આવ્યા. ધરમચંદ મુનિ પણ આવી ગયા. ઉપરાંત ધર્મદાસ મુનિ, શાંતિચંદ્ર મુનિ, હર્ષચંદ્ર મુનિ વિગેરે લગભગ ચાળીશેક મુનિઓ પણ મુંબઈમાં આવી ગયા.

પ્રવીણ, સુધા, કાંતાના વડીલો ઉપરાંત સર્વ સગાંસંબંધીઓ પણ મુંબઈ પહોંચી ગયા. જૈન મહાવિદ્યાલય માટે સમાજમાં ઉત્સાહ એટલો બધો વધી ગયો હતો કે ઉદ્‌ઘાટન વખતની સભામાં હજારોની સંખ્યામાં માણસો આવવાનો સંભવ હતો. તેથી વિદ્યાલયની

નજીકમાં એક વિશાળ ખુલ્લી જમીન ઉપર ખાસ મોટો મંડપ તૈયાર કરવામાં આવ્યો.

નિયત કરેલો દિવસ આવી લાગ્યો. ઉદ્‌ઘાટન સભાનો વખત આઠ વાગ્યાનો હતો પરંતુ સાત વાગ્યાથી જ માણસો આવવા લાગ્યા. અરધા કલાકમાં તો મંડપ ચીકાર ભરાઈ ગયો પોણાઆઠે રાજ્યના અધિકારીઓ, સંઘના શેઠીઆઓ, યુનિવર્સીટી કૉલેજ વિ ના વિદ્યાધિકારીઓ આવી ગયા. આઠમાં પાંચ કમ હતી ત્યારે સર્વે મુનિઓ તથા ગવર્નર સાહેબ આવી ગયા.

જૈન સ્વયંસેવક મંડળે તથા પોલીસે મંડપની અંદર તેમ જ બહાર ઘણી જ સારી વ્યવસ્થા જાળવી રાખી. હજુ ઘણા માણસો આવતા હતા તે બહાર ઉભા રહ્યા હતા. લાઉડ સ્પીકર બહાર પણ મૂકવામાં આવેલ હતા કે જેથી બધા શાંતિથી સાંભળી શકે.

બરાબર આઠ વાગ્યે કામકાજ શરૂ કરવામાં આવ્યું. શરૂઆતમાં પ્રવીણની નાની બહેન સુધાએ તથા જૈન કન્યાશાળાની મોટી ઉમરની વિદ્યાર્થીનિઓએ ભેગા મળી સ્વાગત ગીત ગાઇ સંભળાવ્યું.

પછી પ્રવીણે તેમના આમંત્રણને માન આપી પધારવા માટે સર્વેનો આભાર માની ઉદ્‌ઘાટન કોઈ અધિકારી પાસે નહિ કરાવવાનું કારણ દર્શાવતાં કહ્યું કે આ એક ધાર્મિક સંસ્થા છે તેમ જ શિક્ષણ સંસ્થા છે તેથી તેનું ઉદ્‌ઘાટન ધર્મ અને શિક્ષણમાં અગ્રણી વ્યક્તિના હાથે થાય એ અમને યોગ્ય લાગ્યુ મુનિ શ્રી ધરમચંદજી દિક્ષાએ વૃદ્ધ છે. ધર્મના સારા જ્ઞાની છે. શિક્ષણના અનુભવી છે અને આ મહાવિદ્યાલયની યોજનામાં તેમણે અમુલ્ય સલાહ સુચનાઓ આપી છે તેથી તેઓશ્રી જ ઉદ્‌ઘાટન કરે એ યોગ્ય જ છે.

તે પછી મહાવિદ્યાલયનો ઉદ્‌ભવ કેમ થયો તે સમજાવતાં પ્રવીણે કહ્યુ—સમાજની સારામાં સારી સેવા અમે શી રીતે કરી

શકીએ તેનો વિચાર કરતા હતા ત્યારે મારા ધર્મપત્ની શ્રી સુધાદેવીએ સૂચવ્યું કે આપણા સમજને જૈન મહાવિદ્યાલયની ખાસ આવશ્યકતા છે. મારી બીજી ધર્મપત્ની શ્રી શાતાદેવીને તેમ જ મને પણ વિદ્યાલયની જરૂર છે એમ લાગ્યું એટલે અમે અમારા તરફથી મહાવિદ્યાલય સ્થાપવાનો વિચાર કર્યો યોગ્ય સમયે મારા માતાપિતાને તથા બીજા વડીલોને વાત કરી અને બધાયે અમને સંમતિ આપીને ઉત્સાહિત કર્યા અને એના ફળરૂપે અમે આટલું કરી શકવા ભાગ્યશાળી થયા છીએ

ત્યાર પછી ખર્ચનો ટુંક હિસાબ આપતા કહ્યું કે મકાનો, છાપખાનું, પાઠ્યપુસ્તકો, ફરનીચર વગેરેનું આજસુધીનું ખર્ચ રૂા આઠ લાખ થયું છે અને રૂા વીશ લાખ હજુ રોકડા પડ્યા છે એટલે એકંદર અમે વિદ્યાલયને અમારા કુટુંબ તરફથી એટલે કે મારા પિતા, માતા, હું તથા મારી બે પત્નીઓ એમ પાંચેય તરફથી રૂપીઆ સોળ સોળ લાખ મળી કુલ રૂા એંશી લાખ અમે વિદ્યાલયને અર્પણ કર્યા છે ઉપરાંત દર વર્ષે વિદ્યાલયના ચાલુ ખર્ચ માટે અમારાથી બનતું આપવાનો નિર્ધાર કર્યો છે

સુધાને અપાયલા માનપત્ર વખતે સુધાએ કરેલા ભાષણથી મુંબઈના સત્રપતિ શ્રી હીરચંદભાઈ જૈન તરીકેનું ખરૂં કર્તવ્ય સમજી ગયા હતા અને ત્યારથી પ્રવીણ, સુધા, શાતાના ખાસ પક્ષપાતી બન્યા હતા તેમને મહાવિદ્યાલયની યોજના બહુ ગમી હતી તેથી તેમને પણ લાગ્યું કે તેમણે પણ કાંઈક કરવું જોઈએ તેથી પ્રવીણનું ભાષણ પૂરૂં થતાં પહેલા જ ઉભા થઇ જણાવ્યું કે તેઓશ્રી વિદ્યાલયને રૂપીઆ દશ લાખ આપે છે

ત્યારે પ્રવીણના સસરા ચુનીલાલ શેઠને પણ ઉર્મી થઇ આવી તેથી તેમણે ઉભા થઈ તેમના તથા તેમના ધર્મપત્ની તરફથી

પાંચ પાંચ લાખ મળી કુલ દશ લાખ રૂપીઆ આપવાનું જાહેર કર્યું, ઉપરાંત પાંચ વર્ષ સુધી દર વર્ષે રૂ. દશ હજાર ચાલુ ખર્ચ માટે આપવાનું જાહેર કર્યું.

આખી સભાએ આ સર્વ જાહેરાતોને તાળીઓથી તેમ જ ધન્યવાદોના અવાજોથી વધાવી લીધી હતી.

તે પછી સુધાએ જૈનધર્મ એ ખરેખર વિશ્વધર્મ છે, જૈન દૃષ્ટિ એ વિશ્વદૃષ્ટિ છે. એ વાત જૈન સિદ્ધાંતો તથા અનેકાંતવાદનું સ્વરૂપ સમજાવી સિદ્ધ કરી બતાવી અને એટલા માટે દરેક બાળકને મૂળથીજ જૈન ધર્મનું શિક્ષણ આવશ્યક છે તે સમજાવ્યું.

ત્યારપછી બીજા વિદ્વાનોએ પણ વિદ્યાલયની હકીકત યોજના સમજાવનારા તથા જરૂરીઆત સમજાવનારા ભાષણો કર્યા. છેવટે કાંતાએ મુનિશ્રી ધરમચંદજી મહારાજને જૈન મહાવિદ્યાલય ખુલ્લું મુકાયલું જાહેર કરવાની વિનતિ કરી. કારણકે ઉદ્ઘાટનની કોઈ ક્રિયા મુનિશ્રી કરે નહિ તેમ જ તેવી જરૂર પણ નહોતી.

મહારાજશ્રીએ પહેલાં એક વિદ્વતાપૂર્ણ ભાષણ કરી જીવનનું લક્ષ, જીવનનો હેતુ સમજાવી તેને અનુસરીને બાળકોને શરૂઆતથી તેવું શિક્ષણ આપવાની જરૂરીઆત છે એમ બતાવ્યું એટલું જ નહિ પણ દરેક બાળકના માબાપે તે હેતુ અપનાવી તે પ્રમાણે પોતાનું વર્તન રાખવાની જરૂરીઆત સમજાવી. બાળકના સંસ્કાર શાળામાં ઘડાય છે તેટલાજ ઘરમાં ઘડાય છે. તેથી ઘરનું વાતાવરણ જેટલું દૂષિત હોય તેટલા ખરાબ સંસ્કાર બાળકમાં ઉતરે છે અને એ સંસ્કાર જિંદગી પર્યંત કાયમ રહે છે માટે માબાપે પણ પોતાનું વર્તન વધારેમાં વધારે શુદ્ધ રાખવું જોઇએ કે જેથી ભવિષ્યની પ્રજા સુસંસ્કારી, સાચી જૈન નીવડે.

એટલું સમજાવી પછી મહારાજશ્રીએ જૈન મહાવિદ્યાલયને ખુલ્લું જાહેર કર્યું કે તુરતજ અમરાપરના સંઘપતિએ ઉભા થઇ જાહેર કર્યું કે અમરાપરની પાઠશાળા તથા નિશાળો જૈન મહાવિદ્યાલય સાથે જોડવાનો ત્યાંના મહાજને ઠરાવ કરેલો છે અને તે ઠરાવની નકલ પ્રવીણને આપી તેજ પ્રમાણે મુંબઇની જૈન નિશાળોના ટ્રસ્ટીઓએ પણ તેમની નિશાળો મહાવિદ્યાલય સાથે જોડવાનું જાહેર કર્યું.

સ.રંપડી પ્રવીણે સર્વે મુનિ મહારાજાઓનો, ગવર્નર સાહેબનો, અધિકારીઓનો, શ્રી સંઘના આગેવાનો અને સભ્યોનો તથા બીજા સર્વ બંધુઓ જેમણે અહીં પધારી અમને આભારી કર્યા છે અને જૈન મહાવિદ્યાલયના કામને વેગ આપ્યો છે તે સર્વેનો આભાર માન્યો.

આ પ્રમાણે સંપૂર્ણ શાંતિથી કામકાજ પૂરું કરી આ ભવ્ય મેળાવડો વિખરાયો આગેવાનો જેવા મંડપની બહાર આવ્યા કે લોકોએ તેમને જયજયકારના પ્રચંડ હર્ષનાદોથી વધાવી લીધા. પ્રવીણચંદ્રનો જય, સુધાદેવીનો જય, કાંતાદેવીનો જય વગેરે જયનાદો બોલાવતા થાકતા જ નહોતા.



૧૮

# બંધારણ અને પ્રાર્થના

પ્રવીણ, સુધા અને કાંતાને માટે આજે મહા આનંદનો દિવસ હતો કે જે તેમના જીવનનો એક મહાન હેતુ પાર પડ્યો હતો. સમાજની એક મોટામાં મોટી જરૂરીઆત-જૈન મહાવિદ્યાલય-આજે તેઓ પૂરી પાડી શક્યા હતા. એ પ્રમાણે સમાજ સેવાની તેમની ધગશનો એક અંશ પૂરો પડ્યો હતો-સંતોષાયો હતો.

એ આનંદમાં વળી નવો વિશેષ આનંદ ઉમેરાયો. પ્રવીણની નાની બહેન સુધા અને પ્રવીણના સાળા સુધીર એ બંનેના મનનું વલણ તપાસીને એ બંનેના માતા પિતાઓએ તેમનું સગપણ આજે નક્કી કર્યું. આ પ્રમાણે સબંધમાં વધારો થયો તેમજ આજના આનંદમાં વધારો થયો.

જમ્યા પછી થોડો વખત આરામ લીધા પછી પ્રવીણ, સુધા, કાંતા, ચીમનલાલ શેઠ, જીતુ શાહ તથા બીજા મહેમાનોએ મળી વિદ્યાલયની વ્યવસ્થાના ધારાધોરણ ઘડી કાઢ્યા.

પાંચ લાખ રૂપીઆ કે તેથી વધારે ભરનાર જીવન પર્યંતના વ્યવસ્થાપક બને, દર પાંચ લાખે એક મત આપવાનો હક મળે એમ ઠરાવ્યું. ગમે તેટલી મોટી રકમ આપે પણ વિદ્યાલય સાથે કે તેના કોઈ મકાન સાથે કોઈપણ દાતાનું નામ જોડવું નહિ એવો ખાસ ઠરાવ કર્યો. કારણકે કીર્તિ માટે આપેલું તે ખરું દાન જ નથી.

વિદ્યાલય એવું કીર્તિદાન લેવા ઇચ્છા ધરાવતું નથી તેમજ એવું કીર્તિદાન થઈ વિદ્યાલયના હેતુને હલકો પાડવાનું પણ વિદ્યાલય ઇચ્છા ધરાવતું નથી.

વ્યવસ્થાપક મંડળ ઉપરાંત એક વિદ્વદ્ મંડળ બનાવ્યું. તેમનું કામ અભ્યાસક્રમ, પાઠ્યપુસ્તકો વિગેરે તૈયાર કરવાનું, તૈયાર થયેલ છે તેમાં સુધારાવધારા સૂચવવાનું તથા તે સંબંધી સલાહ આપવાનું ઠરાવ્યું. એ મંડળના ધારાધોરણ તૈયાર કર્યાં. વ્યવસ્થાપક મંડળ તથા વિદ્વદ્ મંડળનો અન્યોન્યનો સંબંધ બાંધતા ધારાઓ બનાવ્યા કે જેથી કોઈપણ વખતે બંને મંડળ ખોટી અથડામણમાં આવી પડે નહિ.

ધાર્મિક શિક્ષણ સંબંધમાં કોઈપણ જાતનો વાદ વિરોધ ઉઠે નહિ એટલા માટે ધર્મ સંબંધમાં વિદ્યાલયનું વલણ આ પ્રમાણે નક્કી કરવામાં આવ્યું—

> મૂળ જૈન સિદ્ધાંતો અગીઆર જૈન મૂળ અંગ સૂત્રોમાં છે. આ વિદ્યાલય તે અંગસૂત્રોમાંના સિદ્ધાંતોનુંજ અને તે સિદ્ધાંતોને અનુસરીનેજ શિક્ષણ આપશે. અંગ સૂત્રો સિવાયનાં બીજાં જૈન સૂત્રો તથા જૈન શાસ્ત્રો જેટલે અંશે મૂળ અંગમાંના સિદ્ધાંતોને અનુસરતા હશે તેટલે અંશે જ તે વિદ્યાલયને માન્ય રહેશે

આ પ્રમાણે નિયમ ઘડી વિદ્યાલયે પોતાના ક્ષેત્રમાંથી સાંપ્રદાયિકતાને નાબુદ કરી, અથવા તેના ક્ષેત્રમાં સાંપ્રદાયિકતા પ્રવેશી ન શકે તેવી સાવચેતી રાખી પહેલેથી જ ઉપાય ઘડી રાખ્યો.

આ પ્રમાણે આજે આખો દિવસ સર્વ મહેમાનોએ વિદ્યાલયનું બંધારણ ઘડી કાઢવામાં ખૂબ કામ કર્યું હોવાથી વહેલા જ સૂઈ ગયા. પ્રવીણ, સુધા અને કાંતા તેમના ઓરડામાં એકઠાં પડતાં સુધા કાંતાએ મુખ્ય કામ સફળતાથી પાર ઉતરવા માટે હર્ષ પ્રદર્શિત કર્યો. પ્રવીણે કહ્યું—

આપણું મુખ્ય કામ પાર ઉતર્યું નથી પણ ફક્ત તેની શરૂઆત જ થઈ છે. એ કામ પાર ઉતારવાની જોખમદારી તો હવે બમણા જોરથી આપણા ઉપર આવી પડી છે.

અમે તો તમારા સહારે જ છીએ. કાંતાએ કહ્યું.

એમ તો હું પણ તમારાં બંનેના સહારે જ છું. પ્રવીણે કહ્યું.

તમારા બોલવા ઉપરથી એમ લાગે છે કે સહારે શબ્દ વાપરવામાં કાંઈક ભૂલ થઈ છે. શું ભૂલ છે તે સમજાવો. સુધાએ કહ્યું.

તું જ વિચારી જોને એટલે સમજાઈ જશે. પ્રવીણે કહ્યું.

સહારે શબ્દ હિંદી છે, ગુજરાતી નથી. આપણે ગુજરાતી બોલતી વખતે બીજી ભાષાના શબ્દોની શેળભેળ કરવી ન જોઈએ. તે બરાબર છે. સુધાએ કહ્યું.

હજી આગળ વિચાર કર.

સહારે શબ્દમાં આશ્રય અને સહાય બંને જાતના ભાવ સમાયલા છે. આશ્રયનો ભાવ આવ્યો તે તમને ઠીક લાગ્યું નહિ હોય.

એક ભાવનું તું સમજી. બીજા ભાવનું શું?

અમે સહાયક તો છીએ જ એમાં ખોટું શું?

હજુ જરા વધારે વિચાર કર એટલે સમજાશે.

વિચાર કર્યો, પણ નથી સમજાતું. તો હવે તમે જ સમજાવો.

સહાય શબ્દનો વાંધો નથી. પણ ક્યા ભાવમાં વપરાયો હતો તેનો વિચાર કર એટલે સમજાશે.

હા, હવે સમજી. કાંતાના બોલવાનો ભાવ એવો થાય છે કે અમે તો તમારે આશ્રયે અને તમારી સહાયમાં છીએ જ; એટલે અમારૂં વ્યક્તિત્વ કાંઈ જ નથી. એ ભાવ ખોટો છે. હવે આશ્રયનો

ભાવ કાઢી નાખીને એકલો સહાયકનો ભાવ રાખીએ તો એમ અર્થ થાય કે આપણે સૌવેની જોખમદારીનો બધો ભાર તમારા એકલાના ઉપર જ છે. અમે તો ફક્ત તમારાં સહાયક છીએ એ ભાવ પણ ખોટો છે. જોખમદારી પણ આપણા ત્રણેયની છે

હવે તું લગભગ બરાબર સમજી. સહાયનો ભાવાર્થ એમ છે કે આશ્રય દેનાર સહાય પણ આપે આશ્રય લેનાર તો જરૂર પૂરતો જ સહાયક બને. આપણે ત્રણેય એકબીજાનાં સહાયક છીએ, એકબીજાની ખામીના પૂરક છીએ એનો અર્થ એ કે આપણે આપણી સહાયથી એકબીજાના ગુણો વિકસાવીએ અને મનોબળ મજબૂત કરાવીએ. એ સહાયમાં આપણા ત્રણેયના વ્યક્તિત્વ ખીલવા જોઈએ. કોઈનું પણ વ્યક્તિત્વ દબાવું ન જોઈએ. પ્રેમથી, જ્ઞાનથી, વર્તનથી આપણા ત્રણેયનું વ્યક્તિત્વ એકસરખું જ હોવું જોઈએ. થવું જોઈએ. એમ થાય ત્યારે જ આપણે પૂર્ણ એકરૂપ થયા કહેવાઈએ, સમજી, કાંતા ?

હા, પ્રભુ મારા બોલવામાં ભૂલ થઈ હતી તો માફ કરો એટલું બોલી બે હાથ જોડી માફી માગતી કાંતા પ્રવીણને નમી પડી.

મેં કાંતાના બોલવાને મૂક ટેકો આપ્યો હતો એટલે મારી પણ ભૂલ થઈ હતી તો મને માફ કરો એમ કહી સુધા પણ બે હાથ જોડી નમી પડી

બનેના વાંસે હાથ મૂકી પ્રવીણ બોલ્યો—

તમારી બનેની સરળતા ને નમ્રતાથી હું બહુ ખુશી થાઉં ... આજના પવિત્ર દિવસે આપણે વિદ્યાલયની સ્થાપના કરી તેમ ...જના પવિત્ર દિવસે આપણા જ્ઞાનમાં સારો વધારો થયો આપણી ... આડે આવતું અજ્ઞાનનું આવરણ હટી ગયું એ આપણું ... સુભાગ્ય છે. તો હવે આપણે સુતા પહેલાં આજના સુભાગ્ય

આરે પ્રાર્થના કરી લઈએ. આજ તો નવા જ્ઞાનને અનુસરીને, કાંતા, તું જ પ્રાર્થના કર.

ભલે, જેવી પ્રભુની ઇચ્છા.

## કાંતાની પ્રાર્થના

હે પરમાત્મન્!

તમારી ભક્તિ કરવાથી, તમારી પ્રાર્થના કરવાથી અમે પણ તમારા જેવું જ પરમાત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવીએ છીએ.

હા,' પ્રભુ!

એમ તો અમે અમારા જીવનમાં સુખી છીએ પણ એ સુખ તો અવિનાશી છે, ચાર દિનના ચાંદરડા જેવું છે. અમને નથી એવા સુખનો મોહ કે નથી અભિમાન.

સંભવિત છે, પ્રભુ! કે હજુ તો અમારે ઘણાં યે ઘોર કર્મોનાં ફળ ભોગવવાનાં બાકી હોય. તેવાં ફળ ભોગવતી વખતે અમે તેવા કપરા સંજોગોમાં અમે મુકાયા હોઈએ તો પણ અમારૂં આત્મબળ જરા યે ક્ષતિ ન પામે, અમારી શુભ ભાવના, અમારી કર્મભાવના જરાયે ખંડિત ન થાય, તમારી ભક્તિ કરવામાં અમારાથી જરા યે ઉણપ ન રહે અને અમારી શ્રદ્ધા જરા યે ચલિત ન થાય એવી હે પ્રભુ! અમારી તમ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

હે ભગવન્!

અમે તો ઈચ્છીએ છીએ કે અમારી શક્તિનો અને અમારા

# જૈન સૂત્રો

## ઇતિહાસ અને સમીક્ષા

ભાગ ૧ લો-૧૯ પ્રકરણો

હાલનાં સૂત્રો, કાળચક્ર, કાળની ગણતરી, કાળનું માપ, જૈન ધર્મની પ્રાચીનતા, સૂત્રોની ઉત્પત્તિથી પુસ્તકારૂઢ થયા સુધીનો ઇતિહાસ; સૂત્રોનું વર્ગીકરણ, સૂત્રો કોણે રચ્યાં, સૂત્ર કે આગમ. માન્યતાભેદનું કારણ વગેરે ૧૯ વિષયો ઉપર ઇતિહાસ, સમીક્ષા, માહિતી આપેલી છે.

ભાગ ૨ જો

જૈનેતરોએ કરેલાં ખોટાં ભાષાંતરો તથા રેવતી દાન સમાલોચના.

ભાગ ૩ જો

નંદી સૂત્ર પ્રમાણે સૂત્રોનાં નામો, જુદાજુદા વર્ગ પ્રમાણે નામો, અલગ અલગ સંપ્રદાયની માન્યતા પ્રમાણેની વર્ગવાર ટીપો, સૂત્રોનાં પદ વગેરેની હકીકત, સૂત્રો અને તેના અધ્યયનોમાંના વિષયની વિગત.

કિંમત રૂા ૩-૮-૦

જૈન સિદ્ધાંત સભા

શાંતિસદન : ૨૫૯ લેમિંગ્ટન રોડ : મુંબઈ ૭